ग्रंथ २१ मुं
ग्रंथांक
२४५-२४६

विविध ग्रंथमाळा

सं० १९८७
फागण
अंक

# सुखी जीवननां साधन

## આધ્યાત્મિક લેખોના ઉમેરા સાથે

વિનંતિ—ઉપર પુસ્તકોને મુકી નહિ રાખતા બીજાઓ
ને વાંચવા આપીને અને તેમને વાંચવા પ્રેરીને
ઉત્તેજિત કરવા એ પણ સજ્જનોનું
કર્તવ્ય અને પરોપકાર છે.


सस्तुं साहित्य वर्धक कार्यालय

अमदावाद
ભદ્રપાસે

મૂલ્ય—૦॥=, સાદું પૂંઠું ૦॥

मुंबई २
કાલબાદેવી

# આ સાથેનું છૂટું ચોપાનિયું

આ પુસ્તક સાથે આંખોના ખાસ ઉપાય તરીકે ખાખરાના અર્ક સંબંધી ઉપયોગી ચોપાનિયું છૂટું મોકલાશે અને બનશે તો તેની સાથે અથવા જુદા ચોપાનિયારૂપે ઉત્તમ વાચન અને બીજી બાબતો સંબંધી અગત્યના વિચારો અપાશે. આશા છે કે હરેક વાંચનાર બંધુ તે કાળજીપૂર્વક વાંચશે અને અન્ય સજ્જનોને વાંચવા આપશે; તથા આંખની બિમારીવાળા બંધુઓને ખાખરાના અર્ક વિષે માહિતી આપવા તસ્દી લેશે.

# सुखी जीवननां साधन

(આધ્યાત્મિક લેખોના ઉમેરા સાથે)

ઓરિસન સ્વેટ માર્ડનના "ઑપ્ટિમિસ્ટિક લાઇફ" ઉપરથી

અનુવાદક સ્વ૦ રત્નસિંહ દીપસિંહ પરમાર
ડભોલી જીલ્લે-સુરત.

सस्तु साहित्य वर्धक कार्यालय तरफथी
સંપાદક અને પ્રકાશકઃ-ભિક્ષુ અખંડાનંદ
અમદાવાદ અને મુંબઇ-૨

પહેલી આવૃત્તિ-પૃષ્ઠ ૩૧૨, પ્રત ૧૧૦૦૦, સંવત ૧૯૮૭

મૂલ્ય ૦।।।= સાદુ પૂંઠું ૦।।=




સારાં પુસ્તકોને મૂકી નહિ રાખતાં વાંચવાં, વાંચવા આપવાં
અને વાંચવાની પ્રેરણા કરતા રહી કરતાં રાખવાં એ
પણ સજ્જનોનું ભૂષણ અને પરોપકાર છે.

અમદાવાદ "સસ્તુ સાહિત્ય મુદ્રણાલય"માં
ભિક્ષુ-અખંડાનંદના પ્રબંધથી મુદ્રિત.

# નિવેદન

વિવિધગ્રંથમાળાના ગ્રંથાંક ૨૪૫-૪૬ અને એકવીસમા-ચાલુ ૧૯૮૭ ના-વર્ષનું આ બીજું પુસ્તક છે.

ઓ. સ્વેટ માર્ડનનાં આ ગ્રંથમાળા દ્વારા આગળ ધસો, ભાગ્યના સ્રષ્ટાઓ, સુખ સામર્થ્ય અને સમૃદ્ધિ તથા વિચારોના ચમત્કાર, એ ચાર પુસ્તકો આગળ નીકળ્યાં હતાં. આ પુસ્તક પણ એ જગપ્રસિદ્ધ લેખકનું હોઇ પંદરેક વર્ષ અગાઉ સ્વ૦ શ્રી. રત્નસિંહ દીપસિંહ પરમારને હાથે અનુવાદિત થયેલું છે.

મૂળલેખક મહોદયે આ ગ્રંથમાં જે જે ઉપયોગી બાબતો સમાવી છે તે આ પછી આપેલી અનુક્રમણિકા જોવાથી પણ જણાશે. એમાં મુખ્યત્વે એમણે વ્યાવહારિક સુખનાં સ્વરૂપ તથા સાત્વિક સાધન અને સાધના સમજાવવાનો જે સરસ પ્રયત્ન કર્યો છે તેની સાથે તેઓ પારમાર્થિક સુખ તરફ પણ ધ્યાન ખેંચવા ચૂકયા નથી.

ગોરખપુરના સુપ્રસિદ્ધ "કલ્યાણ" માસિકમાં પારમાર્થિક વિષયના જે અનેક લેખો આવે છે; તેમાં "અહં બ્રહ્માસ્મિ" અને "તત્ત્વમસિ"નું અનધિકારને લીધે શુષ્ક નીવડતું વેદાંત નહિ પણ પરમપદાધિકારી બનવાનાં સાધન અને સાધના તરફજ મુખ્ય લક્ષ્ય હોય છે. આથી એમાંના એ પ્રકારના જે થોડા લેખ પસંદ કરી અલગ કાઢી રાખેલા; તે આ પુસ્તકની પૂરવણીરૂપે ઠીક લાગવાથી છેવટે ઉમેરી લીધા છે. આ પ્રમાણે વ્યાવહારિક સુખનાં સાધનોની સાથે-પારમાર્થિક સુખ-સાધનો વિષે ઋષિમુનિઓની આધ્યાત્મિક અસરથી ઉભરાતા લેખો પણ આ પુસ્તક સાથે યોજાવાથી પાઠક બંધુઓને તે પ્રિય થવા આશા છે.

એકાદ બે વર્ષ સંસ્થાનું પ્રેસ અને વિવિધ ગ્રંથમાળાનું કામ ઢીલમાં નાખવાનો વિચાર ચાલુ સાલમાં અમલમાં મૂકવો હતો; પણ આગલાં કેટલાંક પુસ્તકોની પુનરાવૃત્તિઓની ખાસ જરૂર હતી અને છેલ્લાં પ્રૂફ વગેરેનું કામ (કે જે જાતે બજાવ્યા વિના સંતોષ વળતો નથી તે) ચાલુ સાલમાં મોટે ભાગે પહાડ તરફ રહીને બની શકવાથી એ પુસ્તકો યથાવકાશ છપાતાં ચાલી હવે એકસાથે બહાર પડે છે. એ કુલ સાત પુસ્તકોમાં એક તો આ પુસ્તક પોતે છે, અને બાકીનાં (આર્યભિષક્, ભાગ્યના સ્રષ્ટાઓ, આર્યધર્મનીતિ, પ્રભુમય જીવન, સુખસામર્થ્ય સમૃદ્ધિ અને વિચારોના ચમત્કાર, સુબોધક નીતિકથા એ છ)પુસ્તકો પુનરાવૃત્તિરૂપે નીકળેલાં હોઇ તરતમાં (૧૯૮૭ની આખર સુધી) માત્ર અર્ધા મૂલ્યે મળવા ગોઠવણ થઈ છે. એ વિષે આ પછી અપાયલી હકીકત તરફ ધ્યાન ખેંચી ૐ તત્સત્

શ્રાવણ સુદ ૧૫-૧૯૮૭ — ભિક્ષુ-અખંડાનંદ

## હાલ નીચલા ગ્રંથોની પુનરાવૃત્તિઓ નીકળી છે તેની

# તરત માટે અર્ધી કિંમત છે.

### ૧—આર્યભિષક્ અથવા હિંદનો વૈદ્યરાજ

આ સાતમી આવૃત્તિ હોઇ એમાં પુષ્કળ સુધારાવધારો થવાથી છઠ્ઠી આવૃત્તિ કરતાં લગભગ ૧૨૫ પૃષ્ઠ ઉમેરાઇ કુલ પૃષ્ઠ ૮૪૮ થયાં છે.

આ પ્રમાણે આ આવૃત્તિ કદમાં અને ઉપયોગીપણામાં ખાસ વધવા છતાં આગલી આવૃત્તિના રૂ. ૪) હતા તેને બદલે રૂ. ૩) રખાયા છે; તેનું મુખ્ય કારણ બધો વહિવટી ખર્ચ નહિ ચડાવવાનું છે.

એ સિવાય તરતને માટે—એટલે કે ચાલુ સાલની દિવાળી સુધીને માટે એથી પણ માત્ર અર્ધુંજ મૂલ્ય (અમદાવાદના કાર્યાલયમાં ૧॥ અને મુંબઇના કાર્યાલયમાં ૧॥।) રખાયું છે; તેમાં હેતુ એ છે કે એ ખાડો બીજી રીતે નીવેડી લઇ જેમણે આગલી આવૃત્તિ લીધી હોય તેઓ પણ આ આવૃત્તિ સહેલાઇથી લઇ શકે તેમ કરવું.

આ પુસ્તકનું પોસ્ટેજ અને વી. પી. ખર્ચ ૧) આવશે. પણ કમમાં કમ બે પ્રત રેલ્વે પારસલથી મંગાવવાથી બહુ ઓછા ખર્ચમાં આવશે. એમાં કિંમત તથા પેકીંગ ઇત્યાદિના ૦। પ્રથમથી મોકલવા જોઇએ.

**ખાસ સૂચના**—આ તેમજ નીચે જણાવેલાં મળી છએ પુસ્તકો ચાલુ સાલની દિવાળી સુધીજ છાપેલાથી અર્ધી કિંમતે (અને મુંબઇમાં ખર્ચ જોગી થોડી વધુ કિંમતે) મળશે. તથા એકેક પ્રતથી વધુ કોઇને અપાશે નહિ.

---

### ૨—ભાગ્યના સ્રષ્ટાઓ

સુવિખ્યાત અમેરિકન લેખક ઓ૦ સ્વે૦ માર્ડનના એક લોકપ્રિય ગ્રંથના અનુવાદરૂપ આ પુસ્તક વિવિધ ગ્રંથમાળા દ્વારા ૧૯૭૭માં રૂ. ૨)થી નીકળેલું. તેની આ બીજી આવૃત્તિ સુધારા સાથે છપાઈ છે. કદ ૫×૯, પૃષ્ઠ ૫૬૪, પાકું પૂંઠું, મૂલ્ય ૧॥ અને તરત માટે અમદાવાદમાં ૦॥। તથા મુંબઇમાં ૦॥।≈ છે.

**આમાંની થોડી બાબતો**—મનુષ્ય જોઇએ છે. ખરા મનુષ્યને ઇશ્વર પણ મદદ કરે છે. શક્તિવાળાનીજ વાત જગત સાંભળે છે. માર્ગ શોધી કાઢો યા નવો કરો. વિઘ્નોનો ઉપયોગ. એક અવિ-

ચળ લક્ષ્ય. કશી સહાય વિના કીર્તિ મેળવનારા નિર્ધન છોકરાઓ. પુષ્કળ ધન અને બધા ખિતાબો કરતાં ચારિત્ર્ય વધુ જોરાવર છે. ત્રેવડ ત્રીજો ભાઇ છે. જ્યાં જુઓ ત્યાં તકજ તક છે. તમારી જાતના સ્વામી બનો. પ્રત્યેકનું સ્વર્ગ તેની પાસે છે. ઇત્યાદિ. ઇત્યાદિ.

---

## ૩–સુખ સામર્થ્ય, સમૃદ્ધિ અને વિચારોના ચમત્કાર

કદ ૫×૯, પૃષ્ઠ ૪૦૦, પાકું પૂંઠું, મૂલ્ય ૧, તરતમાં ૦ાા, મુંબઇમાં ૦ાા≈

આ ગ્રંથ પણ ઉપલાજ લેખકનો હોઇ અમેરિકામાં તેની દર માસે આવૃત્તિ નીકળતી હતી. આ ગ્રંથ વિવિધ ગ્રંથમાળા દ્વારા ૧૯૭૭ માં નીકળેલો. આ બીજી આવૃત્તિ સુધારા સહિત નીકળી છે.

**આમાંની મોટી બાબતો:**—ઉદારાત્મા આપીને શ્રીમંત થાય છે અને કંજુસ સંગ્રહ કરીને રંક બને છે. ભકતાત્માને નવીન બળ મળ્યા કરી ઉન્નતિના આકાશમાં તે ગરુડની પેઠે ઉડશે. તે દોડશે પણ થાકશે નહિ અને બોજો ઉપાડશે પણ બેશુદ્ધ થશે નહિ. તમારો આદર્શ એ તમે કેવા થશો તેની આગાહી છે. વિકાસ પામો કે ક્ષીણ થાઓ. વિચાર સુધારો એટલે તમે પણ સુધરશો. શાશ્વત તારુણ્ય આપણામાંજ છે. ઉત્સાહ, હિંમત, આશા અને આનંદ, એ વસ્તુઓ માંદાને સાજા કરવામાં દવા કરતાં બહુ વધારે મદદ કરે છે.

---

## ૪–આર્યધર્મનીતિ અને ચાણક્યનીતિસાર

વિવિધ ગ્રંથમાળા વીસ વર્ષ પર ૧૯૬૭માં શરૂ થઇ ત્યારે સર્વપ્રથમ આ ગ્રંથ નીકળ્યો હતો. આ તેની પુનરાવૃત્તિ હોઈ કદ ૫×૬ાા, પૃષ્ઠ ૨૪૦, મૂલ્ય પાંચ આના અને પાકા પૂંઠા સાથે સાત આના છે તથા તરત માટે એથી અર્ધી કિંમત છે.

આ ગ્રંથમાં ધર્મ અને નીતિ સંબંધી શ્લોકો ગુજરાતી અર્થ સાથે આપેલા હોઇ તેમાંના સેંકડો શ્લોક કંઠ કરવા જેવા છે. આ શ્લોકો અનેક અધ્યાયોમાં વહેંચાયલા હોઇ થોડીક બાબતો આ પ્રમાણે છે:–તેજ અને ક્ષમા. ઉદ્યમ અને ખંત. દાન અને અહિંસા. જ્ઞાન અને સત્ય. દંપતિધર્મ અને નારીધર્મ. જીવિકા અને અર્થવ્યવહાર. સજ્જન અને દુર્જન. ધનવાન અને નિર્ધન. સપૂત અને કપૂત. રાજનીતિ. સદાચાર. આરોગ્ય. ઇ૦ ઇ૦

---

## ૫–પ્રભુમય જીવન

થોડા સુધારા સાથે આ પાંચમી આવૃત્તિ નીકળી છે. કદ ૫×૬ાા, પૃષ્ઠ ૨૦૮, મૂલ્ય ૦ા, પાકું પૂંઠું ૦ા≈ તરત માટે અર્ધું મૂલ્ય.

**આમાંની થોડી બાબતો**-વિશ્વનું સર્વોત્તમ સત્ય. પ્રેમનો પ્રભાવ. જ્ઞાન અને પ્રતિભા. પૂર્ણ શાન્તિ શક્તિ અને વૈભવની પ્રાપ્તિ. મહાત્મા ઋષિ અને જગદુદ્ધારક થવાનો નિયમ. સર્વ ધર્મોમાં રહેલી સમાનતા. સર્વોત્તમ સંપત્તિ પામવાનો સરસ માર્ગ. ૯૦ ૯૦

---

## ૬–સુબોધક નીતિકથા

સ્વર્ગસ્થ બીરબલ મહોદયે આમાં ૧૫૨ અસરકારક નાની વાર્તાઓ પ્રાણી, ઝાડ ઈત્યાદિને લાગુ પાડીને લખેલી છે. આ તેની ચોથી આવૃત્તિ હોઈ ૫×૬।।। નાં પૃષ્ઠ ૨૪૦, મૂલ્ય ૦।ー પાકું ૦।ꠈ, અને તરતમાં અર્ધું મૂલ્ય છે.

**આમાંની થોડી બાબતો**—ડંખ તોડેલો વિંછી. વાઘમામા ને ફાલુ માસી. ગધેટીની અધરણી. માંદો ધણી ને હેતાળ સ્ત્રી. ગુરુ થઇ બેઠેલો સરડો. ઢોરોની હડતાળ અને વરૂનો તડાકો. વાઘણ અને બકરી. બકરી ને કુતરીનો કજીઓ. પોપટને પિંજરે બેઠેલો કાગડો. બ્રાહ્મણ અને મહાદેવજી. ચસ્માવાળો ઘુવડ. કોલેરા અને ડૉકટર. વાંદરો અને બંદુક. કાણો શિયાળ. મુંગો પોપટ. ઘાયલ વાઘ અને પરગજુ વૈદ્ય. ચિત્તો અને સાંઢ. સારસ અને શિકારી. મોર અને રંગારી. લંબકર્ણ ગધેડો. સરસડાના બાપનું શ્રાદ્ધ. બોલતી ઘોર અને ચોરીનો માલ. સિંહ અને આગગાડી. દિલાવર ઘોડો ને અદેખો કૂતરો. ગધા ગધાનું સુધરેલું જોડું. ઉદ્યમી મરઘો ને આળસુ માણસ. ઠગારાં શિયાળ અને લોભી કૂતરાં. ઉજ્જડ ગામનો એરંડો પ્રધાન. ૯૦

---

# ग्रंथ स्वीकार

નીચેનાં પુસ્તકોનો સાભાર સ્વીકાર કરી જણાવવાનું કે, આ સંસ્થા તરફ આવતાં પુસ્તકો વાંચી-વંચાવી અભિપ્રાયાદિ છાપવાનું ધોરણ રખાયું નથી અને નીચે પ્રમાણે પુસ્તકોનાં નામ, ઠામ, કદ, મૂલ્ય વગેરેજ જણાવાય છે.

## ૧-શ્રીદક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર ભાવનગર.

**દુર્યોધન**—લેખક નાનાભાઈ, કદ ૫×૭ા, પૃષ્ઠ ૭૦ મૂલ્ય ૦)‖
**ભીમસેન**—,, ,, ,, ,, ,, ૯૦ ૦ા
**અર્જુન**— ,, ,, ,, ,, ,, ૧૪૦ ૦ા‖
**કુંતી-ગાંધારી**— ,, ,, ,, ,, ૯૮ ૦ા~
**યુધિષ્ઠિર**— ,, ,, ,, ,, ,, ૯૨ ૦ાા
**દિવાસ્વપ્ન**—લે૦ ગિજુભાઈ,, ૫×૬ાા ,, ૧૭૬ પાકું પૂંઠું ૦ાા=
**પ્રાથમિક શાળામાં ભાષાશિક્ષણ**—લેખક ગિજુભાઈ. કદ ૪ા×૭, પૃષ્ઠ ૧૬૦, પાકું પૂંઠું, મૂલ્ય ૦ાા=
**બાલશિક્ષણ**—લેખક ગિજુભાઈ, કદ ૪ા×૭, પૃષ્ઠ ૧૮૨, પાકું પૂંઠું, મૂલ્ય ૦ાા=
**ભેંસનાં શિંગડાંમાં. ગામડામાં ગયો હતો. આંબો રોપ્યો.** ગિજુભાઈ. દરેકનાં પૃષ્ઠ ૩૨, મૂલ્ય ૦)~ાા
**સુભાષિત રત્નમંજૂષા**—સંગ્રાહક ગણેશ સદાશિવ તળવલકર, કદ ૫×૭ા, પૃષ્ઠ ૬૪, મૂલ્ય ૦ા
**કોઈએ નહોતું કીધું**—લેખક હરભાઈ. કદ ૪ાા×૬ાા, પૃષ્ઠ ૧૩૮, પાકું પૂંઠું, મૂલ્ય ૦ાા
**શ્રીદક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનનો ૧૯૩૦નો અહેવાલ**

---

## ૨-સસ્તાસાહિત્ય મંડળ અજમેરનાં હિંદી પુસ્તકો

**ભાઈ કે પત્ર**—લેખક રામનાથલાલ સુમન. કદ ૫×૭ા, પૃષ્ઠ ૩૭૦, સાદું પૂંઠું, મૂલ્ય ૧ાા
**મરાઠોં કા ઉત્થાન ઔર પતન**—લેખક-શ્રી. ગોપાળ દામોદર તામસ્કર. કદ ૫×૭ા, પાકું પૂંઠું, પૃષ્ઠ ૬૪૦, મૂલ્ય ૨ાા.
**સ્વગત**—લેખક-હરિભાઉ ઉપાધ્યાય. પૃષ્ઠ ૮૨, મૂલ્ય ૦ા=

---

## ૩-ગીતા પ્રેસ ગોરખપુરનાં હિંદી પુસ્તકો

દરેકમાં કાગળ સારા, પૂંઠાં સાદાં અને કદ ૫×૭ છે.
**સમાજસુધાર**—લેખક-હનુમાનપ્રસાદ પોદ્દાર. પૃષ્ઠ ૪૦, મૂલ્ય ૦ા~

**ભક્તનારી**— „ „ ૮૦, ०।-
**ભગવદ્ગીતા મોટે અક્ષરવાળી**-„ „ ૩૧૨, ०॥
વિનયપત્રિકા—સંપાદક „ „ ૪૪૧, ૧)
**ભક્ત પંચરત્ન**— „ „ ૧૦૮, ०।-
**આચાર્ય કે સદુપદેશ**—લેખક ગુરાંદિત્તા ખન્ના.... ૨૨, ०)-
**એક સંત કા અનુભવ**—લેખક નારાયણસ્વામીજી. ૨૨, ०)-
વેદાંત છંદાવલિ—લેખક શ્રી. ભોલેબાબાજી. ૭૬, ०)॥
**સ્વામી મગનાનંદ કી જીવની ઔર ઉનકે પદ**
સંગ્રાહક જ્વાલાપ્રસાદ કનોડીઆ. પૃષ્ઠ ૨૦, મૂલ્ય ०)-
**શ્રીમદ્ ભગવદ્ગીતા કે કુછ જાનને યોગ્ય વિષય**—
લેખકઃ શ્રી. જયદયાળ ગોયન્દકા. પૃષ્ઠ ૪૪, મૂલ્ય ०)-
**સપ્ત મહાવ્રત**—લેખક મહાત્મા ગાંધીજી. પૃષ્ઠ ૩૦, મૂલ્ય ०)-
ગીતા મેં ભક્તિયોગ—લેખક-વિયોગી હરિ. પૃષ્ઠ ૧૦૨, ०।-
**ભાગવતરત્ન પ્રલ્હાદ**—લેખકો-પં૦ દ્વારકાં પ્રસાદ શર્મા અને
ઇંદ્રનારાયણ દ્વિવેદી પૃષ્ઠ ૧૩૬, મૂલ્ય ૧)
સેવા કે મંત્ર-અનુવાદક-કાશીનાથ નારણજી ત્રિવેદી.પૃષ્ઠ ૩૦, ०॥
**શ્રીભજનસંગ્રહ-ભાગ ૧**, સંગ્રાહક વિયોગી હરિ. પૃષ્ઠ ૨૦૮, ०)=
„ ભાગ ૨, „ „ „ „ ०)=
„ ભાગ ૩, „ „ „ „ ०)=
શ્રુતિ કી ટેર—લેખક-શ્રી ભોલે બાબાજી. „ પૃષ્ઠ ૧૫૦, ०।

## ૪–સૌરાષ્ટ્ર કાર્યાલય–રાણપુરનાં પુસ્તકો

સોરઠી ગીતકથાઓ—લેખક-ઝવેરચંદ મેઘાણી. કદ ૫×૭॥, પૃષ્ઠ ૧૪૦, સાદું પૂંઠું, મૂલ્ય ०।≈
**ઓળીપો અને બીજી પ્રેમકથાઓ**—લેખક ઉપર પ્રમાણે. કદ ૪॥×૭॥, પૃષ્ઠ ૯૨, સાદું પૂંઠું, મૂલ્ય ०।
કુરબાનીની કથાઓ—લેખક ઉપર પ્રમાણે. કદ ૫॥×૮॥, પૃષ્ઠ ૮૮, મૂલ્ય ०।=
કોઈનો લાડકવાયો અને બીજાં ગીતો—લેખક ઉપર પ્રમાણે. કદ ૬॥×૯, પૃષ્ઠ ૩૬, મૂલ્ય ०।=
**નરવીર લાલાજી**—લેખકો-કકલભાઈ કોઠારી અને ઝવેરચંદ મેઘાણી. કદ ૪॥×૭, પૃષ્ઠ ૯૬, સાદું પૂંઠું, મૂલ્ય ०।

## ૫–સિંધ આયુર્વેદિક ફાર્મસી–કરાંચીનાં પુસ્તકો

દરેકના લેખક-વૈદ્ય ગોપાળજી કુંવરજી ઠક્કુર. કદ ૫×૭॥
**વૈદ્યક ચિકિત્સાસાર**—**પૂર્વાર્ધ**—પૃષ્ઠ ૩૧૬, પાકાં પૂંઠાં, મૂલ્ય ૩)
**વૈદ્યક ચિકિત્સાપદ્ધતિ**-પૃષ્ઠ ૨૦૦, પાકાં પૂંઠાં મૂલ્ય ૨)

**અનુભૂત પ્રયોગાવલિ ભા. ૧ લો**—પૃષ્ઠ ૫૬, મૂલ્ય ૦ાા.
**કુપી પકવ રસાયન**—પૃષ્ઠ ૧૮, મૂલ્ય ૦)≈
**આસવારિષ્ટવિજ્ઞાન**—પૃષ્ઠ ૧૨, મૂલ્ય ૦)≈
**ચંદ્રોદય મકરધ્વજનું રહસ્ય**—પૃષ્ઠ ૨૮, મૂલ્ય ૦)≈
**ઉપયોગી પેટંટ દવાઓ**—પૃષ્ઠ ૧૬, મૂલ્ય ૦)≈
**આરોગ્યસિંધુ** માસિકની વર્ષ ૧ લા થી ૮ મા સુધીની પાકાં પૂંઠાંની ફાઇલો. મૂલ્ય વર્ષ ૧લાના ૦ાા, પછીના દરેક વર્ષના રૂા. ૨)

---

## ૬—અન્ય સજ્જનો તરફનાં પુસ્તકો

**નેપાળ અને આસામભ્રમણ**—લેખક-મણિલાલ જગજીવન દ્વિવેદી. કદ ૫×૭, પૃષ્ઠ ૮૮, પૂંઠું બૉર્ડ પટીનું, મૂલ્ય ૦ાા≈
**પિકેટિંગનો પ્રભાવ**—લેખક-પ્રકાશક—ન્યાયરત્ન લલ્લુભાઇ બીમભાઈ દેશાઇ, સંદલપુર (સુરત) ૫×૭ા નાં પૃષ્ઠ ૯૦, ૦ા≈
**શ્રી ઉપાસની બાબાનાં પ્રવચનો ભાગ ૧ લો**—અનુવાદક વામનરાવ પ્રાણગોવિંદ પટેલ. પ્રકાશક–ગોવિંદદાસ નારણદાસ શેઠ. ચંપાગલી, મુંબાઇ. ૫ાા×૮ાા નાં પૃષ્ઠ ૫૪૦, પાકુ પૂંઠું, મૂલ્ય ૨)
**મહાત્મા ગાંધીજીની અગીઆર શરતો**–લેખક–અ. ખુશાલ તલકશી શાહ. પ્રકાશક—ગૂજરાત વિદ્યાપીઠ. કદ ૪ાાા×૭ નાં પૃષ્ઠ ૧૪૬, ૦ા
**વિચારસાગર**—અનુવાદક-છોટાલાલ નરભેરામ ભટ્ટ, પ્રકાશક વકીલ માણેકલાલ ચુનીલાલ, ખંભાત. ૮ાા×૫ા નાં પૃષ્ઠ ૪૮૪, પાકું પૂંઠું, કિંમત ૨ા
**ખુદાનામું ભાગ ૩ જો**—લેખક અને પ્રકાશક–શેરાબજી મંચેરજી દેશાઇ–નવસારી. ૬ાાા×૧૦ નાં પૃષ્ઠ ૨૦૮, પાકું પૂંઠું રૂ. ૧ાા
**ખુદાનામું-ભાગ ૪ થો**—લેખક અને પ્રકાશકઃ–સોરાબજી મંચેરજી દેશાઇ, નવસારી. ૬ાાા×૧૦ નાં પૃષ્ઠ ૨૧૪, પાકું પૂંઠું ૧ાા
**બાળદર્શન**—લેખક-પ્રકાશક-પ્રેમયોગી, ઠે, ન્યુ ઇરા સ્કુલ, ગોવાલીઆ ટેંક મુંબાઈ ૭. કદ ૫×૬ાાા, પૃષ્ઠ ૬૦, મૂલ્ય ૦ાા
**બાળકોની રંગભૂમિ**—પ્રયોજક અને પ્રકાશક–રમણલાલ નાનાલાલ શાહ, બાલજીવન કાર્યાલય–વડોદરા. ૫×૭ા નાં પૃષ્ઠ ૧૨૮, ૦ાા
**બાળભક્ત-પ્રહ્લાદજી**—પ્રકાશક-સૌ. બહેન લીલાવતી, ૨૧ મિન્ટરોડ, કોટ–મુંબાઇ. કદ ૫×૭ા, પૃષ્ઠ ૯૬, પાકું પૂંઠું, અમૂલ્ય.
**ખાદીનું વ્યાપક અર્થશાસ્ત્ર**—અનુવાદકો–નગીનદાસ નારણદાસ પારેખ અને જેઠાલાલ જીવનલાલ ગાંધી. પ્રકાશક—નવજીવન કાર્યાલય, અમદાવાદ. કદ ૫×૭ા, સાદું પૂંઠું, પૃષ્ઠ ૨૭૮, મૂલ્ય ૦ાા
**જ્ઞાનસૂર્યોદયાખ્ય મહાગ્રંથ ગીતાપ્રવચન વગેરે**—પ્રકાશક–માણિકયલાલ જમનાદાસ મ્હલારજી, સોની ફળીઆ સુરત.

કદ ૫×૭ાા, સાદું પૂંઠું, પૃષ્ઠ ૨૭૪, મૂલ્ય લખ્યું નથી.

**કન્યા સુબોધમાળા**—લેખિકા–સૌ. નાનુગૌરી હરિરામ પલણ; પ્રકાશક—રતનબાઇ રામજી ગોવિંદજી દક્ષિણી. પૃષ્ઠ ૨૦ અમૂલ્ય.

**શ્રીહરિકીર્તનામૃત**—લેખક–હરિરામ ભાગ્યચંદ પલણ. પ્રકાશક–પ્રધાનજી પ્રાગજી બીજાણી, ૫૩ મીન્ટરોડ, મુંબઈ. પૃષ્ઠ ૧૬૦, ૦।~

**સૌરાષ્ટ્રનાં વીરશ્રી**—લેખક–હરિલાલ લલ્લુરામ દવે. પ્રકાશક–ભાગ્યોદય ઑફિસ–અમદાવાદ. કદ ૫×૬ાા, પૃષ્ઠ ૨૬૦, મૂલ્ય ૨)

**કાળની ગતિ**—લેખક–મોતીલાલ જેઠાલાલ મહેતા. પ્રકાશક–છોટાલાલ જીવણદાસ શાહ, ઠે. શા. રતનજી જીવણદાસનો બંગલો–ઘાટકોપર. કદ ૫×૭ાા, પૃષ્ઠ ૨૬૪, પાકું પૂંઠું, અમૂલ્ય.

**રણદુંદુભી**—લેખક મસ્તમયૂર, પ્રકાશક–કાંતિલાલ નાથુભાઇ શેઠ, વડાપાડા–ભરૂચ. પૃષ્ઠ ૧૮, મૂલ્ય. ૦)॥

**સંસ્કૃત સોપાનમ્**—પ્રકાશક–ગંગાબાઇ પાઠશાળા–ઉંઝા. કદ ૫×૭ાા, પૃષ્ઠ ૧૦૪, મૂલ્ય લખ્યું નથી.

---

## ૭–વૃત્તાંતો ઇત્યાદિ

**શ્રીગોપાલકૃષ્ણ સનાતન બ્રહ્મચર્યાશ્રમ**—સિદ્ધપુર. સંવત ૧૯૮૪–૮૫–૮૬નો ત્રિવાર્ષિક અહેવાલ.

**બહેરા મૂંગાની શાળા અમદાવાદ.** સને ૧૯૨૯નો હેવાલ.

**શ્રીચોરવાડ માતાજીના ઝુંડનો** વૃક્ષરોપણનો બીજો અહેવાલ.

**શ્રીચોરવાડ મિત્રમંડળ લાયબ્રેરીનો**—૧૯૨૯–૩૦ નો રિપોર્ટ.

**શ્રીરામકૃષ્ણ મિશન સેવાશ્રમ**—વૃંદાવનનો ૧૯૩૦ નો રિપોર્ટ.

**શ્રીચરોતર ગોસ્વામી યુવક મંડળ**—બોરસદનો અહેવાલ.

**ભીલ આશ્રમ**–અમૃતપરાનો ૧૯૩૦ નો વાર્ષિક અહેવાલ.

# अनुक्रमणिका

## સુખી જીવનનાં સાધન

| પ્રકરણ | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧ | આનંદી બનો ... ... ... ... | ૧ |
| ૨ | મળતાવડા બનવાના ફાયદા... ... ... | ૬ |
| ૩ | આંતરિક જીવનનો શરીરના સૌંદર્ય સાથે સંબંધ... | ૧૩ |
| ૪ | મિત્રોની કિંમત ... ... ... ... | ૧૮ |
| ૫ | ક્રોધી સ્વભાવથી થતી હાનિ ... ... | ૨૫ |
| ૬ | નજીવી બાબતો ... ... ... ... | ૨૯ |
| ૭ | જીવન શી રીતે ઘડવું? ... ... ... | ૩૧ |
| ૮ | ઉન્નતિની આશા રાખતાં શીખો. ... ... | ૩૪ |
| ૯ | માનસિક શક્તિ ... ... ... ... | ૪૨ |
| ૧૦ | સારી રીતે વાર્તાલાપ કરવાથી થતા લાભો ... | ૫૦ |
| ૧૧ | તરુણ લેખકોને સૂચના ... ... ... | ૫૭ |
| ૧૨ | તમારી કિંમતીમાં કિંમતી મિલ્કત ... ... | ૬૪ |
| ૧૩ | શ્રેષ્ઠતાજ સર્વોત્તમ માર્કો છે. ... ... | ૭૧ |
| ૧૪ | બહુ દેખરેખનાં બૂરાં પરિણામ ... ... | ૭૮ |
| ૧૫ | સમર્થ બુદ્ધિનો જમણો હાથ ... ... | ૮૨ |
| ૧૬ | મહેનતનો બદલો ... ... ... ... | ૮૯ |
| ૧૭ | કાર્ય અને વૈતરા વચ્ચેનો ફરક ... ... | ૯૬ |
| ૧૮ | પ્રકૃતિને અહીક માનવાની ટેવ ... ... | ૧૦૧ |
| ૧૯ | કામને હમેશાં લાયક રહેવું ... ... ... | ૧૧૧ |
| ૨૦ | સફળતાનો દારૂ ... ... ... ... | ૧૧૭ |
| ૨૧ | મનોવૃત્તિઓને જીતી લો. ... ... ... | ૧૨૧ |
| ૨૨ | નિશ્ચય અંતિમજ હોવો જોઇએ. ... ... | ૧૨૯ |
| ૨૩ | મહાન નિશ્ચયબળ અને થોડી શક્તિ ... ... | ૧૩૬ |
| ૨૪ | મુશ્કેલીઓને ઓછામાં ઓછું મહત્ત્વ આપો. ... | ૧૪૧ |
| ૨૫ | મહાન સંપત્તિનું બીજ ... ... ... | ૧૪૮ |
| ૨૬ | ગુંચવણકારક સંબંધો ... ... ... | ૧૫૧ |
| ૨૭ | વ્યાપારી પ્રમાણિકતા ... ... ... | ૧૫૯ |
| ૨૮ | પરાજયમાંથી વિજય મેળવવો ... ... | ૧૭૭ |
| ૨૯ | તમારા મનોયંત્રમાં તેલ પૂરો. ... ... | ૧૮૫ |
| ૩૦ | વિશ્રાંતિ ન મેળવી શકે એવો માણસ ... | ૧૮૯ |
| ૩૧ | કામમાં તાજાપણું ... ... ... | ૧૯૬ |
| ૩૨ | તમારી ચિંતાઓને તમારે ઘેર લઇ જશો નહિ. | ૨૦૦ |
| ૩૩ | તમને સદાય યુવાન રહેતાં આવડે છે?... ... | ૨૦૭ |

## પરિશિષ્ટ અથવા ઉમેરો



---

## શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૬૦ | ૩૧ | પુન | પુનઃ |
| ૬૮ | ૨૮ | શાક્તનો | શક્તિનો |
| ૧૦૦ | ૧૬ | સંગે મર- | સંગેમર- |
| ૧૦૯ | ૩૦ | માાનસિક | માનસિક |
| ૧૨૦ | ૧૭ | ધર્ષ ણુ | ઘર્ષણુ |
| ૧૨૬ | ૬ | છૂટે | છૂટે |
| ૧૩૪ | ૬ | આ; | આ- |
| ૧૬૦ | ૩૩-૩૪ | દુકાનોમાંજ શો | દુકાનોમાં જશો |
| ૧૬૯ | ૨ | વસ્થાનું | અવસ્થાનું |
| ૧૮૭ | ૨૪ | રાખવે | રાખવો |
| ૨૧૭ | ૮ | વર્ષાનાં | વર્ષોનાં |
| ૨૩૫ | ૧ | શાક્ત | શક્તિ |
| ૨૩૫ | ૧૫ | હ | હૈ |
| ૨૬૬ | ૩૨ | અપનાસા | અપનાયા |

૧૯૦૨૧



# सुखी जीवननां साधन

## प्रकरण १ लुं—आनंदी बनो

જ્યારે કુમારી એડિથ પાઠશાળામાં અભ્યાસ કરતી હતી ત્યારે તે "આનંદી છોડી"ના નામથી ઓળખાતી હતી. હતાશ, નિરાશ અને અભ્યાસમાં પાછળ રહેલી અનેક છોકરીઓ પ્રોત્સાહન અને ઉત્તેજન મેળવવા માટે તેની પાસે જતી અને તે અવશ્ય તેમને મળતાં. તે જ્યાં જ્યાં જતી, ત્યાં ત્યાં આનંદ ફેલાવતી.

આનંદી થવાનો માર્ગ ઘણો વિશાળ હોવાથી પ્રત્યેક જણને માટે તેમાં અવકાશ છે, અને એ માર્ગ બીજા માર્ગોની આડે આવતો નથી. બીજા માર્ગો કરતાં એ માર્ગમાં લાભ પણ વિશેષ છે. કારણ કે આનંદી માણસો આસપાસનાં પુષ્કળ માણસોનું કલ્યાણ કરે છે. તેઓ જનસમાજના આરોગ્ય અને હિતવર્ધક ખાતાના બિનપગારદાર નોકરો છે.

હકીકત ઉપર પ્રમાણે હોવાથી કમાવાની શક્તિ ખીલવવાની જેટલી જરૂર છે, તેટલીજ આનંદી સ્વભાવ ખીલવવાની પણ જરૂર છે. આનંદની સર્વવ્યાપકતા એજ તેની મહત્તાની સાબિતી છે. ગણિતશાસ્ત્ર અથવા ભાષા શીખવાની જેટલી આવશ્યકતા છે, તેટલીજ હસમુખો સ્વભાવ પાડવાની જરૂર છે. હસવાની શક્તિને ઉત્તેજિત કરી તેનો વિકાસ કરવો એ શારીરિક, માનસિક અને આર્થિક શક્તિ મેળવવાની મહાન ઔષધિ છે.

પ્રત્યેક વસ્તુમાંથી આનંદ લેવાનો અભ્યાસ ચમત્કારિક રીતે આપણા સમગ્ર જીવનને ફેરવી નાખે છે. આવી ટેવ પાડવાથી આપણને સર્વ વસ્તુઓ કોઇ ઓરજ સ્વરૂપમાં

જણાય છે. હસમુખો સ્વભાવ એ કાંઈ છાછરી વૃત્તિનો સૂચક નથી. મહાપુરુષો પણ ઘણાખરા હસમુખા હોય છે.

નાનાં બાલકોની હાસ્યવૃત્તિ દબાવી દેવી, એ એક પ્રકારનો અપરાધ છે. બાલકો તો હસ્યા વિના રહી શકેજ નહિ. બાલકોને હાસ્યરહિત રાખવાં એવો પરમાત્માનો હેતુજ નથી અને તેમના વદન પર જો ચિંતા અને વ્યગ્રતા જણાય તો નિશ્ચયપૂર્વક માનજો કે, તેને માટે કોઇક વ્યક્તિ ગુન્હેગાર અવશ્ય છે.

ઘણા માણસોએ જાણી જોઇને હાસ્યવૃત્તિને તિલાંજલિ આપી હોય છે. તેમને લેશ પણ હસવું ગમતું નથી. તેઓ એમ માને છે કે, હસવું એ એક પ્રકારની દુર્બલતા છે, અને એથી માત્ર છાછરો સ્વભાવજ વ્યક્ત થાય છે; માટે હસવું એ કોઈ પણ શાણા માણસનો ધર્મ નથી. તેઓ એમ પણ કહે છે કે, આપણું જીવન તો બસ ગંભીરપણે કાર્ય કરવાને નિર્માણ થયેલું છે. આ લોકો જાણે આખા જગતનાં દુઃખોના બોજા તળે દબાઇ ગયેલા હોય તેમ તેઓ એમ ધારે છે કે, માણસને તે વળી હસવું પરવડેજ કેમ ? તેઓ જાણે એમજ ધારતા જણાય છે કે, અમારા વિના જગત ચાલશેજ કેમ ? જાણે સમગ્ર વિશ્વનો બોજો તેમની ખાંધ ઉપરજ ન હોય ! તેવું ગંભીર વદન રાખીને તેઓ ફરે છે.

બીજા હાથ પર આનંદી માણસો સૌથી સુખી હોય છે; એટલુંજ નહિ પરંતુ તેઓ સૌથી દીર્ઘાયુષી હોય છે, સૌથી વિશેષ ઉપયોગી હોય છે અને સૌથી વિશેષ સફળતા પણ મેળવે છે. આનંદ મનુષ્યના જીવનયંત્રમાં તેલ પૂરી તેને સરલતાપૂર્વક ચાલવાને શક્તિમાન કરે છે અને કોહવાટ દૂર કરી ઘણા માણસોને અકાળ મૃત્યુના પંજામાંથી બચાવે છે.

લીડિયા મેરિયા ચાઇલ્ડ નામની વિદુષી જણાવે છે કે "મને જ્યાં ત્યાં આનંદ રહેલો જણાય છે. મારા દિવાન-ખાનામાં મેઘધનુષ્ય આણવાને માટે હું બારીમાં પાસાવાળો કાચ ટાંગું છું."

ખરેખર, આનંદજ ખરૂં તત્ત્વજ્ઞાન છે અને એજ મગજની ઉત્તમોત્તમ ઔષધિ તથા શરીરની રામબાણ દવા છે.

પ્રત્યેક વસ્તુ અને સ્થિતિમાંથી આનંદ મેળવવો, એ

એક પ્રકારની ઉત્તમ મિલ્કત છે. દ્રવ્ય કરતાં તો આનંદરૂપી મૂડી બહુજ વધારે કિંમતી છે.

તમે કોઇ પણ કામ કરતા હો તેમાં આનંદજ જુઓ. આનંદી થવાની શક્તિ બીજી કોઇ પણ શક્તિની પેઠે કેળવી શકાય છે અને વ્યાવહારિક જીવનમાં આનંદરહિત ઉચ્ચ કેળવણી કરતાં કેવલ આનંદ વિશેષ ઉપયોગી થઈ પડે છે. એ આનંદરૂપી દ્રવ્યનો સર્વ માણુસો સંગ્રહ કરી શકે છે. તમારી સ્થિતિ ગમે તેવી કઠિન હોય, તમે ગમે તેવા સંકટમાં હો; પરંતુ જો તમે તેમાં કિંચિત્ આનંદ જોશો, તો તમારૂં જીવન ઉન્નત બનશે. આથી તમારા મન પરનો બોજો દૂર થશે. જો તમે આનંદી વૃત્તિના થશો તો તમને તમારૂં કામ કઠિન લાગશે નહિ.

ગંભીરતા અને નિરુત્સાહવાળા હશો તો તમે અન્યોને અકારા થઇ પડશો; એટલુંજ નહિ પરંતુ તેથી તમને પોતાને પણ ઘણો ક્લેશ થશે. થોડી વાર સુધી સારી પેઠે હસવાથી તમારી ચિંતા, વ્યગ્રતા અને શંકા પણ નિવૃત્ત થશે; એટલુંજ નહિ, પરંતુ આધુનિક જીવનપ્રવૃત્તિઓને લીધે તમારા મગજ ઉપર જે ભારે બોજો રહ્યો હશે તે પણ દૂર થશે. જે માણુસમાં આનંદનો લેશ હોતો નથી તેનાથી આપણને ભારે કંટાળો ઉપજે છે.

ગંભીર પ્રકૃતિના માણુસ કરતાં ઓછી અક્કલવાળો આનંદી માણુસ સારો છે. ગમે તેવા કઠિન સંયોગો અને ગમે તેવી આફતમાં પણ થોડી થોડી વારે હસતા રહો, તો તેથી તમારૂં હૃદય હલકું પડશે. આપણું જીવન એક દર્પણુરૂપ છે. જો આપણે હસીશું તો આપણો હાસ્યથીજ સત્કાર થશે, અને જો આપણે ક્રોધ કરીશું તો આપણી સામે ક્રોધજ આવીને ઉભો રહેશે. એક માણુસે એક વૃદ્ધ પુરુષને કહ્યું "કાકા, હવે તો તમારાં લાકડાં શ્મશાનમાં નંખાયાં." તે વૃદ્ધ પુરુષે આનંદથી પ્રત્યુત્તર આપ્યો "ના, દીકરા! મારે તો યુવાવસ્થાનો પ્રારંભ હમણાંજ થાય છે."

અમેરિકાના એક પ્રગણામાં કેટલાક માણુસો એક વાર "કેવા પ્રકારનું મોત સારૂં?" એ વિષય પર ચર્ચા કરતા હતા. કેટલીક વાર સુધી ચર્ચા ચાલ્યા પછી ઝેક નામનો

એક માણસ બોલ્યો કે "મને તો સૌ કરતાં હસતાં હસતાં મરવાનું ઘણું સારૂં લાગે છે."

એક મોટા દૈનિક પત્રના અધિપતિને એક વાર એવો પ્રશ્ન કરવામાં આવ્યો કે "પચાસ વર્ષ પછીની ઉંમરના માણસને નોકરીમાં રાખવાનું તમે શામાટે પસંદ કરતા નથી?" તેણે પ્રત્યુત્તર આપ્યો "તે કામ ઓછું કરે તેનું કાંઈ નહિ, પરંતુ તે અતિ ગંભીર બની જાય છે, તેથી હું તેને પસંદ કરતો નથી."

જર્મનીમાં પ્રાચીન કાળમાં મશ્કરી કરવી અપરાધરૂપ માનવામાં આવતી હતી અને તેનો અટકાવ કરવાને ખાસ કાયદો ઘડવામાં આવ્યો હતો. આજે પણ મોટાં મોટાં શહેરોમાં જાણે હસવાની વિરુદ્ધ કાયદો હોયને એમજ જણાય છે. મોટી ઉંમરનાં માણસોની વાત તો દૂર રહી, પરંતુ નાનાં બાલકોનાં જીવનમાંથી પણ આનંદને જાણે હદપાર કર્યો હોય એમ દેખાય છે!

શહેરોમાં વસતા વ્યાપારીઓ અને ધંધાદારીઓના પણ ચહેરા ઉપરથી ગંભીરતા જરાય ખસતી જણાતી નથી. તેઓ જમતી વખતે પણ ચિંતામાં અને વિચારમાં ડૂબેલા હોય છે. તેઓ સદાય ધન સંઘરવા પાછળજ મંડેલા હોય છે અને તેથી તેમને કદી પણ હાસ્ય છૂટતું નથી.

પરંતુ બીજી તરફ પ્રકૃતિનો નિયમ પણ એવોજ છે કે, બળિયેલ સ્વભાવના માણસથી વ્યાપાર-ધંધો બાર ગાઉ દૂર રહે છે, અને આનંદી માણસ તરફ તે આકર્ષાઇ આવે છે. કેમકે ઉત્સાહી માણસમાં ઘણી આકર્ષણશક્તિ રહેલી હોય છે.

જ્યાં બીજાઓ નિષ્ફળતા જુએ છે, ત્યાં ઉત્સાહી માણસ સફળતા જોઇ શકે છે; અને જ્યાં ઇતર માણસોને અંધકાર જણાય છે ત્યાં ઉત્સાહી માણસને પ્રકાશ દેખાય છે. હકીકત આવી હોવાથી મનુષ્યોને બચપણમાંથીજ જો એવી કેળવણી આપવામાં આવે કે સર્વ સંયોગોમાં આનંદી થવું એ જીવનનો મુખ્ય ખોરાક છે તો આપણી સંસ્કૃતિમાં ભારે ફેરફાર થઇ જાય.

ઘણા ખરા માણસો પેટ ભરીને હસી જાણતા નથી, બહુ બહુ તો તેઓ માત્ર સ્મિતજ કરી જાણે છે. જો બાલકો જરા તોફાન કરે તો તેઓ તેમને દબાવી દે છે; તેથી એ ચિંતાતુર

અને ગંભીર વદનનાં માતાપિતાનાં બાલકોનું જીવન કરમાઈ જાય છે અને તેમનામાં પણ હાસ્ય કરવાની શક્તિ જરાએ રહેતી નથી.

ડૉકટર જૉન્સન જણાવે છે કે **'દરેક માણસે પોતાનું અર્ધું આયુષ્ય હસવામાં ગાળવું જોઇએ.'** હાસ્યરસપ્રધાન નાટકો અને પ્રહસનોથી એક લાભ એ થાય છે કે, લોકો થોડો વખત પણ ગંભીરતાને વિસરી જઇને હસતાં શીખે છે.

આનંદી માણસને આપણે કેવા ખુશીથી વધાવી લઇએ છીએ! આનંદી માણસની પાસે બેસી રહેતાં આપણને કદી પણ કંટાળો આવતો નથી. આપણને આનંદી માણસ જેટલો પ્રિય લાગે છે, તેટલો કોઇ પણ પ્રિય લાગતો નથી. કેમકે શાંત અને આનંદી સ્વભાવ એ સ્વર્ગીય વસ્તુ છે. એથી સર્વત્ર શાંતિ અને ઉત્સાહ પ્રસરી દુઃખોનો નાશ થાય છે. આનંદી માણસો આપણામાં પ્રોત્સાહ પ્રેરે છે. આનંદી માણસો જ્યારે આપણી પાસે હોય છે ત્યારે આપણામાં બળ અને ઉત્સાહ આવતાં જણાય છે; અને જ્યારે આપણે સંકટમાં હોઇએ ત્યારે આપણને આવા માણસો પાસે જવાની વૃત્તિ થાય છે. કેમકે તેમની આનંદરૂપી ઔષધિથી આપણા હૃદયના ઘા રૂઝાઇ જાય છે.

રંકમાં રંક પુરુષ અને સ્રી આ જગતમાં એક વસ્તુ અથવા વૈભવ અવશ્ય મેળવી અને ભોગવી શકે તેમ છે; અને તે વસ્તુ આનંદી તથા માયાળુ થવું એ છે. પ્રત્યેક મનુષ્ય સાથે માયાળુ બનવું, અને આનંદ ધારણ કરી લોકોને સહાયભૂત થવાની વૃત્તિ રાખવી, એ ઉન્નત થવા ઇચ્છનારા પ્રત્યેક માણસને માટે એક પ્રકારની ઉત્તમ અને જરૂરી મૂડી છે. આનંદી અને માયાળુ માણસને કોઇની ભલામણની જરૂર પડતી નથી. કેમકે તે જ્યાં જ્યાં જાય છે, ત્યાં ત્યાં તેનો સત્કાર થાય છે.

આનંદ એ મોટામાં મોટી મિલ્કત છે. કેમકે એથી તેના સ્વામીને પોતાને સુખ થાય છે; એટલુંજ નહિ, પરંતુ તેના સંસર્ગમાં આવતાં સર્વે માણસોને સુખ થાય છે.

આ પ્રમાણે આનંદી માણસના પરિચયમાં અને સહવાસમાં આવતા પ્રત્યેક માણસ પ્રત્યે તે પોતાનો આનંદ

જેમ જેમ વધારે લૂંટાવે છે, તેમ તેમ તે પણ વધારે અને વધારે સુખી તથા શ્રીમંત થતો ચાલે છે. માટે કોઇ પણ માણસે એથી ઉલટા પ્રકારનો સ્વભાવ રાખવો જોઇએ નહિ.

## प्रकरण २ जुं—मळतावडा बनवाना फायदा

સૂર્યનાં કિરણ અને ગુપ્ત રસાયનિક ક્રિયાઓ કાંઈ પણ અવાજ કર્યા સિવાય મહાન ભાવી ઘટનાઓનો પાયો નાખીને પરિણામે વીજળી કરતાં પણ અધિક શક્તિમાન અને લાભકારક નીવડે છે; તેની પેઠે પ્રેમની શક્તિ પણ ગુપ્ત હોવા છતાં જગતની મહાનમાં મહાન શક્તિ છે.

મધુર અને શાંત તથા પ્રેમાળ સ્વભાવવાળી સ્ત્રી, પુરુષની ઉપર જેટલી સત્તા ધરાવે છે તેનો શતાંશ પણ વઢકણી સ્ત્રી ધરાવતી નથી. કારણ કે પ્રેમ પ્રેમને ઉપજાવે છે અને કલેશ કલેશને ઉપજાવે છે.

એક વઢકણી સ્ત્રી આખા મહોલ્લાની શાંતિનો નાશ કરે છે. જગતમાં જો કોઇ દયાપાત્ર મનુષ્ય હોય તો તે નિરંકુશ સ્વભાવનો માણસ છે. જે માણસ ક્રોધી સ્વભાવની સ્ત્રી પરણે છે તે પોતાનો આખો ભવ બગાડે છે.

શાંત, મધુર અને સંયમી સ્ત્રી દેખાવમાં ગમે તેવી સાદી હોય તોપણ તે ચતુર અને સુંદર પરંતુ ક્રોધી સ્ત્રી કરતાં હજારગણી સારી છે. કેમકે મિલનસારપણાથી આપણે ઘરમાં અને બહાર સર્વત્ર શાંતિ ફેલાવી શકીએ છીએ; અને શાંતિથીજ આરોગ્ય, દીર્ઘાયુષ્ય તથા સુખની પ્રાપ્તિ થાય છે.

પ્રત્યેક વૈદ્ય જાણે છે કે, ક્રોધી અને નિરંકુશ સ્વભાવથી મનુષ્ય અલ્પાયુષી બને છે અને તેનું શરીર પણ દુર્બળ થઇ જાય છે.

એક સ્ત્રીના વદન પર શાંતતા, સુંદરતા અને દિવ્યતા હોવાને બદલે જ્યારે ક્રોધ અને ઈર્ષ્યાનાં ચિહ્ન જણાય ત્યારે તેના જેવું દુર્ભાગી બીજું કોઇ પણ નથી.

ક્રોધી સ્વભાવથી સૌંદર્યનો નાશ થાય છે, માટે કોઇ પણ સ્ત્રીએ ક્રોધી બનવું નહિ. ક્રોધને લીધે સુંદરમાં સુંદર વદન પણ તરતજ કદરૂપું અને ઘૃણાસ્પદ બની જાય છે.

ક્રોધી સ્વભાવની સાથે મધુરતા અને સુંદરતા વધુ વખત રહી શકતી નથી. કેટલાક મહાન વૈદ્યો જણાવે છે કે, માત્ર એકજ વાર ક્રોધ કરવાથી સ્ત્રીના આયુષ્યમાંથી એક વર્ષ ઓછું થાય છે. પુરુષના સંબંધમાં પણ આમજ બને છે; પરંતુ ક્રોધની અસર સ્ત્રીના વદન પર વિશેષ ભયંકર જણાય છે. કારણ કે આપણે સ્વાભાવિક રીતેજ સ્ત્રીના મુખ પર સૌન્દર્ય અને મધુરતા જોવાની આશા રાખીએ છીએ. સ્ત્રીજાતિ પ્રાયઃ બીજી સર્વ વસ્તુઓ કરતાં યૌવન અને સૌન્દર્યને વિશેષ કિંમતી ગણે છે; પરંતુ તે જાણુતી નથી કે, તે જેટલી જેટલી વાર ક્રોધ કરે છે તેટલી તેટલી વાર તે પોતાના સૌન્દર્યમાં ઘટાડો કરતી જાય છે. સામુદ્રિક વિદ્યા જાણનારાઓ અને વૈદ્યો જણાવે છે કે, શરીરમાં કાંઇ પણ વિકાર થાય તો તેની છાયા મુખ પર સૌથી પ્રથમ જણાય છે. આપણે જેટલી જેટલી વાર ક્રોધ કરીએ, તેટલી વાર આપણી શક્તિનો નાશ થાય છે. આ શક્તિનો હ્રાસ આંખમાં પણ જણાય છે. કારણ કે તે નિસ્તેજ બની જાય છે. સ્નાયુમાં પણ તે દેખાય છે, અને ચહેરા ઉપર પણ તે પ્રદર્શિત થાય છે.

જો મનુષ્ય કોઇ પણ વસ્તુને સૌથી વિશેષ કિંમતી ગણતો હોય તો તે શારીરિક અને માનસિક આરોગ્ય છે. જે ગૃહમાં સદા સર્વદા શાંતિ જળવાઈ રહે છે તે આદર્શ ગૃહ છે. અને જે માણસ જરા જરામાં ક્રોધ કરે છે, તે પ્રાયઃ બંદુકના દારૂ જેટલોજ ગૃહશાંતિનો નાશ કરનારો થઇ પડે છે.

શાંતિ, આરોગ્ય, દીર્ઘાયુષ્ય અને સુખ પ્રાપ્ત કરવામાં મિલનસારપણું અતિ ઉપયોગી થઇ રહે છે, એ વાત શાળામાં બાલકોનાં મન પર ભારપૂર્વક ઠસાવવામાં આવતી નથી, એ દુર્ભાગ્યની વાત છે.

કેટલાક માણસો એવા હોય છે કે તેઓ જ્યાં જ્યાં જાય છે, ત્યાં ત્યાં આનંદની રેલછેલ કરી મૂકે છે. તેમની હાજરી જ બળવર્ધક ઔષધની ગરજ સારે છે. તેમના દર્શનથી આપણામાં ઉત્સાહ અને જીવનનો બોજો ઉપાડવાની શક્તિ આવે છે. રાત્રિ ગયા પછી સૂર્યોદય થતાં આપણને જેટલો આનંદ થાય છે, તેટલોજ આનંદ આપણને આવા માણસના દર્શનથી થાય છે. તેઓ આનંદ અને સ્વાસ્થ્યનાં કિરણો

પોતાની ચોતરફ ફેંકે છે. તેઓ આપણી ઉપર જાદુના જેવી અસર કરે છે અને આપણા સમગ્ર નિરૂત્સાહ તથા નિરાશાને હાંકી કાઢે છે તથા ઉચ્ચ અવસ્થામાં લઈ જાય છે.

હવે બીજા કેટલાક માણસો એથી ઉલટીજ અસર કરે છે. તેમને જોઇને આપણે નિરુત્સાહી બની જઇએ છીએ. તેઓ આપણી પાસે બેઠા હોય ત્યારે આપણને કાંઇ રૂચતું નથી. તેઓ પોતાની આસપાસની સઘળી વસ્તુઓને જડ બનાવી દે છે. આપણે તેમની નિકટ હોઇએ ત્યારે આપણા સારા વિચારો મરી જાય છે. તેમની વ્યંગ અને વક્ર વાણી, તથા તેમની લોકનિંદા અને નિરાશા આપણા હૃદયમાં દુર્બળતા અને ઘૃણા ઉપજાવે છે અને તેથી આપણે તેમનાથી બાર ગાઉ દૂર નાસીએ છીએ.

એક સ્ત્રી અત્યંત કદ્રૂપી હતી. આથી તેણે પોતાનું ચારિત્ર્ય એવું ઉત્તમ બનાવવાનો નિશ્ચય કર્યો, કે જેથી લોકો તેના કુરૂપને વિસરી જાય. તેનાં સર્વ અંગો બેડોળ હતાં, તેનું નાક ચપટું હતું, તેની આંખ બાડી હતી, તેનું મુખ પહોળું હતું અને એકંદરે તે અત્યંત કદ્રૂપી હતી. તેને બદલે જો કોઇ બીજી સ્ત્રી હોત તો તે ચીડિયણ અને નિરાશ બનીને અત્યંત અસુખી જીવન ગાળત; પરંતુ ઉક્ત સ્ત્રીએ પોતાના ગુણો એવી રીતે કેળવ્યા કે તે સર્વ માણસોને પ્રિય થઇ રહી. તેના પરિચયમાં આવનારાં સર્વ માણસો તેને ચાહવા લાગ્યાં. તેની બેડોળતા તરફ કોઈ લક્ષ્ય પણ આપતું નહિ. ધૈર્ય, ખંત, મીઠાં વેણ, આનંદી સ્વભાવ વગેરે ગુણોનો વિકાસ કરીને તેણે પોતાની જાતને એટલી બધી બદલી નાખી કે લોકો તેનાં બેડોળ અંગો તરફ લક્ષ આપતા અટકયા. તે પોતાના મુખમાંથી શબ્દો કાઢતાંની સાથે કોઇ સ્વર્ગીય મધુરતાથી સર્વ માણસોને પોતાની તરફ આકર્ષી લેતી. આ પ્રમાણે સૌંદર્ય કરતાં પણ મધુરતા તેને વિશેષ ઉપયોગી થઇ પડી. આ મધુરતા શું છે? એ માત્ર માયાળુ સ્વભાવનો પ્રતિધ્વનિ છે.

મધુરતા એ એક એવા પ્રકારનું સૌંદર્ય છે કે જે માત્ર થોડાં વર્ષોજ ટકે, અને તે પછી તમને બેડોળ બનાવી મૂકે, એવું નથી. તે કાળની સાથે નાશ પામતું નથી. શારી-

રિક સૌંદર્ય અલ્પાયુષી હોય છે, પરંતુ હૃદયનું સૌંદર્ય અમર હોય છે, અને તેને ગમે તેવું કદ્દરૂપું માણુસ પણુ પ્રાપ્ત કરી શકે છે. હૃદયનું સૌંદર્ય વૃદ્ધાવસ્થામાં પણુ જતું નથી. એ તો ઉલટું વૃદ્ધાવસ્થાને દૂર રાખે છે. કારણુ કે આનંદી, આશાવંત અને ઉત્સાહી મનુષ્યની ઉપર વૃદ્ધાવસ્થા કાંઇ પણુ અસર કરી શકતી નથી. તમે ગમે તેટલા કુરૂપ હો, તોપણુ હૃદયની સુંદરતા વધારવાનો પ્રયાસ કરો. કારણુ કે આ સુંદરતા અલ્પાયુષી હોતી નથી. હૃદયની સુંદરતા એ તો આત્માનું ઓજસ છે અને કાળ તેનો નાશ કરી શકતો નથી. એ એક એવા પ્રકારનું સૌંદર્ય છે, કે જેના વડે તમે તમારા સંસર્ગમાં આવનારા પ્રત્યેક માણુસને ઉન્નત બનાવી શકો છો.

શુભ ચારિત્ર્યમાં જે ખરૂં ધન રહેલું છે તેની કિંમત કોણુ આંકી શકે એમ છે ? જે માણુસ પોતાના સદ્ગુણુ વડે પોતાની ચોતરફ સ્વર્ગીય વાતાવરણુ પ્રસરાવે છે, જે ઘરમાં પ્રવેશ કરે તે ઘરમાં આનંદની રેલછેલ કરી મૂકે છે, અને જે પોતાના સંસર્ગમાં આવતા પ્રત્યેક માણુસને આનંદી બનાવી મૂકે છે તેના જીવનની કિંમત કોણુ કલ્પી શકે એમ છે ? આવા ચારિત્ર્યવાન માણુસો જ્યાં જ્યાં જાય છે, ત્યાં ત્યાં તેઓ આનંદ અને શાંતિનાં કિરણો ફેંકતા જાય છે. તેમની હાજરીમાં ઉદાસી અથવા નિરાશા લેશ પણુ ટકી શકતી નથી. સૂર્યોદય થતાંવેંત જેમ તિમિરનો નાશ થાય છે, તેમ તેમનું આગમન થતાંજ સર્વ પશુતા જતી રહે છે. સુંદરતા, મધુરતા અને સર્વગુણસંપન્નતા એ જીવનનો મોટામાં મોટો લહાવો છે. તેની સમક્ષ ઇતર સર્વ વસ્તુઓ ઝાંખી પડી જાય છે. એના પ્રભાવથી જાદુની પેઠે મૈત્રી, આબરૂ અને સત્તા પ્રાપ્ત થાય છે.

જે માણુસ દાન કરતો નથી, પોતાની વસ્તુ અન્યને વાપરવા દેતો નથી તે મૂર્ખ છે. દુકાળના ભયથી વાવેતરજ ન કરવું એ મોટામાં મોટી મૂર્ખતા છે. વરસાદ પડશે નહિ, છોડ સૂકાઇ જશે અને આપણી મહેનત વૃથા જશે, એમ ધારી વાવેતર નહિ કરવાથી લણુવાનો વખત કદી આવતોજ નથી, અને જે વાવે છે તે તો ગાડાં ભરી ભરીને લણે છે.

એક મહાન પરોપકારી માણુસ કહેતો કે, મેં આપ્યું

છે તેજ માત્ર મેં બચાવ્યું છે, બાકીની મારી સર્વ મિલ્કત ગુમાઇ ગઇ છે. આપણે જે વસ્તુ આપીએ છીએ તે બમણી, ત્રણગણી અને ચોગણી થવાની આશ્ચર્યકારક શક્તિ ધરાવે છે. દાન એ જગતમાં મોટામાં મોટી મૂડી છે. તે સહસ્ત્રધા વૃદ્ધિંગત થઇને પાછી આપણને પ્રાપ્ત થાય છે. આપો! આપો! આપો! દાન કરવું એજ માત્ર ચૂસી લીધેલી નારંગીના જેવા નીરસ અને શુષ્ક બનતાં બચવાનો માર્ગ છે.

**સ્વાર્થપરાયણતા એ આત્મઘાતનો ધોરી માર્ગ** છે. જે માણસ કદી પણ અન્યને સહાય કરતો નથી; જે માણસ માગણી થતાં પોતાની કોથળીનું મુખ જોરથી બંધ કરે છે, જે માણસ માત્ર પોતાનાજ ધંધા પર ધ્યાન આપવાની ટેવ રાખે છે અને પાડોશીની સ્થિતિનો લેશ પણ વિચાર કરતો નથી; જે પોતાની સઘળી મિલ્કત પોતાને માટેજ વાપરે છે; જે માત્ર લેવાનીજ દાનત રાખે છે અને આપવાની દાનત રાખતો નથી; તે લુખ્ખા હૃદયવાળો, નીચ, દુષ્ટ અને તિરસ્કારપાત્ર બની જાય છે.

જે સંકુચિત હૃદયના માણસો દાન કરતા નથી, કોઇને સહાય કરતા નથી, પ્રેમ અને સહાનુભૂતિનો સુગંધ પ્રસરાવતા નથી, તેઓ અંતે દેવાળુંજ કાઢે છે. તેઓ શુષ્કહૃદય, મુરદાલ અને પ્રેમવિહીન હોય છે. તેમની સઘળી સહાનુભૂતિ નષ્ટ થયેલી હોય છે, તેઓ માનવજીવનની ઉત્તમ અને ઉદાર લાગણીઓમાં પ્રવેશી શકતા નથી. સ્વાર્થ અને લોભને લીધે તેમનો આત્મા શિથિલ અને ઠંડોગાર થઇ ગયેલો હોય છે. તેઓ એટલા સંકુચિત હૃદયના અને કંગાલ થઇ ગયેલા હોય છે કે જરા સ્મિત કરવાથી, અથવા એક માયાળુ શબ્દ બોલવાથી પણ જાણે અમારી મૂડી ખર્ચાઇ જશે એમ તેમને લાગે છે. તેઓ આનંદ અને શાંતિનાં કિરણો ફેંકવાની શક્તિ ખોઇ બેઠેલા હોય છે અને પ્રકૃતિના નિયમને અનુસરીને તેમને પોતાને પણ આનંદ અને શાંતિ પ્રાપ્ત થતાં નથી.

એક પાતળો માણસ કસરતશાળામાં વ્યાયામ કરતો હતો તેને જોઇને એક બળવાન શરીરવાળો માણસ બોલ્યો કે "ભાઈ! આ ડંબેલ્સની સાથે નાહકની માથાફોડ શામાટે કરે છે? તારૂં શરીર દુબળું છે, માટે તારે તો તારી પાસે જે

શક્તિ હોય તેને તારા કામ માટે સાચવી રાખવી જોઇએ. આવી રીતે શક્તિને ખર્ચી નાખવી તને પાલવશે નહિ.”

આ સાંભળી પેલા માણસે કહ્યું કે “પરંતુ ભલા માણસ ! આ વ્યાયામમાં જે રહસ્ય રહેલું છે તે તમે સમજતા નથી. મારી પાસે જે હોય તે પ્રથમ આપવાથીજ મારી શક્તિ વધી શકે એમ છે. આ ડંબેલ્સને હું મારૂં બળ આપું છું, પરંતુ તે મને ચક્રવૃદ્ધિ વ્યાજ સાથે તે બળ પાછું આપે છે. વ્યાયામમાં બળ વાપરવાથી મારા સ્નાયુઓ મજબૂત થાય છે.”

**બળ તો વાપરવાથીજ વધે છે, સાચવી રાખવાથી તો તે નષ્ટ થાય છે.** જો ગુલાબ પોતાની સુગંધ પોતાની પાસેજ ભરી રાખે તો તે નષ્ટ થઇ જાય છે. તે પોતાની સુગંધ ચોતરફ પ્રસરાવે છે તેથીજ વિકાસ પામે છે. સત્કૃત્ય કરવાની, પ્રતિદિન કોઈ ને કોઈ માણસને સહાય કરવાની, અને કોઇ ને કોઇ માણસને પ્રોત્સાહન આપવાની ટેવ આપણા જીવનને વિશાળ અને ઉન્નત બનાવે છે અને આપણા ચારિત્ર્યને સુંદર તથા સુગંધમય બનાવે છે. **દુઃખી માણસોને આશ્વાસન અને રંક માણસોને સહાય, એ એક એવા પ્રકારનું દાન છે કે જે ચક્રવૃદ્ધિ વ્યાજ સાથે આપણને પાછું મળે છે.**

આપણે જ્યાં જ્યાં જઇએ ત્યાં ત્યાં આપણને આ પ્રકારનું દાન કરવાના પ્રસંગો પ્રાપ્ત થાય છે. કોઈ પણ સ્થળે કોઇક માણસને પ્રોત્સાહનની જરૂર હોય છે; કોઇક માણસનું હૃદય ભારે બોજા તળે કચડાઇ જતું હોય છે; કોઇક માણસને સહાનુભૂતિની જરૂર હોય છે; અને કોઈક માણસને ઉત્તેજનની અપેક્ષા હોય છે. એવા માણસો તરફ સહેજ માયાળુપણું દર્શાવવાથી પણ આપણને કેટલું મહાન ફળ પ્રાપ્ત થાય તે આપણે કહી શકતા નથી. એક અજાણ્યા મનુષ્યના સ્મિતથી પણ ઘણા માણસોને દિલાસો મળ્યો છે. માત્ર સહાનુભૂતિભરેલી દૃષ્ટિ, માત્ર સહાય કરવાની ઇચ્છા અને માત્ર અંતઃકરણપૂર્વક હાથ મેળવવાથી પણ ઘણા નિરાશ થયેલા આત્માઓને આશા અને ઉત્સાહ મળ્યાં છે. એક માયાભર્યા પત્રથી અને એક પ્રોત્સાહક શબ્દથી હતાશ થઈ ગયેલા ઘણા

માણુસોનું જીવન બદલાઇ ગયું છે.

કેટલીક અતિ કિંમતી વસ્તુઓ દ્રવ્યથી પણ પ્રાપ્ત થઇ શકતી નથી, છતાં તે પ્રાપ્ત કરવી સર્વ માણુસોને માટે શક્ય છે. પ્રેમ, સહાનુભૂતિ, સહાય કરવાની ઇચ્છા વગેરે વસ્તુઓ આ પ્રકારની છે.

તમારી પાસે જે જે વસ્તુઓ હોય તે 'આપ આપ' કરવાનીજ વૃત્તિ રાખો; અને તે અંતઃકરણના પ્રેમપૂર્વક આપો. જગતને પ્રેમની અપેક્ષા છે. જગત પ્રેમનેજ માગે છે. તમે જે જે માર્ગે જાઓ, તે તે માર્ગોમાં સત્કાર્યનો સુગંધ પ્રસરાવતા જાઓ.

તમારૂં વદન નિરંતર કેવું રહે છે? શું તે ગંભીર અને અનાકર્ષક રહે છે? તેના ઉપર નીચતા, અનુદારતા અને અસહિષ્ણુતાની છાપ રહે છે? શું તેની ઉપર લોભની છાપ રહે છે? શું તમે ગંભીર, ચઢેલું, ઉદાસ અને નિરાશ મુખ લઈને તમારા મિત્રવર્ગમાં ફરો છો? કે તમે શુભેચ્છા અને આશાનો પ્રકાશ ફેલાવતા તદ્દન આનંદી ચહેરે ફરો છો? જ્યારે તમે લોકોની આગળ જાઓ છો ત્યારે તેમનામાં સુખની વૃદ્ધિ થાય છે કે તેમનામાં નિરુત્સાહ આવે છે? તમને જોઈને લોકો રાજી થાય છે કે નારાજ થાય છે?

તમારા વદન પરજ તમારી સફલતા વા નિષ્ફળતાનો આધાર છે. એક માણુસના વદન પરથી કદી પણ સ્મિત ખસતું નહોતું. તે પોતાના મનમાં ગમે તેટલો ક્રોધી થયો હોય તોપણ તેના વદન પર ક્રોધની લેશ પણ રેષા જણાતી નહિ. એક પળ પછી ભલેને જ્વાળામુખી પર્વત ફાટવાનો હોય તોપણ શાંતિ, સુખ અને આનંદ તેના મુખ પરથી કદી પણ ખસતાં નહિ; અને આથી તેને સદા સર્વદા સફળતાજ મળતી ગઇ. તેને મળેલી સફળતા જોઇ લોકો આશ્ચર્ય પામતા. તેમને લાગતું કે, આ માણુસને પોતાની શક્તિ ઉપરાંત સફળતા મળે છે, અને વસ્તુતઃ તેની સફળતા ઘણે અંશે તેની અલૌકિક આનંદી વૃત્તિનેજ આભારી હતી. આથી પુષ્કળ માણુસો તેના મિત્ર બનતા અને તેઓ ઘણા ગ્રાહકોને તેની દુકાને ખેંચી લાવતા.

નિરંતર આનંદી વૃત્તિ રાખવાથી ઘણો લાભ થાય છે.

એથી મિત્રો અને ગ્રાહકો આકર્ષાઈ આવે છે; એટલુંજ નહિ, પરંતુ મનુષ્યના જીવન પર એની અમર્યાદ અસર હોય છે. આપણા હૃદયમાં ગમે તેવું દુઃખ હોય તોપણ આનંદી, માયાળુ અને નમ્ર બનવાનો પ્રયત્ન કરવાથી આપણું જીવન ઘણું ફેરવાઇ જાય છે.

એક સ્ત્રીને જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાં આનંદ પ્રસરાવવાની ટેવ હતી. તે કહેતી કે, હસવામાં આપણુને કાંઈ ખર્ચ થતો નથી. આનું પરિણામ એ આવ્યું કે, પ્રત્યેક જણુને તેની સેવા કરવામાં આનંદ લાગવા માંડયો. નિરાશા અને ઉદાસીને બદલે આશા અને ઉત્સાહ પ્રસરાવવાથી કેટલો આનંદ થાય છે! તમે જે જે લોકોના સંસર્ગમાં આવો, તે તે લોકોને ઉત્સાહ અને આનંદ આપવામાં તમને કંઇ ખર્ચ થતો નથી. કહેવાતી મહાન વસ્તુઓ કરતાં એક હાસ્ય વિશેષ કિંમતી છે. એથી જીવન આનંદમય બની જાય છે. માટે એ આનંદનું છૂટે હાથે દાન કરો. તમે જેમ જેમ એનું વિશેષ દાન કરશો, તેમ તેમ તમે અધિક આનંદી–સુખી–બનતા જશો.

---

# प्रकरण ३ जुं–आंतरिक जीवननो शरीरना सौंदर्य साथे संबंध

એક વાર એક નાની છોકરી મારા પરિચયમાં આવી હતી, જેણે કહ્યું હતું કે "પ્રત્યેક જણ મને બહુ ચાહતું હોવાથી હું બહુ સુખી છું." કોઇ પણ માણસ અસુખી શા માટે હોઇ શકે તે તે સમજી શકતી નહોતી. તે પ્રત્યેક જણુને ચાહતી હતી તેથી પ્રત્યેક જણ તેને ચાહતું હતું. તે બહાર ખેતરોમાં જતી અને માત્ર જીવનના આનંદથી તાળીઓ પાડતી. પ્રત્યેક પક્ષી, પુષ્પ અને છોડ તેને એમ કહેતાં જણાતાં કે "સુખી થા."

પરંતુ આપણુ સર્વને આવી લાગણી શામાટે ન થવી જોઇએ? પ્રત્યેક મનુષ્ય અને પ્રત્યેક પદાર્થ પરમાત્માનું મૂર્ત સ્વરૂપ છે અને જો આપણે નિર્દોષ અને સત્ય દૃષ્ટિથી આપણી આસપાસના પદાર્થોનું અવલોકન કરીએ, જો આપણે

આપણી ભ્રામક વિચારશૈલિ અને દુરાચારી જીવનનાં ખરાબ ચશ્માંઓ દ્વારા વસ્તુઓની કાલ્પનિક ભ્રષ્ટ પ્રતિમાઓ નહિ જોતાં નિર્મળ સ્વચ્છ દૃષ્ટિથી ખરેખરી નૈસર્ગિક વસ્તુઓ જોઇએ, તો પ્રત્યેક વસ્તુ આપણને પણ એમજ કહેશે કે "સુખી થાઓ, સફળ થાઓ; શાંતિ પામો." જો આપણે સંપૂર્ણ સ્વાભાવિક સ્થિતિમાં હોઇએ, તો આપણે એટલા સંતુષ્ટ અને સુખી હોવા જોઇએ કે આપણું જીવન શાશ્વત આનંદરૂપજ થઇ રહે. જગત જ્યારે એવી ભૂમિકામાં આવશે કે જ્યાં પ્રત્યેક જણ સત્યને જોઇ અને અનુભવી શકશે, ત્યારે બિલકુલ દુ:ખદારિદ્ર અને રંકતા રહેશે નહિ.

દેશમાં હમેશાં બહુ લોભી, કંજુસ અને સ્વાર્થી માણસો દેખાય છે, એ દેશની અસ્વાભાવિક દુર્દશા દર્શાવે છે. એ સ્થિતિ પરમાત્માની સમગ્ર રચના અને સૌંદર્યથી વિરુદ્ધ છે. પ્રભુની રચનામાં આવા ભેદને માટે સ્થાનજ નથી. આવા માણસો અને પુષ્પો જંગલો તથા પક્ષીઓમાંથી પ્રસરતી સુંદરતા અને સુમધુરતા વચ્ચે કેટલો ફરક છે!

સ્વાર્થ, લોભ, પાપ અને સમસ્ત ભેદમય સ્થિતિઓને માટે પ્રભુના રાજ્યમાં સ્થાન નથી. તેણે જે જે સૃષ્ટિ કરી છે, તે સર્વથી તેઓ વિરુદ્ધ છે. વિશ્વમાં માત્ર ખોટા વિચારો અને દુરાચારી જીવનથીજ ખોટી વસ્તુઓ ઉપજે છે.

જે માણસોનું અંતઃકરણ પવિત્ર હોય છે, તેઓજ માત્ર પરમાત્મા અને સદ્‌વસ્તુનું દર્શન કરી શકે છે; માત્ર પવિત્ર, પાપરહિત માણસોજ સત્ય અને સૌંદર્યનું દર્શન કરી શકે છે. જે ચક્ષુ વસ્તુઓને તેમની સ્વાભાવિક દશામાં જોઇ શકે તેમ છે, તેની ઉપર પ્રત્યેક પાપી અને પ્રત્યેક ખોટા વિચારથી તથા પ્રત્યેક દુરાચારથી એક વધુ આવરણ ચઢે છે; અને તેથી આપણે તો યોગ્ય વિચાર અને પવિત્ર જીવનથી એ ચઢેલાં આવરણો અવશ્ય દૂર કરવાં જોઇએ. જો આપણે એમ કરીશું તોજ આપણે પ્રત્યેક વસ્તુને અને મનુષ્યને તેના સ્વાભાવિક સ્વરૂપમાં અને દશામાં જોઇ શકીશું.

સ્વાર્થ અથવા લોભને સિદ્ધ કરવાનો કિંવા અપ્રમાણિકતા કરવાનો, બીજાની નિર્બલતાનો લાભ લેવાનો, અને તેને બાધારૂપ થઇ પડવાનો અથવા પાછળ રાખવાનો

બિલકુલ પ્રયત્ન કરવો જોઇએ નહિ. જો આપણે આવો પ્રયત્ન નહિ કરીએ તોજ આપણે સત્યનું સ્પષ્ટ અને શુદ્ધ દર્શન કરી શકીશું.

હકીકત આવી છતાં ઘણા ખરા માણસો માત્ર પોતાનોજ દુનિયાઈ સ્વાર્થ સાધવા પ્રયત્ન કરી આ આવરણો વધારતાજ જાય છે, તેથી અંતે તેમનાં આધ્યાત્મિક ચક્ષુઓ સંપૂર્ણ બંધ થઇ જાય છે, તેમની દર્શનશક્તિ સર્વથા એટલી બધી વિકારી બની જાય છે કે તેઓ સ્થૂલ, ભૌતિક વસ્તુઓ સિવાય કાંઈ પણ જોઇ શકતાં નથી. સ્વાર્થ, લોભ અને અપ્રમાણિકતારૂપી ચશ્માંઓ દ્વારા તેમને પ્રત્યેક વસ્તુ શ્યામ અને ભ્રષ્ટ દેખાય છે.

આ જગતમાં પ્રત્યેક મનુષ્ય માત્ર પોતાનાં કાર્યો, વિચારો અને પોતાનાજ હેતુઓનાં ચશ્માં દ્વારા પ્રત્યેક વસ્તુ જોઇ શકે છે. જે પદાર્થને આપણે જેવા સાધન વડે જોઇએ છીએ તેવોજ રંગ અને આકાર તે તે પદાર્થનો આપણને દેખાય છે. આપણા જીવનનાં સમસ્ત કાર્યો, સમસ્ત વિચારો અને સમસ્ત ઉદ્દેશો આપણા અંતઃકરણ અને નિરીક્ષણ દૃષ્ટિ ઉપર ફરી વળે છે અને પ્રત્યેક વસ્તુ તેમના દ્વારાજ જોવાની આપણને ફરજ પડે છે. માટે જો આપણાં કાર્યો શુદ્ધ હશે, આપણા વિચારો પવિત્ર હશે, તોજ આપણે વસ્તુઓને તેના ખરા રૂપ રંગમાં જોઈ શકીશું–અર્થાત્ તેમની ભ્રષ્ટ, ખરાબ, દુષ્ટ, ભયંકર પ્રતિમાઓને બદલે તેમનું સત્ય સુંદર સ્વરૂપ જોઈ શકીશું. હકીકત આવી હોવાથી આપણે આપણાં અંતર-ચક્ષુઓનાં આવરણો દૂર કરવાં જોઈએ. કેમકે જો આપણે એમ કરીશું તોજ વસ્તુઓનું ખરૂં સ્વરૂપ જોઈ શકીશું.

તમે હમેશાં ગંભીર અને અરુચિકર મુખ અને રીત-ભાત રાખવાથી કેટલા બધા મિત્રો અને આશ્રયદાતાઓ ગુમાવો છો તેની તમને કદી પણ પ્રતીતિ થઇ છે? યાદ રાખજો કે, પ્રત્યેક જણ અંધકારમાંથી પ્રકાશમાં અને શીતળતામાંથી ઉષ્ણતામાં આવવાને પ્રયત્ન કરે છે. તેઓ અશાંતિમાંથી નીકળી શાંતિમાં આવવાનો ઉદ્યોગ કરે છે.

જો આશાવાદની કળા જાણવામાં અને વ્યવહારમાં મૂકવામાં આવે તો તે આખી પૃથ્વીને ઉલટાવી નાખે. એક

વર્ષ સુધી તમારી પ્રકૃતિની પ્રકાશિત બાજુ વિકસિત કરવાનો પ્રયત્ન કરો. એથી તમારૂં સમગ્ર જીવન ફેરવાઇ જશે. હમણાં લોકો તમારી આગળ આવવાનું પસંદ કરતા નહિ હોય તો ઉપર પ્રમાણે કરવાથી તેઓ તમારા પ્રત્યે આકર્ષાશે. હમણાં કદાચ તમે ઠંડા હશો અને તમને મળવાનું કોઇને મન નહિ થતું હશે; પરંતુ એ પ્રમાણે કરવાથી તમે સહૃદય અને આનંદી બનશો. સૂર્યકિરણની શક્તિ સાથે અંધકારની તુલના કરો. પૃથ્વી પરનું સમસ્ત ચૈતન્ય, સમગ્ર ભૌતિક બળ સૂર્યકિરણમાં રહેલું છે; ત્યારે અંધકારમાં કાંઇ પણ ચૈતન્ય કે આશા રહ્યાં નથી. જે લોકો હમેશાં પ્રકાશનો ફેલાવો કરતા રહે છે તેમને આપણે કેટલા બધા ચાહીએ છીએ! તેમના તરફથી આપણને નવીન પ્રોત્સાહન મળવાની અને માનવપ્રકૃતિમાં આપણી શ્રદ્ધા પુનઃ સ્થાપિત થવાની આશા રહે છે. આપણે સ્વાભાવિક રીતે તેમની તરફ આશાભરેલા વદનથી જોઇએ છીએ; અને જે વદનો શોકમય હોય છે—જ્યાં આપત્તિનાં વાદળો ઘેરાતાં જણાય છે—તેમનાથી આપણે સ્વાભાવિક રીતે દૂરજ ખસીએ છીએ. ઉલ્લાસમય એવું આનંદી હૃદય એ મહાવરદાન છે અને જે વદન હમેશાં પ્રકાશ ફેલાવતું રહે છે તે શાશ્વત દૈવી બક્ષીસ છે.

જે જગતમાં આપણે વસીએ છીએ તેને આપણેજ બનાવીએ છીએ અને આપણી પરિસ્થિતિ પણ આપણે પોતેજ ઉપજાવીએ છીએ. ઘણા માણસો પોતાનાંજ બનાવેલાં કેદખાનાંઓમાં વસે છે અને પછી નાહક અંધકાર અને ઉદાસીની ફરિયાદ કરે છે. સર્વત્ર અંધકાર, નિરાશા, આપત્તિ અને અધોગતિ જોનારાં સ્રીપુરુષો પ્રત્યેક વસ્તુમાં ઉત્તમતા જોનારાં મનુષ્યો આગળ કાંઇ હિસાબમાં નથી. ઇશ્વરની સૃષ્ટિને તેના સમસ્ત સૌંદર્ય, તેના સમસ્ત પ્રકાશ, અને તેની સમસ્ત આશા સહિત જોનાર લોકોએ અને નહિ કે પ્રત્યેક સ્થળે કુરૂપતા અને વ્યંગ જોનાર લોકોએ દુનિયાને તેની જંગલી દશામાંથી ઉન્નત કરીને હાલની સ્થિતિમાં આણી છે. શાંતિ અને આશા પ્રસારનાર આ આનંદી લોકોજ હજારો ગંભીર લોકો કરતાં જગતના બોજા વિશેષ ઉંચકે છે.

આપણે જે ગુણોનો વિકાસ કરીએ છીએ તેજ ગુણો

છેવટે આપણા સ્વભાવરૂપ બની રહીને આપણા વિચાર ઉપર અધિકાર ભોગવે છે, આપણા શરીર ઉપર પ્રદર્શિત થાય છે અને આપણા જીવન ઉપર શાસન ચલાવે છે. આપણને પ્રતીત થાય છે કે, આપણે જે જગતમાં વસીએ છીએ તે આપણામાંથીજ પ્રકટ થાય છે. જગત આપણા પોતાનાજ અવાજો અને વિચારોના પ્રતિધ્વનિઓ આપણી તરફ પાછા ફેંકે છે. જો આપણે શોકાકુલ અને ઉદાસ હોઇએ તો તે પણ આપણા તરફ નિરાશા અને અનુત્સાહ ફેંકશે; અને જો આપણે તેની તરફ આનંદી વદન અને ઉલ્લાસમય સંતુષ્ટ હૃદય સહિત જોઇશું તો તે પણ આપણને તેના બદલામાં તેજ વસ્તુ આપશે.

એક માણસ જયાં જયાં જાય છે ત્યાં ત્યાં તેને આનંદ પ્રાપ્ત થાય છે, પ્રત્યેક વસ્તુ તેને હર્ષ અને સુખ આપતી જણાય છે, તેને પ્રત્યેક મનુષ્ય માયાળુ અને અનુકૂળ જણાય છે. પ્રત્યેક મનુષ્ય તેને સહાય કરવાને, તેનું હિત કરવાને અને તેના પ્રત્યે વિનય દર્શાવવાને ખુશી હોય છે; અને બીજો જે માણસ પ્રત્યેક વસ્તુથી ખિન્ન થાય છે, પ્રત્યેક વસ્તુ વિષે ફરિયાદ કરે છે અને પ્રત્યેક વસ્તુમાં છિદ્ર જુએ છે; તે આનંદિત થવાનું કાંઇ કારણ જોતો નથી; અને જગતને સખ્ત, ભયંકર તથા અરુચિકર સ્થાન માને છે—અને તેને તેવુંજ મળે છે.

સમગ્ર જગત એ માત્ર "વ્હીસ્પરીંગ ગૅલરી" છે, પ્રતિધ્વનિ કરનાર મંદિર છે, જે માત્ર આપણીજ ફરિયાદો અને પ્રશંસાઓનો પ્રતિધ્વનિ પાછો ફેંકે છે. તે દર્પણ જેવું હોવાથી આપણા પોતાના વદનનું પ્રતિબિંબ દર્શાવે છે.



# प्रकरण ४ थुं–मित्रोनी किंमत

"મિત્રો એ એકબીજાનાં દર્પણો છે, અને તે સ્ફટિક (ક્રિસ્ટલ) કિંવા પર્વતીય ઝરાઓ કરતાં વિશેષ શુદ્ધ અને છાયા, પ્રપંચ કિંવા ખુશામતથી વિમુકત હોવા જોઇએ."

ઈલિનૉઇઝના તરુણ વકીલ લિંકનના સંબંધમાં ઘણી વાર એમ કહેવાતું હતું કે "તેની પાસે કાંઈ નથી, માત્ર પુષ્કળ મિત્રો છે." તે દ્રવ્યની બાબતમાં રંક હતો, પરંતુ મિત્રોની બાબતમાં શ્રીમંત હતો અને તે ઘણે અંશે તેમનીજ સહાયથી ઉન્નત થયો હતો. લૉર્ડ બર્લેએ દ્રવ્યના તિરસ્કારપૂર્વક એક મહાન સામાજિક સિદ્ધાંતની વ્યાખ્યા કરી હતી કે "લોકોનાં હૃદય જીતો એટલે તમને માણસો અને દ્રવ્ય મળશે."

પુષ્કળ મિત્રો એ જીવનની શરૂઆત કરનારની ખાસ મૂડી છે. એના કરતાં અધિક સારી મૂડી તેને મળવી શક્ય નથી. તેઓ તેની આંટને દઢીભૂત કરે છે, તેને પ્રત્યેક મહાન પ્રયત્નમાં સહાય કરે છે, અને તેને સુખી અને સફળ થવામાં પુષ્કળ દ્રવ્ય અથવા મહાન પાંડિત્ય કરતાં પણ વિશેષ ઉપયોગી થઈ પડે છે.

ગાર્ફીલ્ડ જ્યારે વિલિયમ્સ કૉલેજમાં દાખલ થયો ત્યારે તેણે તેના અધ્યક્ષ માર્ક હૉપ્કીન્સની મિત્રતા સંપાદન કરી. અનેક વર્ષો પછી જ્યારે તે યુનાઇટેડ સ્ટેટ્સનો અધ્યક્ષ બન્યો ત્યારે તેણે કહ્યું હતું કે "જો હું આજે પુનઃ બાલ્યાવસ્થાને પ્રાપ્ત થાઉં અને એક પક્ષે મને વિશ્વવિદ્યાલયનાં સમસ્ત પુસ્તકો અને સર્વ સામગ્રીઓ તથા સાધારણ દૈનિક કાર્ય કરનારા અધ્યાપકો આપવાની માગણી કરવામાં આવે; અને અન્ય પક્ષે જો મને ડૉ૦ હૉપ્કીન્સ વીસ વર્ષ પૂર્વે જેવા હતા તેવો એક મહાન શ્રેષ્ઠ પુરુષ જંગલમાં એક તંબુમાં આપવાની માગણી કરવામાં આવે; તો હું એમજ કહું કે "માત્ર દૈનિક કાર્ય કરનારા અધ્યાપકો સહિત કોઇ પણ વિશ્વવિદ્યાલયને બદલે મને ડૉ૦ હૉપ્કીન્સ આપો."

ચાર્લ્સ જેમ્સ ફૉકસને સારી ગૃહકેળવણી મળી નહોતી, પરંતુ તેના ઘણા દોષો એડમંડ બર્ક સાથે સંસર્ગ રાખ્યાથી દૂર થયા હતા.

મિત્રતાની ચારિત્ર્ય ઉપર કેટલી સારી અસર થાય છે તેનાં દૃષ્ટાંતોથી ધાર્મિક અને ભૌતિક ઇતિહાસ ભરેલો છે.

ઘણા માણસો જગતે જેનું નામ કદી પણ સાંભળ્યું નથી એવા કોઇક મિત્ર તરફથી ઉત્તેજન અને પ્રોત્સાહન ન મળ્યું હોત તો પોતાનું લક્ષ્ય પ્રાપ્ત કર્યા પૂર્વે હતાશ થઇ ગયા હોત. મહાન કાર્યોને માટે વર્તમાનપત્રોમાં જેમની પ્રશંસા કરવામાં આવે છે અને સમગ્ર જગત જેમને માન આપે છે એવા સેંકડો માણસો પોતાની સફળતાને માટે ઘણે અંશે પોતાની પત્ની, માતા, ભગિની અથવા કોઇ ગાઢ મિત્રના આભારી હોય છે.

સાધારણ માણસ પોતાની ભૌતિક સફળતાના ઘણા ભાગને માટે પણ, તે પોતાના મિત્રોનો કેટલો આભારી હોય છે તે જાણતો નથી; તે વસ્તુઓનો મર્મ ગ્રહણ કરવાની પોતાની અદ્ભુત શકિત, પોતાની ચમત્કારિક તુલનાશક્તિ અને પોતાના સખ્ત ઉદ્યોગનો ગર્વ કરી પ્રત્યેક કાર્યસિદ્ધિનું સંપૂર્ણ માન પોતે ગ્રહણ કરી લે છે. છતાં, જો આપણે આપણા જીવનમાંથી પ્રત્યક્ષ વા પરોક્ષ રીતે આપણા મિત્રોએ આપેલો પ્રત્યેક હિસ્સો કાઢી નાખીએ—તેમણે આપેલું પ્રોત્સાહન અને વ્યાવહારિક સહાય દૂર કરીએ—જો આપણે આપણી લોકપ્રિયતામાંથી તેમના સારા શબ્દો દ્વારા મળેલા ટકા બાદ કરીએ અને તેમની મદદથી મળેલી જગ્યાઓનો ત્યાગ કરીએ તો આપણા પૈકી મોટા ભાગને તેમની ધારેલી કાર્યસિદ્ધિમાંથી ઘણો ભાગ નીકળી ગયેલો જણાશે.

વકીલાતની શરૂઆત કરનાર ઘણા તરુણ વકીલોને મિત્રો પ્રાપ્ત કરવા માટે પુષ્કળ સમય હોય છે અને મિત્રતા સંપાદન કરવી એજ તેમનું સૌથી વિશેષ ડહાપણભરેલું કાર્ય છે. તેનો પરિચય ધરાવનાર પ્રત્યેક માણસ તેને સફળતા પ્રાપ્ત કરવામાં સહાય કરવાને પ્રયત્ન કરે છે. તેના મિત્રો અન્ય લોકોને કહે છે કે, તે અવશ્ય સફળતા પ્રાપ્ત કરશે અને તે જો અંતે ધારાસભામાં અથવા વરિષ્ઠ ન્યાયમંદિરમાં વિરાજે તો તે આશ્ચર્યજનક થઇ પડશે નહિ. તેઓ ગમે તેટલા સમર્થ કે ગમે તેટલા બુદ્ધિશાળી હોય, તેઓ કાયદાની બારિકીમાં ગમે તેટલા પારંગત હોય, તોપણ તેમને મિત્રોની મોટાની

ભલામણનો ટેકો નહિ મળે તો તેમના જેવા બિનઅનુભવી તરુણોને કેસ આપવાને ઘણા થોડા માણુસો ખુશી થશે.

પોતાના ધંધાનો પ્રારંભ કરવાનો પ્રયત્ન કરનાર તરુણ વૈદ્યના સંબંધમાં પણ આમજ બને છે. તેના સમસ્ત મિત્રો તેને સહાય કરવાને આતુર હોય છે. તેઓ જાણે છે કે, એક વૈદ્ય વૈદ્યકશાસ્ત્રમાં ગમે તેટલો પ્રવીણ હોય તોપણ જ્યાંસુધી તેની પ્રવીણતા જાહેરમાં આવી નથી ત્યાંસુધી તે લોકોમાં એટલી શ્રદ્ધા ઉત્પન્ન કરી શકશે નહિ, કે જેથી તેઓ અનુભવી વૈદ્યોને છોડીને તેની પાસે આવશે. તેઓ તેની પ્રવીણતાની પ્રશંસા કરે છે. તેઓ કહે છે કે 'અમે બહુ માંદા હતા અને એણે અમને જલદી સાજા કર્યા હતા.' અલ્પ સમયમાં આસપાસના સર્વ માણુસો તેના પ્રત્યે શ્રદ્ધાની દૃષ્ટિથી જુએ છે અને તેને દર્દીઓ પ્રાપ્ત થાય છે.

થોડી મૂડીથી વ્યાપારનો પ્રારંભ કરનાર તરુણ વ્યાપારીની પણ લેખક, વકીલ કે વૈદ્યના જેવીજ સ્થિતિ હોય છે. તે પોતાના વ્યવહારમાં ગમે તેટલો પ્રમાણિક અને સીધો હોય તોપણ તે અજ્ઞાત અને અપ્રસિદ્ધ હોય છે. તેને સર્વસાધારણની શ્રદ્ધા પ્રાપ્ત કરવાની હોય છે. "ગ્રાહકની પ્રસન્નતા એ ઉત્તમોત્તમ પ્રકારની જાહેર ખબર છે" એ એક વ્યાપારી મંત્ર છે; અને વ્યાપારની બાબતમાં મિત્રોની કિંમત કેટલી છે તે તે દર્શાવી આપે છે. કારણકે આપણા પ્રત્યે એક માણુસ મિત્રતાની દૃષ્ટિથી જુએ તોજ તે આપણી દુકાન અને તેમાંના માલની ભલામણ કરશે.

છતાં, આપણાં ભૌતિક હિતો વધારવામાં આપણા મિત્રો આપણી જે સેવા બજાવે છે તે તો મિત્રતાને તપાસવાનું માત્ર હલકામાં હલકું દૃષ્ટિબિંદુ છે. આપણા મિત્રોની પસંદગી એવી સ્વાર્થમય વ્યાપારી દૃષ્ટિથી કરવી, એનો અર્થ તો એજ થાય છે કે, આપણે કોઇ પણ ઉન્નત આત્માની મિત્રતા કરવાને નાલાયક છીએ અને કોઇ પણ ખરો મિત્ર મેળવવાને અશક્ત છીએ.

આપણા ચારિત્ર્ય પર આપણા મિત્રોની કેટલી અસર થાય છે તે ઉપરથી આપણે તેમની કિંમત આંકવી જોઇએ. ડૉ૦ હિલિસ જણાવે છે કે "મિત્રતા દ્વારા ભાગ્યનો નિર્ણય

થાય છે; એક તરુણ જ્યારે પોતાના મિત્રો પ્રત્યે દુર્લક્ષ્ય કરે છે ત્યારે તેના ભાગ્યમાં ક્ષતિજ આવે છે." આપણે જે મિત્રો કરીએ છીએ તેમના દ્વારા આપણા ચારિત્ર્ય ઉપર અસર થાય છે. તેમનો શ્વેત કે શ્યામ રંગ આપણને મળે છે. તેમના સારા કે ખરાબ ગુણો આપણામાં પ્રવેશ કરે છે. ચાર્લ્સ કિંગ્સલી જણાવે છે કે "જે લોકો જૂઠા માણસોની સાથે વસે છે તેઓ જૂઠા બને છે; જે માણસો દ્વેષીઓની સાથે વસે છે તેઓ દ્વેષી બને છે; જે માણસો લોભીઓની સાથે રહે છે તેઓ નીચ સ્વભાવના બને છે; જેઓ આડંબરીઓની સાથે વસે છે તેઓ આડંબરી થાય છે; અને એ સોબતીઓનાં વદનો પણ એકબીજાના ચહેરાનો દેખાવ ધારણ કરે છે."

બીચરે કહ્યું હતું કે "મેં રસ્કિનનાં પુસ્તકો વાંચ્યાં ત્યાર પછી હું કદી પણ તેનો તેજ માણસ રહ્યો નહોતો." ઘણી વાર તો ગ્રંથોજ આપણા ઉત્તમોત્તમ મિત્રો હોય છે. જે માણસને ઉત્તમ મિત્રતાનો સ્પર્શ થયો હોય અને જે તેનામાં રહેલી દિવ્યતાને જગાડનાર તથા તેના સત્ય સ્વરૂપની ઝાંખી કરાવનાર ઉન્નત મનવાળા માણસના સંસર્ગમાં આવ્યો હોય તે પુનઃ કદી પણ તેવો ને તેવો માણસ રહેતો નથી. આવા મિત્રો ઘણી વાર આપણને વાચન વડે પ્રાપ્ત થાય છે.

કેટલાક લોકો ઔષધિ અથવા નવીન બળદાયક હવાની ગરજ સારે છે. તેમના સંસર્ગથી આપણે નવાજ પ્રાણી બની ગયા હોઈએ તેમ આપણને લાગે છે. તેમની સમીપતાથી આપણને જે પ્રોત્સાહન મળે છે તે દ્વારા આપણે એવાં વચનો ઉચ્ચારવાને અને એવાં કાર્યો કરવાને શક્તિમાન થઇએ છીએ કે જે આપણે ભિન્ન પરિસ્થિતિમાં ઉચ્ચારી અને કરી શકતા નથી. એક માણસ મારી ચિંતનશક્તિને ઉત્તેજિત કરે છે, મારી શક્તિઓને ચપલ બનાવે છે, મારી બુદ્ધિને તીવ્ર બનાવે છે, ભાષા અને ભાવનાના દરવાજા ખુલ્લા કરી દે છે અને મારી કવિત્વશક્તિને જાગ્રત કરે છે; જ્યારે બીજો માણસ મારો ઉત્સાહ દાબી દે છે, વિકાસનું દ્વાર બંધ કરી દે છે અને મને અત્યંત ઠંડો પાડી દે છે. તેમાંથી એવું વાતાવરણ નીકળે છે, કે જે મારી વિચાર-શક્તિને દાબી દે છે અને મારા શબ્દોને ગુંગળાવી નાખે છે.

ઈમર્સન કહે છે કે "આપણે જે કાર્ય કરી શકીએ તેવા હોઇએ, તે કાર્ય કોઈ મનુષ્ય ભલામણ કે આગ્રહ કરીને પણ આપણી પાસે કરાવે એ જીવનમાં આપણી મુખ્ય આવશ્યકતા છે. એજ એક સાચા મિત્રની સેવા છે. જો એવો મિત્ર આપણને મળે તો આપણે સહેલાઇથી મહાન બની શકીએ. આપણામાં ગમે તે સદ્‌ગુણ હોય તે પ્રત્યે તે અત્યંત આકર્ષાય છે. તે જીવનનું દ્વાર કેવું ખુલ્લું કરી દે છે! આપણે તેને કેવા કેવા પ્રશ્નો પૂછીએ છીએ! આપણને કેવી સમજૂત મળી જાય છે! કેટલા થોડા શબ્દોની જરૂર પડે છે! સાચો સંસર્ગ એજ છે. એક સાચો મિત્ર મારી શક્તિઓને બેવડી કરી દે છે; જાણે તે પોતાનું બળ મારા બળમાં ઉમેરે છે અને મને જાણે અજેય શક્તિ અર્પણ કરે છે."

એક મિત્રના દૃષ્ટાંતના પ્રોત્સાહનથી ઘણા માણસોનાં જીવન ફેરવાઇ ગયાં છે. કેટલા બધા મંદ બુદ્ધિના છોકરાઓ અને છોકરીઓ એવા ચતુર શિક્ષકો અથવા મિત્રો દ્વારા નિષ્ફળતા અને દુઃખ પામતાં બચી ગયાં છે, કે જેમણે તેમનામાં એવી શક્તિઓ જોઇ હતી કે જે અન્ય કોઈ જોઇ શક્યા નહોતા અને જે વિષે તેઓ પોતે પણ અજ્ઞાત હતાં! જેઓ આપણી શક્તિથી માહિતગાર હોય છે, જેઓ આપણને આત્મશ્રદ્ધાનો નાશ કરવાને બદલે તે મેળવવામાં સહાય કરે છે, તેઓ આપણી કાર્યસિદ્ધિની શક્તિને બેવડી કરે છે.

આજના ઘણા જીવંત માણસો ફિલિપ્સ બ્રૂકસની સ્મૃતિને પ્રાયઃ પૂજ્ય ગણે છે. માણસમાં ઘણી શક્તિ રહેલી છે. એવી તીવ્ર શ્રદ્ધા તેનામાં પરિપૂર્ણ ભરેલી હતી અને તેથી તેણે ઘણા સાધારણ માણસોને તેમનામાં રહેલા ગુપ્ત બળની પ્રતીતિ કરવાને ઉત્તેજિત કર્યા હતા. તે પ્રાયઃ ભીમસેન સમાન છે, એવી તેમને પ્રતીતિ કરાવી હતી અને તેમને એવાં કાર્યો કરવાને પ્રોત્સાહિત કર્યા હતા, કે જે કરવાને તેઓ શક્તિમાન છે, એમ બીજી રીતે તેમણે માન્યું જ ન હોત. તેના સંસર્ગમાં આવેલા માણસોને તેણે એવી ખાત્રી કરી આપી હતી કે, જ્યારે તેઓ ઉંચી દૃષ્ટિ રાખી શકે તેમ હોય ત્યારે તેમણે નીચી દૃષ્ટિ રાખવી; અને જ્યારે તેઓ આકાશમાં ઉડ્ડયન કરી શકે તેમ હોય ત્યારે અંધકારમાં

અથડાવું; કિંવા જ્યારે ઉચ્ચ કર્મ કરી શકાય તેમ હોય ત્યારે હલકું કામ કરવું; એ તો નીચ અને તિરસ્કાર્ય કૃતિ છે.

અહો ! કોઇ પણ સામાન્ય માણસ આપણને એક સાચા મિત્રના જેવી સહાય કરી શકતો નથી તથા પ્રોત્સાહન અને આનંદ આપી શકતો નથી ! સીસરોએ યોગ્યજ કહ્યું છે કે " જે માણસો જીવનમાંથી મિત્રતાને દૂર કરે છે તેઓ તો જગતમાંથી સૂર્યને લઈ લેતા હોય એવા લાગે છે. કારણ કે આપણને દેવતાઓ તરફથી પણ સાચા મિત્ર કરતાં અધિક સારી, અને આનંદદાયક વસ્તુ પ્રાપ્ત થઇ નથી."

મિત્રતા એ કોઇ એકપક્ષીય વસ્તુ નથી. પારસ્પરિક વ્યવહાર વિના મિત્રતા શકય નથી. સર્વસ્વ આપવાથી અને કાંઇ પણ નહિં લેવાથી, અથવા સમસ્ત ગ્રહણ કરવાથી અને કાંઈ પણ નહિ આપવાથી આપણે સાચી મિત્રતાનો આનંદ અને સંપૂર્ણતા અનુભવી શકતા નથી.

જેઓ મિત્રો મેળવવાની ઇચ્છા રાખતા હોય તેમણે પોતામાં એવા ગુણોનો વિકાસ કરવો જોઇએ, કે જે ગુણો વખણાય છે અને આકર્ષક ગણાય છે. જો તમે નીચ સ્વભાવના, કંજુસ અને સ્વાર્થી હશો તો કોઇ પણ માણસ તમારી પ્રશંસા કરશે નહિં. તમારે ઉદારતા અને હૃદયની વિશાળતાનો વિકાસ કરવો જોઇએ; તમારે ઉદાત્ત અને સહિષ્ણુ બનવું જોઈએ; તમારામાં નિશ્ચયાત્મક ગુણો હોવા જોઇએ. કારણ કે નિષેધાત્મક, ભીરુ, ક્ષમાયાચક અને ગોળ ગોળ વાત કરનારાને લોકો ધિક્કારે છે. તમારે સાહસિકતા અને હિમ્મતનો વિકાસ કરવો જોઇએ. કેમકે કાયર માણસને મિત્રો થોડા હોય છે. તમારામાં આત્મશ્રદ્ધા હોવી જોઈએ. તે જો તમારામાં નહિ હોય તો અન્ય માણસો તમારાપર શ્રદ્ધા રાખશે નહિ. તમારે ઉંચી દૃષ્ટિ રાખવી જોઈએ; અને આશા, આનંદ તથા ઉત્સાહ ધારણ કરવો જોઇએ. ઉદાસ અને હતાશ મનુષ્ય પ્રત્યે કોઈ પણ માણસ આકર્ષાશે નહિ.

જે ક્ષણે એક માણસને પ્રતીતિ થાય છે કે, તેના કલ્યાણમાં તમે ખરેખરો રસ લો છો અને તેના ધંધા-રોજગાર, ગ્રંથ કે લેખના સંબંધમાં માત્ર વિનયને ખાતરજ પૂછતા નથી; તે ક્ષણેજ તેનું ધ્યાન તમારા તરફ ખેંચાશે.

અને તે તમારામાં રસ લેશે. તમે તેનામાં જેટલો તીવ્ર અને નિઃસ્વાર્થ રસ લેશો, તેટલો તે તમારી સાથે બંધાશે. પરંતુ જો તમે સ્વાર્થી હશો અને તમારી પોતાનીજ પ્રગતિનો માત્ર વિચાર કરશો; જો તમે તમારી પોતાનીજ પ્રગતિ કરવા માટે પ્રત્યેક જણનો ઉપયોગ કરવાનો વિચાર કરશો; અને લોકો તમને જેટલું કામ આપી શકે અથવા તેઓ તમને જેટલા નવા અસીલો, દર્દીઓ, ગ્રાહકો અથવા તમારા ગ્રંથના પાઠકો મેળવી આપી શકે, તે ઉપરથીજ જો તમે તેમની કિંમત આંકશો તો તેઓ પણ તમને તેવીજ દૃષ્ટિથી જોશે.

મિત્રો આગળ તમારી મિત્રતા દર્શાવતાં ડરશો નહિ. તમે તેમના પ્રશંસક છો કિંવા તમે તેમને ચાહો છો એમ તેમને કહેતાં ડરશો નહિ. જો તમે કોઇને ચાહતા હો તો તમે તેને ચાહો છો એમ શામાટે કહેતા નથી? જો કોઇ માણસના સંસર્ગથી તમને આનંદ મળતો હોય તો તે વાત તેને કહેતા કેમ નથી? એથી તમને કાંઇ ખર્ચ થતો નથી; અને તે તમારા મિત્ર અને તમારી મિત્રતાને માટે ખાસ જરૂરી છે.

એક સ્ત્રીને એવો પ્રશ્ન કરવામાં આવ્યો કે "તમે પ્રતિકૂળ સ્વભાવના લોકો સાથે આટલી સારી રીતે કેમ નિભાવી શકો છો?" તેણે પ્રત્યુત્તર આપ્યો કે "એ રીત બહુ સહેલી છે, હું તેમના સારા ગુણો પ્રત્યે સૌથી વિશેષ ધ્યાન આપવાનો પ્રયત્ન કરૂં છું અને તેમના ખરાબ ગુણો પ્રત્યે બિલકુલ લક્ષ્ય આપતી નથી." મિત્રોને પ્રાપ્ત કરવાનો તથા સાચવી રાખવાનો આથી વધુ સારો માર્ગ જડી શકે એમ નથી.

મનુષ્યે કદી પણ મિત્ર નહિ ખોવાના નિશ્ચય સહિત જીવનનો પ્રારંભ કરવો જોઇએ. તેણે મિત્રો જાળવી રાખવા જોઇએ, નહિ તો તેના બીજા પ્રયત્ન અંશતઃ નષ્ટ થશે. તેની અને તેના મિત્રોની વચ્ચે હમેશાં સંબંધ ચાલુ રહેવો જોઇએ.

"તમારા જે મિત્રો હોય તેમને એક વાર અજમાવી જોયા પછી છોડી દેશો નહિ. મૃત્યુ અથવા બીજાં કારણોથી જૂના મિત્રો ઘટતાં નવા મિત્રો મેળવવા ચૂકશો નહિ. કારણ કે તમારી સફળતા, ઉપયોગિતા અને સુખનો આધાર ઘણે અંશે તમારા મિત્રોની સંખ્યા અને પ્રકાર ઉપર રહેલો છે.

# प्रकरण ५ मुं–क्रोधी स्वभावथी थती हानि

ઘણાં સ્ત્રીપુરુષો પોતાના ક્રોધી સ્વભાવને લીધે સારી જગ્યાઓ સાચવી નહિ શકવાથી હલકી જગ્યાઓમાં પડી રહે છે. પ્રત્યેક સ્થળે આપણે એવાં સ્ત્રીપુરુષો જોઇએ છીએ, કે જે પોતાના ક્રોધી સ્વભાવને લીધે લજ્જિત અને અપમાનિત થાય છે. તેઓ સારી જગ્યા પ્રાપ્ત કરવાને મહિનાના મહિના અને વર્ષોનાં વર્ષો સુધી કામ કરે છે અને પછી અકળામણના પ્રસંગે ક્રોધવશ થઇને તેનો એકદમ ત્યાગ કરે છે.

એક માણસે વીસ વર્ષ એક જવાબદારી ભરેલી જગ્યા મેળવવા માટે તૈયારી કરવામાં ગાળ્યાં; અને પછી ક્રોધવશ થઇને તે જગ્યા પાંચજ મિનિટમાં ગુમાવી દીધી. એ જગ્યા જો તેના હાથમાં રહી હોત તો તેનો અને તેના કુટુંબનો નિર્વાહ આખું જીવન ચાલ્યો હોત; પણ તે આત્મસંયમ કરી શકયો નહિ.

હું એક એવા માણસને ઓળખું છું, કે જે મોટા દરજ્જા અને મોટી સત્તા ધરાવનાર માણસોનાં ભલામણપત્રો ધરાવે છે અને જેણે પોતે મહત્ત્વની જગ્યાઓ ભોગવી છે; પરંતુ તે તેમાંની એક પણ જગ્યા લાંબો સમય જાળવી રાખવાને કદી પણ શક્તિમાન થયો નથી. એક કુટુંબવાળો, પુખ્ત વયનો અને મહાન શક્તિ ધરાવનારો માણસ વારંવાર પોતાની જગ્યા ગુમાવી અપમાનિત થાય એ શું કરુણાજનક નથી! એક સશક્ત, બળવાન મસ્તિષ્ક ધરાવનાર તથા શક્તિ અને ચૈતન્યથી ભરેલો માણસ માત્ર ક્રોધી સ્વભાવને લીધે પોતાના કુટુંબને માટે અન્ન, વસ્ત્ર અને આશ્રય મેળવવાને પોતાના મિત્રોની મદદ માગતો ફરે એ શું શોકજનક નથી?

પહેલે દિવસે હું એક ઘણા સમર્થ માણસને મળ્યો હતો, જેણે ક્રોધી સ્વભાવથી પોતાનું સમગ્ર જીવન બગાડી નાખ્યું છે અને તેથીજ તેને નિષ્ફળતા પ્રાપ્ત થઇ છે. તેણે ઘણી સારી જગ્યાઓ ભોગવી છે, પરંતુ પોતાની અસાવધતાને લીધે તે સર્વ ગુમાવી દીધી છે. તે બહુ મહત્ત્વાકાંક્ષી અને સખ્ત ઉદ્યોગી છે અને તે આગળ વધવાને પરિશ્રમ કરે છે. હવે તે ઉંમરમાં પણ બહુ પાકટ થયો છે, પરંતુ તે કદી

પોતાની ઉત્તમ શક્તિના પ્રમાણમાં કાંઇ પણ કરવાને શક્તિમાન થયો નથી. તે ઉત્તમ શક્તિ ધરાવે છે એવી જ્યારે તેને પ્રતીતિ થાય છે ત્યારે તેને સાધારણ સ્થિતિમાં પડી રહેવા માટે લજ્જા ઉત્પન્ન થાય છે. તે જાણે છે કે, તેણે પોતાના ધંધામાં અર્ધે રસ્તે પડી રહેવાને બદલે શિખરે વિરાજમાન થવું જોઇએ; તે જાણે છે કે, તેનાથી અર્ધી શક્તિ પણ નહિ ધરાવનાર માણસોની આગેવાની સ્વીકારવાને બદલે તેણે પોતેજ નેતા બનવું જોઇએ; તેના કરતાં ઘણી ઓછી શક્તિ ધરાવનાર માણસો તેને આજ્ઞા કરે તે જોઇને તેને મરવા જેવું ખોટું લાગે છે; પરંતુ તે સર્વ પોતાની ત્રુટિ જાણે છે, કે જે ત્રુટિ તેની પ્રગતિના સંબંધમાં પ્રાયઃ મદ્યપાનના જેટલી ખરાબ હોય છે.

એક છોકરો શિક્ષણ અને તેના જીવનકાર્ય માટેની ખાસ કેળવણી લેવામાં વર્ષોનાં વર્ષો ગુમાવે અને પછી તે થોડી ઉન્નતિ પ્રાપ્ત કરે અને એક સારી જગ્યા મેળવે કે તરતજ ક્ષણિક ક્રોધને વશ થઈ તે સર્વનો પરિત્યાગ કરે એના કરતાં વિશેષ મૂર્ખતા તેને માટે બીજી કયી હોઇ શકે? જે કલાવિદ્ સંગેમરમરમાંથી એક સુંદર પ્રતિમા બનાવવામાં વર્ષોનાં વર્ષો ગાળે, તેને એક ક્ષણમાં ભાંગીને છિન્નભિન્ન કરી નાખે અને પછી બીજી પ્રતિમા ઘડવા લાગે અને ફરી ફરીને તેમજ કરતો રહે તેને વિષે તમે શું ધારશો? તમે કહેશો કે તેને દિવાનાશાળામાં પૂરવો જોઇએ. પરંતુ મિત્રવર્ય! તમારી ખાત્રી છે કે, તમે પણ તેના જેવા મૂર્ખ નથી? તમારી ખાત્રી છે કે, તમે ઉતાવળથી ક્રોધી બની અનેક વર્ષોના ઉદ્યોગથી પ્રાપ્ત કરેલું તમારૂં કામ તમે નષ્ટ કરી નાખતા નથી?

જે માણસો સહેજ ટીકાથી દૂર થઇ જાય છે; તેઓ પોતાની જાત અને દરજ્જા માટે કદી પણ ખાત્રીવાળા હોતા નથી. તેઓ પોતાના શેઠોને અને પોતાના સાથીઓને સઘળો વખત એવી પ્રતીતિ કરાવે છે કે, તેઓ પાતળા બરફ ઉપર ચાલે છે અને તેઓ કોઇ પણ ક્ષણે ડૂબી જાય એવો સંભવ છે. આ રીસાળ લોકોની સાથે વાતચીત કરતાં તમારે બહુ સાવધ રહેવું પડે છે. કેમકે રખેને તેમને ખોટું લાગશે

એવા ડરથી તમારે હમેશાં યોગ્ય શબ્દો ચૂંટી કાઢવા પડે છે. તમારે કોઈ પણ વાત એવી ન કહેવી જોઇએ, કે જેને તેઓ મારી મચરડીને અંગત અપમાન ગણી શકે. આવા તીવ્ર લાગણીવાળા લોકો બહુ સહન કરે છે અને તેમની સાથે વ્યવહાર નિભાવવો બહુ કઠિન હોય છે. આ તીવ્ર લાગણી એ વસ્તુતઃ દુર્બળતાનો સ્વીકાર છે. તે મિથ્યાભિમાન, અહંતા અને સ્વાર્થ ઉપર રચાયેલી હોય છે.

જે છોકરીનું લાડકોડથી લાલનપાલન કરવામાં આવ્યું હોય, જે તીવ્ર લાગણીવાળી હોય અને જેને નિર્વાહ માટે કામ કરવામાં લજ્જા લાગતી હોય તેને સંભાળવાનું કામ એક શેઠને માટે સૌથી વિશેષ કઠિન હોય છે. તે માને છે કે, તેનું અપમાન કરવામાં આવે છે, તેના ઘાવોમાં હમેશાં છેદ પડે છે અને હેતુપૂર્વક કે હેતુરહિત લેશ પણ સ્પર્શ થતાં તેમાંથી રક્તસ્રાવ થાય છે. વસ્તુતઃ તીવ્ર લાગણીવાળા માણસને જે દુઃખ થાય છે તે ઘણે અંશે હેતુપૂર્વક આપવામાં આવેલું હોતું નથી અને બીજો કોઇ માણસ તેને દુઃખ તરીકે માને પણ નહિ.

વસ્તુતઃ તમારી ઉપર તમારૂં સ્વામીત્વ નથી એવી પ્રતીતિ થવી, તમારો હેતુ ગમે તેટલો સારો હોય અને તમે ગમે તેટલો સખ્ત પરિશ્રમ કરો તોપણ તમારૂં કરેલું સઘળું કામ એક ક્ષણમાં તમે રદ કરો એવો સંભવ છે એમ લાગવું, એના કરતાં વિશેષ લજ્જાસ્પદ બીજું શું હોઈ શકે? તમારામાં આત્મશ્રદ્ધા હોવી જોઇએ. તમે સર્વ સંજોગોમાં તમારી જાતને અંકુશમાં રાખી શકશો એમ તમારે માત્ર ધારવુંજ ન જોઇએ, પરંતુ નિશ્ચયપૂર્વક જાણવું પણ જોઇએ; અને જ્યાં સુધી તમે આવી સ્થિતિ મેળવો નહિ, ત્યાંસુધી તમે કદી પણ ઘણી પ્રગતિ કરી શકશો નહિ.

જ્યારે તમે ક્રોધી સ્વભાવને અંકુશમાં રાખી શકાશે કે નહિ, એવો વિચાર કરશો ત્યારે તે તમને અશક્ય જણાશે; પરંતુ જ્યારે તમે તમારા સ્વભાવની તપાસ કરશો ત્યારે તમને જણાશે કે, તે તમે અંકુશમાં રાખી શકો એવાં તત્ત્વોનો બનેલો છે અને તમે જો એ તત્ત્વોને અંકુશમાં રાખી શકશો તો તમે ખુદ સ્વભાવને પણ જરૂર અંકુશમાં

રાખી શકશે. ક્રોધી સ્વભાવમાં દ્વેષનો પ્રવેશ થાય છે, તેમજ અન્ય લોકોના અભિપ્રાયોની અસહિષ્ણુતા પણ તેમાં પ્રવેશે છે. ક્રોધી માણસ કાર્ય જલદી પતાવી નાખવા માગે છે, બીજાઓને તે પોતાની ઇચ્છા પ્રમાણે ચલાવવા માગે છે અને જો તે બીજાઓને પોતાની ઇચ્છાનુસાર ચલાવી શકતો નથી તો તેનો મિજાજ તપી જાય છે. સાધારણ રીતે ક્રોધી સ્વભાવનો માણસ સ્વચ્છંદી, સ્વાર્થી, મિથ્યાભિમાની અને ગર્વિષ્ઠ હોય છે. તે પોતાની જાત સિવાય કોઇનો વિચાર કરી શકતો નથી. ઇતર લોકોના હક્કો પ્રત્યે તે બહુ થોડું ધ્યાન આપે છે.

પ્રત્યેક મનુષ્યને જગતમાં એક સત્તારૂપ બનવાની, કાંઇક અસાધારણ કાર્ય કરવાની અને સાધારણ માણસોની પંક્તિમાંથી બહાર નીકળી શ્રેષ્ઠતાના શિખર પર આરૂઢ થવાની મહત્ત્વાકાંક્ષા હોવી જોઇએ; પરંતુ તે પ્રથમ પોતાની જાતનો સ્વામી ન બને ત્યાં સુધી તે કદી પણ આવી મહત્ત્વાકાંક્ષા ધારણ કરી શકશે નહિ. તે પ્રથમ પોતાની જાતને કાબુમાં રાખી ન શકે ત્યાંસુધી તે પરિસ્થિતિ અથવા માણસોને અંકુશમાં રાખી શકશે નહિ. થોભવું ગમે તેટલું દુઃખદાયક હોય તોપણ જે માણસ થોભી શકે છે, ઉશ્કેરાવાનું ગમે તેટલું સબળ કારણ મળ્યું હોય તોપણ જે માણસ શાંત રહી શકે છે, ગમે તેવા સંયોગોમાં જે પોતાની સ્વસ્થતા જાળવી શકે છે, પોતાની આસપાસનાં માણસોમાં ક્રોધનું તોફાન ગમે તેટલું ચાલી રહ્યું હોય તોપણ જે શાંત રહી શકે છે, જે કદી પણ પોતાની સ્વસ્થતા ગુમાવતો નથી તે માણસ બીજાઓમાં શ્રદ્ધા ઉત્પન્ન કરે છે, માન પ્રાપ્ત કરે છે અને માણસો તથા કામકાજોને અંકુશમાં રાખે છે.



# પ્રકરણ ૬ ઠું—નજીવી બાબતો

ઘણા લોકો જીવનનો પુષ્કળ વખત નજીવી બાબતોમાં ગુમાવી દે છે અને નજીવાં કામો કર્યા કરે છે. કેટલીક એવી સ્ત્રીઓને હું ઓળખું છું, કે જેઓ હમેશાં જ્યાં ને ત્યાં અનિષ્ટજ જોયા કરે છે; જેઓ ખુરશી, મેજ, વાસણો વગેરે પર આંગળીના ડાઘા જોઈને મિજાજ ખોઇ દે છે અને જેઓ રસોઇઆએ જો કોઇ વાની બગાડી હોય તો આખા ઘરની શાંતિનો નાશ કરે છે. તેઓ નોકરોને અને કુટુંબનાં માણસો-ને નજીવી બાબતોને માટે તેઓ કંટાળી જાય ત્યાં સુધી ઠપકો આપ્યા કરે છે અને વાંક દેખાડયા કરે છે.

જો તમે જીવનનો સૌથી વિશેષ લાભ લેવા માગતા હો તો તમારે ઘણી બાબતો દીઠી ન દીઠી કરવાનો નિશ્ચય કરવો જોઇએ; અને તે બાબતો જો તમને અસુખ ઉત્પન્ન કરે એવી હોય તો તમારે તે પ્રત્યે બિલકુલ લક્ષ્ય આપવું ન જોઇએ. રસોઇઆએ જો કોઇ સ્વાદિષ્ટ વાની બગાડી હોય તો તેથી તમારા મનની શાંતિ ગુમાવશો નહિ. તમે તમારા અતિથિઓ સહિત જમવા બેઠા હો તે સમયે જો તમારો રસોઇઓ કે સ્ત્રી એકાદ નાની ભૂલ કરે તો તેને ઠપકો આપીને તેમને નીચું જોવાનો પ્રસંગ આણશો નહિ, તેમજ તમારા મહેમાનોનો રસભંગ કરશો નહિ.

હું કેટલીક એવી માતાઓને ઓળખું છું, કે જેઓ સ્વામી અથવા એકાદ છોકરૂં જમવાને મોડું આવે તો આખાય કુટુંબને અસ્વસ્થ કરે છે અને જમવા બેઠેલા દરેક જણના આનંદનો નાશ કરે છે. અતિ ચોક્કસ માણસો, કે જેઓ પ્રત્યેક કાર્ય નિયમિત વખતેજ થયેલું જોવા માગે છે અને જો કોઇ માણસ એક પળનો પણ વિલંબ કરે તો તેની નિર્દય રીતે ઝાટકણી કાઢી નાખે છે તેઓ પોતાની આસપાસનાં સર્વ માણસોનાં જીવન દુઃખી બનાવી દે છે.

આમ કરવાથી જીવન જીવવાયોગ્ય રહેતું નથી. ભયમાં નાખનાર નિરુપયોગી માલને ફેંકી દેતાં શીખો. અસુખ ઉત્પન્ન કરનારી અને શાંતિ નહિ આપનારી પ્રત્યેક વસ્તુને

દૃષ્ટિથી દૂર કરતાં શીખો.

ઘણા લોકો વસ્ત્રમાંની ટાંચણી જેવા હોય છે, કે જે આપણને વારંવાર ભોંકાય છે, અને તેમ છતાં તેને આપણે દૂર કરી શકતા નથી. ઘણા શિક્ષકો બિનજરૂરી બાબતોને વિશેષ મહત્ત્વ આપીને વિદ્યાર્થીઓના આનંદનો નાશ કરે છે. બીજા પણ ઘણા લોકો ક્ષુલ્લક વસ્તુઓને અધિક મહત્ત્વ આપે છે, રજનું ગજ કરે છે, ક્ષુલ્લક બાબતો વિષે ચર્ચા અને વાત કર્યા કરે છે અને પોતાના સંસર્ગમાં રહેનાર પ્રત્યેક માણસની શાંતિનો ભંગ કરે છે. આ અત્યંત ખરાબ ટેવ છે.

બિનજરૂરી બાબતોને અધિક મહત્ત્વ આપનાર લોકો જોડામાંના કચરા જેવા છે. તમે તેને કાઢીને ફેંકી દેવાને માર્ગમાં ઉભા રહી શકતા નથી અને તે તમારા સર્વ આનંદનો નાશ કરે છે.

ઘણા વ્યાપારીઓ વિસાત વિનાની વસ્તુઓને અધિક મહત્ત્વ આપીને સઘળો વખત પોતાની આસપાસના માણસોને અસ્વસ્થ રાખે છે. જો એકાદ કારકુન એકાદ ભૂલ કરે તો તેઓ તેનું જીવન કેટલાક કલાકપર્યંત—કવચિત્ કેટલાક દિવસોપર્યંત—દુઃખી બનાવે છે. જીવન એટલું બધું ટુંકું છે કે વિસાત વિનાની વસ્તુઓ માટે મિજાજ ખોઇ દેવો યોગ્ય નથી.

શક્તિને નકામી વહી જવા દેવી એ આપણને પાલવે એમ નથી. આપણે જો જીવનનો વિશેષમાં વિશેષ ઉપયોગ કરવા માગતા હોઇએ તો આપણે તેનો પ્રત્યેક કણ મહત્ત્વની બાબતોમાં વાપરવો જોઇએ. ઘણા લોકો અસંખ્ય છિદ્રોવાળા એન્જીન જેવા હોય છે, કે જેમાંથી દાંડો ચાલી શકે અને ચક્રો ફરી શકે એવી પુષ્કળ વરાળ નકામી ચાલી જાય છે. નિરુપયોગી બાબતો કે જેનાથી કોઇને લાભ થતો નથી અને માત્ર નુકસાનજ થાય છે તેમાં તેમનું બળ વેરાઇ જાય છે.

કેટલીક એવી સ્ત્રીઓને હું ઓળખું છું, કે જેઓ નજીવી વસ્તુઓ શોધવામાં અને કરવામાં થાકીને લોથપોથ થઇ જાય છે. પોષાકની એકાદ ક્ષુલ્લક વસ્તુ કે જેની કાંઇ વિસાત હોતી નથી તેની મિથ્યા શોધ પાછળ તેઓ કવચિત્ અર્ધો દિવસ ગુમાવે છે. કિંમતી વખત અને શક્તિનો આવો મિથ્યા વ્યય થતો જોઇ આપણને કરુણા ઉત્પન્ન થાય છે. જો

એ સમય આત્મનિરીક્ષણ અને આત્મશિક્ષણમાં અથવા કોઈને સહાય કરવામાં કિંવા કોઈ સત્કાર્ય કરવામાં ગાળવામાં આવે તો તેથી કેટલો બધો લાભ થાય !

પોતાના માણસો સારી જાતની વસ્તુઓ પસંદ કરે અને છેતરાયા વિના ખરીદે, એ તો બહુ મહત્ત્વની અને જરૂરી બાબત છે; પરંતુ નિરુપયોગી અને નજીવી વસ્તુઓને માટે કિંમતી વખત ગુમાવવામાં આવે અને તેના બદલામાં ઉપયોગી અને મહત્ત્વની બાબતો તરફ દુર્લક્ષ્ય કરાતું રહીને જીવનને જેમ તેમ ગુમાવી દેવું એ તો ખરાબમાં ખરાબ ટેવ છે.

# પ્રકરણ ૭ મું–જીવન શી રીતે ઘડવું ?

ગજવામાં પૈસા મૂકવા કરતાં ઘણીજ સારી વસ્તુ મેળવવા જેવી આ જગતમાં છે અને તે જીવનમાં સૌંદર્ય અને પ્રેમ મૂકવો એ છે.

તમારી બધીજ શક્તિઓ માત્ર પૈસા કમાવામાંજ વાપરશો નહિ. શ્રીમંતો પોતાના દ્રવ્યને આલિંગન કર્યા કરે છે; પણ તેમની સદ્ગુણની શક્તિઓ વિકાસ પામેલી હોતી નથી. સદ્ગુણ એ એવું અમૂલ્ય આભૂષણ છે, કે જેને માટે કેટલાય માણસોએ ઇતર સર્વ વસ્તુઓનો ભોગ આપ્યો છે.

મૃદુતા અને પ્રેમનો જો વિકાસ ન થાય તો આ સમગ્ર જીવનકલહનો અર્થ શો ? દ્રવ્ય અને દરજ્જા માટેના લોભમય કલહ કરતાં અધિક સારી વસ્તુ આ જગતમાં શું રહેલી નથી ? શું સ્વાર્થ અને સંગ્રહવૃત્તિ એજ જગતમાં મહાનમાં મહાન વસ્તુ છે ? એથી કોઇ વધારે સારી, વધારે કિંમતી અને વધારે સુંદર વસ્તુ માટે મનુષ્યે ઉદ્યોગ કરવાનો નથી ?

જો આપણે આપણાં મોટાં શહેરોના એક પછી એક મહોલ્લાઓ અને ભાગોમાં ફરીએ તો જ્યાં ત્યાં અવ્યવસ્થા આપણા જોવામાં આવશે.

શું આપણે દ્રવ્ય પ્રાપ્ત કરવાની લોભમય શક્તિઓ કરતાં સુસંસ્કારિતાને–સદ્ગુણોને શ્રેષ્ઠ કદી પણ નહિ ગણીએ ?

શું આપણે હમેશાં આપણા બૌદ્ધિક, નૈતિક, દૈવી અંગને નિર્બળ રાખીને આપણા માત્ર સ્થૂલ અંગનીજ સેવા કર્યા કરીશું ? એક સ્વચ્છ, ચારિત્ર્યવાન અને સુશિક્ષિત મનુષ્યમાં જે ખરૂં ધન રહેલું હોય છે, તેની કિંમત કોણ આંકી શકે તેમ છે ! તે જે જે ગૃહમાં પ્રવેશ કરે છે, જે જે ગાડીમાં બેસે છે; જે જે દુકાન, કારખાનાં કે ઑફિસમાં જાય છે, સંક્ષેપમાં તે જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં તે આનંદ પ્રસરાવે છે. કહે છે કે ક્રીમિયન યુદ્ધમાં હૉસ્પિટલોમાં પડેલા સૈનિકો કહેતા કે "ફ્લોરેન્સ નાઇટિંગેલને અમે જોઇએ તે પહેલાં ઘણા વખત અગાઉ તેના આવવાને અમે જાણી જતા હતા." તેઓ તેની સુસંસ્કારિતા, તેનો સુમધુર પ્રભાવ પ્રત્યેક સ્થળે પ્રકાશતો જોઇ શકતા હતા.

આવી સુંદર ચારિત્ર્યવાન વ્યક્તિઓ જ્યાં જ્યાં જાય છે, ત્યાં ત્યાં પ્રકાશ અને આનંદ લેતી જાય છે. તેમની સમીપ ઉદાસીનતા કે નિરાશા ઉભી રહી શકતી નથી. જેવી રીતે ઉગતા સૂર્યની આગળ અંધકાર અને ઉદાસીનતા ટકી શકતાં નથી, તેવી રીતે તેમની આ કળાથી પ્રત્યેક સ્થૂલ અને પાશવ વસ્તુ પલાયન કરી જાય છે. એવી વ્યક્તિમાંથી જે સુમધુરતા અને પ્રકાશ ફેલાય છે તેનો વિકાસ કરવો એ મૃત્યુલોકના માનવીની મહાનમાં મહાન સિદ્ધિ છે. તેના પ્રમાણમાં દ્રવ્ય અને પ્રચંડ મિલ્કતો કેવી ક્ષુદ્ર અને ક્ષુલ્લક જણાય છે ! તેની સમક્ષ ઈતર સર્વ વસ્તુઓ નિસ્તેજ થઇ જાય છે. મિત્રતા, વજન અને સત્તા પ્રાપ્ત કરવાના સંબંધમાં તેનો સ્પર્શ જાદુઈ અસર કરે છે. આ સુમધુર ચૈતન્યયુક્ત છોડ કે જે તમારી પ્રકૃતિને સુગંધમય બનાવવાની અને તમારા જીવનને વિશેષ પ્રકાશ આપવાની શક્તિ ધરાવે છે તેને માત્ર થોડા ડૉલરો-ને માટે, થોડી ક્ષણિક કીર્તિને માટે શુષ્ક બનાવી દેવો અને કચરીને મારી નાખવો એ શું તમને પાલવી શકશે ?

શું માનવજીવન અને મનુષ્યની શક્તિઓ એટલી બધી સસ્તી છે કે વ્યાપારરોજગાર કરવામાં, એકબીજા સાથે સ્પર્ધા કરવામાં અને લોભ તથા સ્વાર્થી મહત્ત્વાકાંક્ષાને વશ થઇ નિર્બલને લૂંટવામાંજ જીવન ખર્ચી નાખવું આપણને પાલવી શકે ? ઉચ્ચતર સંસ્કૃતિ શું બળનેજ હક્ક માનવાને

તૈયાર થશે?

એકાદ આદર્શ વ્યાપારી પ્રાતઃકાળમાં સૌંદર્યથી ઉભરાઇ જતા સાર્વજનિક બગીચામાંથી ચાલ્યો જતો હોય તે વખતે તેને જુઓ. બાગનું અદ્ભુત સૌંદર્ય પ્રત્યેક સ્થાને તેના લક્ષ્યને આમંત્રણ કરી રહ્યું હોય છે; પરંતુ તે તેના પર બિલકુલ ધ્યાન આપ્યા વિના આગળ ચાલ્યોજ જાય છે. પરમ સુમધુરતા અને સુંદરતા પ્રત્યેક પુષ્પગુચ્છ, પ્રત્યેક મોર, પ્રત્યેક છોડ અને પ્રત્યેક વૃક્ષમાંથી સ્મિત કરી રહી હોય છે; પરંતુ તે પ્રત્યે એક ક્ષણ પણ તેનું ધ્યાન ખેંચાતું નથી. ગ્રામ્ય પ્રદેશમાંથી પણ તે આવીજ બેદરકારી અને દુર્લક્ષ્ય સહિત પસાર થાય છે; વ્યાપાર સંબંધી પ્રશ્નોના ધ્યાનમાંથી તેને જાગ્રત કરવાને પક્ષીઓ, નાળાંઓ અને જંગલી પુષ્પો પરસ્પર સ્પર્ધા કરી રહ્યાં હોય છે; પરંતુ તે તેમાંથી જાગ્રત થતો નથી. લોકો પોતાની કોથળીઓમાં પૈસા ભરવા પાછળ એટલા બધા લીન થઇ ગયેલા છે કે તેમને પોતાના જીવનમાં સૌંદર્ય ભરવાનો સમયજ મળતો નથી. તેઓ દ્રવ્ય પ્રાપ્ત કરવામાં એટલા બધા તન્મય થઈ ગયેલા હોય છે કે તેમને જીવનનો ઉપભોગ લેવાનો અવકાશજ મળતો નથી.

સર જૉન લબક કહે છે કે "આપણામાંના થોડા જણને જીવન ભોગવવાના અદ્ભુત વિશિષ્ટ હક્કની પ્રતીતિ હોય છે; આપણને જે સુખ વારસામાં મળેલું છે, જગતના જે આનંદો અને સુંદરતાઓનો ઉપભોગ આપણે માત્ર ઇચ્છા કરવાથી મેળવી શકીએ છીએ; આપણે જેવા થવા માગતા હોઇએ તેવા આપણે જેટલી હદ સુધી થઇ શકીએ છીએ; તથા શાંતિ મેળવવાની અને દુઃખ તથા દિલગીરીની ઉપર વિજય મેળવવાની આપણે જે શક્તિ ધરાવીએ છીએ, તેની પ્રતીતિ ઘણા થોડા માણસોને હોય છે."

આપણે દૂરસ્થ લક્ષ્ય તરફ આપણી દૃષ્ટિ દૃઢ રીતે રાખીને જીવનક્રમ ચલાવીએ છીએ અને તે લક્ષ્ય પ્રાપ્ત કરવાને શરીરને અત્યંત શ્રમ આપીએ છીએ. બીજાઓને મુશ્કેલીના સમયમાં સહાય કરવાની તથા સાધારણ નિત્ય જીવનને આનંદમય અને સૌંદર્યશાળી બનાવવાની અસંખ્ય સંધિઓ માર્ગમાં આપણને પ્રાપ્ત થાય છે, પરંતુ આપણે તેમના તરફ

જોતા નથી. આપણી ખાસ મહત્ત્વાકાંક્ષાને સહાય ન કરે એવી કોઇ પણ વસ્તુ તરફ ધ્યાન આપ્યા વિના આપણે આગળ અને આગળ ધસ્યા જઇએ છીએ; પરંતુ આપણે જ્યારે આપણા લક્ષ્યની પાસે આવી પહોંચીએ છીએ, ત્યારે આપણને શું પ્રાપ્ત થાય છે? આપણે જે શોધતા હતા તે આપણને મળે છે; પરંતુ સમગ્ર સુમધુરતા, સમગ્ર સુંદરતા, સમગ્ર ઉત્તમતા અને સકલ શ્રેષ્ઠતાને ભોગે તે મળે છે.

જે બાલકને પ્રત્યેક વસ્તુમાં અને પ્રત્યેક સ્થાનમાં સુંદરતા જોવાનું શીખવવામાં આવે છે, તે બાલક ખરેખર બહુ ભાગ્યશાળી છે. જે આંખને આવું શિક્ષણ મળેલું હોય છે તે અશિક્ષિત આંખ ન જોઇ શકે એવી સુંદરતાઓ પ્રત્યક્ષ કરનારા શાશ્વત સૂક્ષ્મદર્શક યંત્ર સમાન છે. જો તમે યોગ્ય રીતે આવું શિક્ષણ લ્યો તો અજ્ઞાન માણસો જે આનંદનો ઉપભોગ લઇ શકતા નથી, તે આનંદ પ્રાપ્ત કરવાનાં સહસ્રાવધિ દ્વારો તમારે માટે ખુલ્લાં થઇ જશે. તરુણોને પ્રત્યેક વસ્તુમાં સુંદરતા જોવાનું અને પ્રત્યેક કાર્યમાં સૌંદર્ય મૂકવાનું શિક્ષણ આપો; આમ કરવાથી તેમની કલ્પનાશક્તિ ચપલ પણ થશે અને નિર્વિકારી પણ થશે. આમ કરવાથી જીવન બોજારૂપ અને સ્વપ્નમય નહિ લાગે, પરંતુ તે પ્રભુમય જીવન અને પ્રભુના પ્રેમથી પૂર્ણ બની રહેશે.

# प्रकरण ८ मुं—उन्नतिनी आशा राखतां शीखो.

જીવનની ઉત્તમોત્તમ સિદ્ધિઓ આપણને પ્રાપ્ત થશે એવી આશા રાખવાનો અભ્યાસ પાડવાથી આપણને ઘણો લાભ થાય છે. તમારા વદન પર નિરાશામય અસંતોષનાં ચિહ્નો લઇને ફરશો નહિ અને પ્રત્યેક જણના મન પર એવી છાપ પાડશો નહિ કે, આ જગતની ઉત્તમ વસ્તુઓ તમારે માટે નહિ, પરંતુ કોઇ બીજાનેજ માટે ઉત્પન્ન થયેલી છે. મહાન લાભોનો વિચાર કરવાની કલા શીખો. આમ કરવાથી તમે વિશાળ ક્ષેત્રમાં દાખલ થશો. જો તમે મહાન લાભો મેળવવાની અને મહાન કાર્યો કરવાની આશા રાખ-

વાની કળા શીખશો તો તમારાથી મહાન કાર્યો થવાનો સંભવ વિશેષ રહેશે. પ્રાચીનમાં પ્રાચીન સમયથી લઈને હાલના સમયપર્યંત જે જે મહાન કાર્યો સિદ્ધ થયાં છે તે સર્વ એક પ્રકારના મહત્ત્વાકાંક્ષામય અસંતોષને લીધેજ છે. શું વ્યવહારમાં કે શું પરમાર્થમાં–જે પણ વિષયમાં જેને ઇષ્ટતા લાગી હોય તે વિષયમાં અલ્પ લાભથી સંતુષ્ટ થનાર, પોતે અલ્પ કાર્યોને માટે ઉત્પન્ન થયો છે એમ માન્યા કરનાર અને અનાયાસે જે મળી આવે તેનાથી સંતોષ પામનાર કોઈ પણ માણસ કોઇ મહાન કાર્ય કરી શકતો નથી.

જે માણસ મહાન કાર્યો કરવાની આશા રાખે છે તે પોતાના સંકુચિત જીવનનાં દ્વારો સહેજ વિશેષ ઉઘાડવાને, પોતાનું સંકુચિત જ્ઞાન વધારવાને અને પોતાની આસપાસના માણસોથી ઉચ્ચતર થવાને તથા આગળ વધવાને નિરંતર પ્રયત્ન કર્યાજ કરે છે. તેનો દિવ્ય સ્વભાવ તેને સદા ઉચ્ચતર પ્રયત્નોને માટે ઉત્તેજિત કર્યાજ કરે છે, અને તેના હાથમાં જે પણ કામો આવે તેને તે ઉત્તમ રીતેજ કરવાની આશા રાખે છે.

મહાન બુદ્ધિ અને ખરી સફળતા શું છે તેનો ઉંધો ખ્યાલ હોવો એ એક તરુણની પ્રગતિના માર્ગમાંનું એક ભારેમાં ભારે વિઘ્ન છે.

જે યુવક પોતામાં મહાન બુદ્ધિ છે કે નહિ તે વિષે અનિશ્ચિત હોવાને લીધે કાંઇ પણ નહિ કરતાં વિલંબમાં અને વિચારમાંજ કિંમતી વર્ષો ગુમાવે છે; તેના જેવો હતભાગી કોઇ નથી.

એક રાઈનું બીજ પોતે તાડ ન બની શકે એટલા માટે રાઇના છોડરૂપે વિકાસ પામવાનું માંડી વાળે; અથવા તો એક દ્રાક્ષનો વેલો પોતે વડ ન બની શકે એટલા માટે પોતાની શાખા–પ્રશાખાઓ પ્રસારવાનું બંધ પાડે; તેના જેટલુંજ એ મૂર્ખતાભરેલું છે. વડના બીજનું કર્તવ્ય કાંઇ તાડ કે ગુલાબ બનવું એ નથી, પરંતુ વડ બનવું એજ છે. ખરી મહાન બુદ્ધિ જગતમાં સાધારણ રીતે જેટલી ધારવામાં આવે છે તે કરતાં ઘણીજ ઓછી હોય છે. સાધારણ તરુણ એમ ધારતો જણાય છે કે, કેટલાક માણસોને દિવ્ય પ્રકાશ અને અનાયાસે કાર્યો સિદ્ધ કરવાની ઉત્તમોત્તમ બક્ષીસ મળેલી

હોવાથી તેઓ સાધારણ વસ્તુઓને સુવર્ણમાં ફેરવી નાખવાની દિવ્ય શક્તિ ધરાવે છે. આવા મિથ્યા વિચારોને માણુસો પોતાના મનમાંથી જેમ વહેલા દૂર કરે તેમ સારૂં.

સારી જેવી સફળતા મેળવી શકનારામાંના બહુ થોડાજ માણુસો, પોતે જે માર્ગે ચાલતા હોય તે માર્ગનું અનુસરણ તેઓ શામાટે કરે છે તેનું સંતોષજનક સ્પષ્ટીકરણ કરી શકે છે. તેઓ એક અદૃષ્ટ શક્તિ વડે પોતાનો માર્ગ કાપ્યે જતા જણાય છે, અને પોતાને જેટલું જ્ઞાન મળેલું હોય તે પ્રમાણેજ વર્તે છે.

કોઇ પણ માણુસ પ્રારંભમાંજ અંતિમ લક્ષ્યને જોઈ શકતો નથી. જ્યારે તે માર્ગ કાપતો હોય છે, ત્યારે પણ તે માત્ર પોતાની આગળનાં થોડાંજ ડગલાં જોઇ શકે છે. તે કાંઇ દૂરસ્થ તારાને આધારે ચાલતો નથી, પરંતુ પોતાના હાથમાંના ફાનસને આધારે ચાલે છે. અને તે આ ફાનસ આગળનો માત્ર થોડોકજ માર્ગ જોઈ શકે છે; પરંતુ તેટલા પ્રકાશ વડે પણ તે આગળનું પગલું ચોક્કસપણે અને ભય વિના ભરી શકે છે જો કે તે પ્રકાશની આગળ તો અંધારૂંજ હોય છે; પરંતુ તે જેમ જેમ આગળ પ્રવાસ કરે છે, તેમ તેમ ફાનસ તેને વધુ ને વધુ માર્ગ દર્શાવતું ચાલે છે.

જ્યારે આપણી ખાત્રી હોય કે આપણે સત્ય માર્ગનું અવલંબન કરીએ છીએ ત્યારે આપણે લાંબા પ્રવાસની યોજના અગાઉથી ઘડવાની કશી જરૂર નથી; તેમજ શંકા અને ભયથી આપણી પ્રગતિના માર્ગમાં આવનારાં વિઘ્નોનો વિચાર કરવાની કશી જરૂર નથી. આપણે એક વખતે એક પગલા કરતાં વિશેષ ચાલી શકતા નથી.

સમગ્ર જીવનનો એક સાથે વિચાર કરવો એ આભને બાથ ભરવા સમાન છે; પરંતુ પ્રતિદિન શ્રેષ્ઠતમ જીવન ગાળવાનો પ્રયત્ન કરવો, નિદાન આજે તો મારો આદર્શ નીચી ભૂમિકા પર આવશે નહિ પરંતુ ઉંચી ભૂમિકા પર જશે એવો નિશ્ચય કરવો, એજ વ્યવહારદૃષ્ટિએ યથાવત્ જીવનક્રમ છે; એજ ચારિત્ર્યરચનાનો વ્યાવહારિક પ્રયત્ન છે.

ઉંચો આદર્શ રાખવાનો તથા આપણાથી ઉંચેની વસ્તુસ્થિતિને મેળવવાનો નિરંતર પ્રયત્ન કરવાથી આપણું

મન જેટલું દૃઢ થાય છે; આપણું બળ જેટલું વધે છે અને આપણી વિચારશક્તિ જેટલી વધે છે તેટલું એ કાર્ય અન્ય કોઇ પણ વસ્તુથી સિદ્ધ થતું નથી.

તમારૂં કામ ગમે તે હો, તમે ગમે તે કરતા હો; પરંતુ તેમાં તમારો આદર્શ પૂરજો. ખાત્રી રાખજો કે, તેમાં તમને ઉન્નત કરવાનો ગુણ રહેલો છે; તેમાં પ્રોત્સાહક તત્ત્વ અને કોઇક એવી અનિર્વચનીય વસ્તુ રહેલી છે કે જે તેને પરમાત્મા સાથે જોડી દે છે.

અંધકારમાં ગોથાં ખાઇ રહેલાં માણસોના ટોળામાંથી મહત્ત્વાકાંક્ષા ધરાવનાર માણસને આપણે કેવા જલદીથી ઓળખી કાઢી શકીએ છીએ! આ થવાનું કારણ એજ છે કે, ઉંચા આદર્શ તરફ દૃષ્ટિ રાખવાનો જે માણસે અભ્યાસ પાડેલો હોય છે તે અનિર્વચનીય આકર્ષણશક્તિ ધરાવે છે. તે જે પણ કાર્ય કરે છે તેમાં ઉત્તમતાજ રહેલી હોય છે. પછી તે કામ રાજા તરીકેનું હોય, લુહાર તરીકેનું હોય કે તગારાં ઉંચકનાર તરીકેનું હોય.

ર્થારો પ્રશ્ન કરે છે કે "તમે કદી પણ એવો માણસ સાંભળ્યો છે કે જેણે પોતાના સમગ્ર જીવનમાં કેવળ એકજ ઉદ્દેશ રાખીને પ્રમાણિકપણે ઉદ્યોગ કરવા છતાં જે તદ્દન નિષ્ફળ થયો હોય? જો એક માણસ નિરંતર મહત્ત્વાકાંક્ષા રાખે તો શું તે ઉન્નત થતો નથી? કદી પણ એવો માણસ જગતમાં થઇ ગયો છે કે જે બહાદુરી, હૃદયની વિશાળતા, સત્ય અને સહૃદયતાનું અવલંબન કર્યા છતાં લાભ મેળવી શક્યો ન હોય?

ઘણા લોકો દુષ્ટ વિચાર કરી, હલકા આદર્શો ધારણ કરી, અસ્વાભાવિક જીવનક્રમ ચલાવીને જીવનની ઉત્તમોત્તમ તથા મધુરમાં મધુર વસ્તુઓની અને પોતાની વચ્ચે ચિનાઇ દિવાલ ઉભી કરે છે. ટીકા કરવી, દોષાન્વેષણ કરવું, પોતાની આસપાસ ઉત્તમોત્તમ વસ્તુઓને બદલે અધમાધમ વસ્તુઓ જોવી એ આ દિવાલમાંના પાષાણો છે; તેઓ કંટાળો, ચિંતા અને દુઃખમાંથી ઉપજેલા હોય છે. આપણે આ દિવાલો આપણી આસપાસ એટલી બધી ઉંચી બાંધીએ છીએ કે તે સૂર્યપ્રકાશને પણ પ્રવેશ કરવા દેતી નથી અને તેથી આપણે

અંધકારમાંજ રહ્યા કરીએ છીએ. કોઇ પણ માણુસ પોતાની આસપાસ બાંધેલી દિવાલની બહાર જોઇ શકતો નથી.

મનુષ્યનું લક્ષ્ય યાને આદર્શજ તેના ચારિત્ર્યની રચના કરે અને તેનું જીવન ઘડે છે. તે તેના હેતુઓની ઉપર અસર કરે છે; તેનાં કાર્યોને પ્રભાવિત કરે છે અને તેનું ભાવી નિશ્ચિત કરે છે. આપણા સમગ્ર જીવનનો આધાર આપણા આદર્શ ઉપરજ રહેલો છે. જો તે નીચો હોય તો આપણું જીવન અવનત થાય છે અને જો તે ઉંચો હોય તો આપણું જીવન ઉન્નત થાય છે.

આપણું પ્રધાન લક્ષ્ય આપણા વદનમાં–ચહેરામાં ફેરફાર કરીને તેને પોતાને અનુરૂપ બનાવશે, તે આપણી રીતભાત દ્વારા પ્રકટ થશે, તે આપણા દેખાવ દ્વારા વ્યક્ત થશે.

કયી વસ્તુની આપણે તીવ્ર ઇચ્છા રાખીએ છીએ અને કયી વસ્તુ પ્રાપ્ત કરવાને આપણે ઉદ્યોગ કરીએ છીએ તે આપણને ઓળખનાર પ્રત્યેક જણ જાણી શકે છે. કારણ કે આપણે આપણી આસપાસ આપણા પ્રધાન લક્ષ્યનો પ્રકાશ ફેલાવીએ છીએ. જેનું પ્રદર્શન આપણે આપણા જીવનમાં કરવા માગીએ છીએ તેનું પ્રદર્શન આપણે નિરંતર આપણા ચારિત્ર્યમાં કરીએ છીએ. આપણે પ્રત્યેક છિદ્રમાંથી આપણા લક્ષ્યનો પ્રકાશ ફેલાવીએ છીએ. જેવી રીતે આપણા લખેલા પ્રત્યેક વાક્યમાં અને આપણા વાર્તાલાપમાં આપણું વ્યક્તિત્વ પ્રદર્શિત થાય છે, તે પ્રકારે આપણો આદર્શ પણ આપણા પ્રત્યેક જાણુપૂર્વક કરેલા કાર્યમાં પ્રકાશિત થાય છે. આપણો આદર્શ નિરંતર પ્રત્યક્ષ થવાનો અને આપણા શરીર ઉપર પોતાની છાપ બેસાડવાનો પ્રયત્ન કર્યાજ કરે છે.

પાશવ પ્રકૃતિને દૂર કરવી અને ખરા મનુષ્યત્વનો વિકાસ કરવો એજ શિક્ષણ અને સંસ્કારિતાનો મૂળ ઉદ્દેશ છે; અને જીવનના પ્રારંભમાં ઉંચો આદર્શ પસંદ કરશો તોજ તમે આ મહાન ઉદ્દેશ સિદ્ધ કરી શકશો.

નિરંતર ઉચ્ચ આદર્શ પ્રતિ દૃષ્ટિ રાખવી એજ સંસ્કૃત થવાની અને ખરી સફલતા પ્રાપ્ત કરવાની ઇચ્છા ધરાવનાર માણસને માટે ખરો અને સુરક્ષિત માર્ગ છે. મનુષ્યત્વ એ

એક એવો છોડ છે, કે જે માત્ર સદ્‌ગુણના પ્રકાશમાંજ વિકાસ પામી શકે છે. સંકુચિત, લોભી અને સ્વાર્થી વાતાવરણમાં તેના મોરો કરમાઈ જાય છે. સ્વાર્થીપણાનાં ફળો પૂર્ણતાના મોરોને અવશ્ય મારી નાખે છે.

ધનવાન થવાને બહાર પડેલો તરુણ ભાગ્યેજ સમજતો હોય છે કે, પૈસા ભેગા કરવાની વૃત્તિ ધીમે ધીમે રાક્ષસરૂપે બનીને અંતે તેના સમસ્ત સદ્‌ગુણોને અને ઉદાત્ત ભાવનાઓને કચરી નાખશે! જે મનુષ્ય નિરંતર બીજાઓ પાસેથી લાભ મેળવવવાની યુક્તિઓ અને યોજનાઓ ઘડયા કરે છે તે અજાણપણેજ સારા ગુણોને દબાવી અને કરમાવી દે છે.

જે મનુષ્ય પોતાની તીવ્ર બુદ્ધિ અને કુશળતા વડે હમેશાં બીજાઓના અજ્ઞાન કે દુર્બલતાનો લાભ લેવાને તત્પર રહે છે; જે માત્ર દ્રવ્ય અને દ્રવ્યથી આણી શકાય એવી વસ્તુઓનેજ કિંમતી ગણે છે; જે પ્રત્યેક વસ્તુને દ્રવ્યની દૃષ્ટિથીજ જુએ છે; સંક્ષેપમાં જે મનુષ્ય નીચે પડેલા માણસોનો પોતાની ઉન્નતિનાં પગથીઆં તરીકે ઉપયોગ કરવાને આતુર હોય છે; તે માત્ર પાશવ ગુણનોજ વિકાસ કરે છે અને આત્માના વિકાસને તો તે સંકુચિત અથવા નષ્ટ કરી નાખે છે.

મનુષ્યને તીવ્ર બુદ્ધિનો અને વિચક્ષણ બનાવવા સાથે વિશાળ મનવાળો, સહાનુભૂતિવાળો, સહિષ્ણુ અને ઉદાર બનાવવો એજ શિક્ષણનો મહાનમાં મહાન ઉદ્દેશ છે.

જે તરુણને યોગ્ય પ્રકારનું શિક્ષણ મળ્યું હશે તે સ્વાભાવિક રીતેજ પોતાના જીવનમાં સારા ગુણો પ્રદર્શિત કરશે. તે સમજશે કે, અન્ય માણસો કાંઇ તેને ગબ્બર બનાવવા સારૂજ જીવતા નથી; તે જાણશે કે અન્યોન્ય સહાયમાંજ પ્રત્યેક માણસનો ઉત્તમોત્તમ લાભ અને સુખ રહેલાં છે. જે શિક્ષણ આવાં પરિણામો નીપજાવતું નથી, જે શિક્ષણ મનુષ્યના જીવનમાં મધુરતા અને આનંદ, સમભાવ અને ઔદાર્ય, તથા સ્વસ્થતા અને સામર્થ્ય લાવતું નથી તેનું નામ શિક્ષણજ નથી.

મનુષ્યે વ્યાવહારિક સફળતા પ્રાપ્ત કરવી એ એક વસ્તુ છે; પરંતુ જીવનસાફલ્ય પ્રાપ્ત કરવું એ બીજી અને

તદ્દન જુદીજ વસ્તુ છે. ઘણા માણુસો વ્યવહારમાં નિષ્ફળ થયા છે અને તે છતાં વસ્તુતઃ તેમણે પોતાનું જીવન સફળ કર્યું છે. કારણકે તેઓ લૌકિક સુખો અને પદાર્થોનો પણ ભોગ આપીને પોતાના ઉચ્ચતમ આદર્શને વળગી રહ્યા છે.

જે મનુષ્ય સર્વ સંયોગોમાં પોતાથી બને તેટલું કરે છે;

જે પોતાની શક્તિનો અને મળતી તકોનો સૌથી વિશેષ ઉપયોગ કરે છે;

જે બની શકે તેમ હોય ત્યારે ત્યારે પોતાના માનવબંધુઓને સહાય કરે છે;

જે પ્રત્યેક પ્રસંગે પોતાની સંપૂર્ણ શક્તિનો ઉપયોગ કરે છે;

જે પોતાના મિત્રો પ્રત્યે વફાદાર અને સાચો રહે છે;

જે સર્વ પ્રત્યે માયાળુ, ઉદાર અને વિશાળ હૃદયનો હોય છે;

આવો મનુષ્ય કદાચ પોતાની અંત્યેષ્ટિ ક્રિયા જેટલા પણ પૈસા ન મૂકી જાય તોપણ તે સફળ મનુષ્ય છે. હલકા નીચ ધ્યેયની છાયા નીચે ઉચ્ચ ચારિત્ર્યનો વિકાસજ થઇ શકતો નથી. માણસનો આદર્શ ઉંચો હોવો જોઇએ; તેનો ઉદ્દેશ દૃઢ, યોગ્ય અને સત્ય હોવો જોઇએ; અને નહિ તો જરૂર તેનું જીવન નિષ્ફળ થશે. જે મનુષ્ય બીજાઓ પાસેથી લાભ મેળવવાને નિરંતર યુક્તિઓ અને યોજનાઓ ઘડયા કરે છે; જે મનુષ્ય હમેશાં એવો સોદો કરવાનો પ્રયત્ન કરે છે કે જેમાં લાભનું પલ્લું પોતાની બાજુએ હોય; તે કદી પણ ખરા પુરુષત્વની મહત્તા અને ભવ્યતા પ્રાપ્ત કરી શકતો નથી.

પુષ્કળ દ્રવ્ય મેળવીને પોતાને સફળ માનનારા કેટલા બધા માણુસો જે સુખ માણવાને માટે તે મેળવે છે તે સુખ મેળવવામાં નિષ્ફળ થાય છે! પ્રત્યેક ઇષ્ટ વસ્તુ ખરીદી શકે એવી તેમણે માનેલી દ્રવ્યરૂપી ચીજ પ્રાપ્ત કરવાને જ્યારે તેઓ પ્રયત્ન કરે છે, ત્યારે સદ્ગુણરૂપી ખરૂં દ્રવ્ય કે જેના વિના વિશ્વમાંનાં સર્વ નાણાં કેવળ શૂન્યવત્ છે તે તેમના હાથમાંથી સરકી જાય છે.

મનુષ્ય એ કાંઇ પશુ નથી. શ્વાસોચ્છ્વાસની ક્રિયા કરવી અને અન્નજલ આરોગવું એજ કાંઇ તેનું જીવન નથી. મનુષ્ય કેવળ અન્નપાણીથી જીવી શકતો નથી. એક સુવિકસિત

મનુષ્યમાં અન્નજળનો ભૌતિક આહાર કરવાની વૃત્તિ જેટલી પ્રબળ હોય છે, તેના કરતાં અને ઉન્નત ભાવનાઓ વિશેષ પ્રબળ હોય છે. અને એક ઘાસના અંકુરને માટે અથવા એક વૃક્ષના રોપાને માટે વધીને ઉંચા થવું એ જેટલું સ્વાભાવિક છે, તેટલુંજ એક આત્માને માટે ઉન્નત થવું સ્વાભાવિક છે.

"જો મનુષ્યના સમયનો પ્રધાન ઉપયોગ માત્ર ઉંઘવામાં અને ખાવામાં થતો હોય તો તેને શું સમજવો? માત્ર પશુ અને પશુ કરતાં કાંઇ પણ વિશેષ નહિ. નિઃશંક, જેણે આપણને આવી વિશાળ તર્કશક્તિવાળા બનાવ્યા અને આપણને ભૂત-ભવિષ્યનો વિચાર કરવાની બુદ્ધિ આપી, તેણે આપણને તે શકિત અને દૈવી બુદ્ધિ વપરાયા વિના સડી જવાને માટે આપી નથી."

જ્યારે આપણે એક છોકરાને કે છોકરીને પ્રત્યેક અવકાશની પળનો અને પ્રત્યેક રજાના અર્ધા દિવસનો ઉપયોગ આત્મસંસ્કાર માટે કરતાં જોઇએ છીએ, જે અવકાશનો સમય ઇતર છોકરાઓ અને છોકરીઓ વ્યર્થ ગુમાવે છે તેનો ઉપયોગ આત્મોન્નતિને માટે કરતાં જ્યારે આપણે ઉકત છોકરા-છોકરીને જોઇએ છીએ, ત્યારે આપણને શ્રદ્ધા ઉપજે છે કે, તેઓ એવું દ્રવ્ય સંચિત કરવાનો આશય રાખે છે, કે જે દ્રવ્ય કદી પણ નષ્ટ થનાર નથી. જે જે માણસોમાં આપણે જીવનનો સૌથી વિશેષ ઉપયોગ કરવાની અને પોતાના આત્મશિક્ષણમાં વૃદ્ધિ કરવાની એક પણ તક નહિ ગુમાવવાની વૃત્તિ જોઇએ છીએ, તે તે માણસોને ભવિષ્યમાં મહાન પારિતોષિકો અને ચારિત્ર્ય તથા પુરુષત્વરૂપી અખૂટ દ્રવ્ય અવશ્ય પ્રાપ્ત થશે.

આત્મોન્નતિ કરવાની વૃત્તિ ધરાવનાર-પોતાનું જીવન વિશેષ વિશાળ, વિશેષ મધુર, વિશેષ શુદ્ધ અને વિશેષ પ્રમાણિક બનાવવાને માટે પ્રયત્ન કરનાર તથા પ્રતિદિન અધિકાધિક મનુષ્યત્વ પ્રાપ્ત કરવાનો ઉદ્યોગ કરનાર એક તરુણ પુરુષને જોવો એના કરતાં વિશેષ ભવ્ય વસ્તુ આ જગતમાં કોઈ પણ છે ખરી?

આત્મોન્નતિની બાબતમાં કોઈ પણ વસ્તુ એવી નથી, કે જે આપણને દરિદ્ર બનાવે. જો તમે અન્યને સહાય કરશો,

માયાળુ બનશો, નિઃસ્વાર્થ બનશો, સહાનુભૂતિવાળા બનશો તથા જે જે માણુસોના સંસર્ગમાં આવો તે સર્વને સહાય કરવાને, લગાર ઉન્નત બનાવવાને અને લગાર આગળ વધારવાને સદા તત્પર રહેશો તો તમારૂં જીવન પ્રતિદિન અધિક ઉન્નત અને વિશેષ મધુર બનતું જશે; કેમકે એ પ્રકારનું દ્રવ્ય શાશ્વત છે. એ એક એવું દ્રવ્ય છે, કે જેને અગ્નિ બાળી શકતો નથી કે આફતો અથવા રેલ તાણી જઇ શકતી નથી. જે દ્રવ્ય શરીરના મરવાની સાથે મરણ પામતું નથી, પણ જીવાત્માની સાથે ને સાથેજ રહે છે, એને રસાયનો નષ્ટ કરી શકતાં નથી; પ્રાકૃતિક શક્તિઓ તેને સ્પર્શ કરી શકતી નથી અને નિંદા તથા ગાળ તેને કલંકિત કરી શકતી નથી.

## प्रकरण ९ मुं–मानसिक शक्ति

માનસિક શક્તિનો વિકાસ કરવા પાછળ જો એક તરુણ પોતાની સમય અને શક્તિરૂપી મૂડી રોકશે તો તેને સૌથી વિશેષ લાભ થશે. આપણે કયું કાર્ય સૌથી સારી રીતે કરી શકીએ તે શોધી કાઢવાને અને જીવનમાં સફળતા પ્રાપ્ત કરાવી આપનારી માનસિક ટેવો પાડવાને આપણા મનને કેળવીએ તો તેથી અત્યંત લાભ થાય છે.

આપણે સંસ્કૃત કે લૅટિન ભાષાનો માત્ર ઉપલક અભ્યાસ થોડાં અઠવાડીઆં સુધી કરીએ, બંગાળી કે ફ્રેંચ ભાષાના માત્ર બાર પાઠો શીખીએ અને અનેક વિષયોનો છૂટો છવાયો અભ્યાસ કરીએ તો તેથી લાભ થશે નહિ.

આપણે શીઘ્રતાના યુગમાં વસીએ છીએ. કેટલાક લોકો પેલા ચીના સંતની પેઠે ઇંડા તરફ જુએ છે અને 'હમણાં તેમાંથી પક્ષીનો અવાજ સંભળાશે' એવી આશા રાખે છે. "વિશ્વવિદ્યાલયો" "પાઠશાળાઓ" "અધ્યાપકો" અને "ટુંકા અભ્યાસક્રમો" કે જે આપણને કયાં લઇ જાય છે તે કોઇ જાણતું નથી તેવો આ યુગ છે. હિંદુસ્તાનમાં આજે જ્યાં ત્યાં અંગ્રેજી સ્કૂલો, હાઇસ્કૂલો અને યુનિવર્સિટીઓ કાઢવાનો પવન ફેલાઇ રહ્યો છે અને ગોખલે, તિલક, રાનડે, દાદા-

ભાઈ, મહેતા અને બેનરજી જેવા મૂળથીજ અસાધારણ શક્તિવાળા કોઈ કોઈ વિદ્યાર્થીની માનસિક શક્તિને એ અભ્યાસેજ ખીલવી હોય એવો ખોટો ભાસ આપે છે; પરંતુ નવીન ઉત્પાદક ખેતીવાડી જેવા ધંધાઓ તેમજ પરદેશમાં દેશનું ધનધાન્ય તણાઇ જતું અટકાવે તથા જે ને તે વાતમાં દેશને પરાધીનતા ભોગવવી ન પડે, અને યુરોપ-અમેરિકાની પેઠે પુષ્કળ વિદ્યાર્થીઓનાં તનમન જેથી બળવાન બને એવું શિક્ષણ જ્યાંસુધી નહિ આપવામાં આવે; તેમજ પરદેશી ભાષાથી અને નકામી હકીકતોથી યુવકોનાં મનને કચરી નખાતું અને શરીરને તાવી નખાતું ન અટકે; ત્યાંસુધી તેનું પરિણામ દેશના પોષક-ખેડુત વર્ગમાં ઘટાડો કરીને શોષક (ખર્ચાળુ વકીલો, નોકરો વગેરે વર્ગનોજ વધારો) થવામાંજ આવ્યા કરવાનું છે. ઉપર જણાવ્યા જેવી શક્તિઓ પ્રાપ્ત કરવાને માટે તનમનને કેળવવું એનું નામજ શિક્ષણ છે.

પ્રેસિડેન્ટ ઍરોઝ જણાવે છે કે "શિક્ષણ એ કહેલા શબ્દો યાંત્રિક રીતે પુનઃ કહેનાર ફોનોગ્રાફ નથી, પરંતુ શક્તિ ઉત્પન્ન કરનાર અને માનવજાતિને માટે પ્રકાશ, આંદોલન અને સુખ ઉત્પન્ન કરનાર ડાયનેમો છે."

પ્લૅટોના મત પ્રમાણે શિક્ષણ તે છે, કે જે શરીરને અને આત્માને સમગ્ર શક્ય સૌંદર્ય અને સમગ્ર શક્ય ઉન્નતિ આપે.

મનુષ્યને બની શકે તેટલો વિશેષ સુધારવો, તેની શક્તિઓનું પ્રાકટ્ય અને વિકાસ કરવો, અને તેના પોતાના ઉદ્દેશો સાધ્ય કરવામાં અને માનવજાતિનું કલ્યાણ કરવામાં તે શક્તિઓનો ઉપયોગ કરતાં તેને શીખવવું એ તેને શિક્ષણ આપવાનો ખરો હેતુ છે. તેની પ્રકૃતિનો વિકાસ કરવો, તેને પ્રકૃતિએ આપેલી સર્વ બક્ષીસોનો વિકાસ કરવો એ તેને શિક્ષણ આપવાનો ખરો ઉદ્દેશ છે. વિચાર કરતાં શીખવું, પ્રિય વિષયો પર પ્રેમ કરવો, સત્કર્મો કરવાની ઇચ્છા કરવી, નિરીક્ષણ કરવું, દલીલ કરવી, દૃઢ તુલના કરવી, પોતાની જાતને અંકુશમાં રાખવી અને બીજાઓ પર પ્રભાવ પાડવો, એને માટે સમય ઉપરાંત સુયોગ્ય શિક્ષકોની પણ ખાસ અપેક્ષા છે.

મનુષ્યને એકાદ ખાસ કામ કરનાર બનાવવો, માત્ર તેની સ્મરણશક્તિનોજ વિકાસ કરવો કે માત્ર તેની દ્રવ્ય

કમાવાની શક્તિ ખીલવવી એવો કાંઇ પ્રકૃતિનો ઉદ્દેશ નથી; પરંતુ તેને સર્વાંગ સંપૂર્ણ મનુષ્ય બનાવવો એ પ્રકૃતિનો ઉદ્દેશ છે. જો આપણે માત્ર આપણા શરીરનોજ વિકાસ કરીએ તો આપણે અધોગતિને પ્રાપ્ત થઇ પશુતા તરફ ઢળતા જઇએ. જો આપણે આપણી સર્વ શક્તિનો ઉપયોગ માત્ર શરીરને હૃષ્ટપુષ્ટ બનાવવામાંજ કરીએ તો આપણે આપણા અંતઃકરણને સંકુચિત બનાવી દઇએ છીએ અને આપણા મનુષ્યત્વનો નાશ કરીએ છીએ. આ એક પ્રકૃતિનો અચળ નિયમ છે કે, જે અંગ અથવા અવયવનો નિત્યના કામકાજમાં ઉપયોગ થાય છે અથવા જેને ખાસ વ્યાયામ આપવામાં આવે છે તે અવયવ વિશેષ મજબૂત થાય છે. આપણી શક્તિઓનો સારી અને સુયોગ્ય રીતે ઉપયોગ થવો જોઇએ. કારણ કે પ્રકૃતિનો ઉદ્દેશ એજ છે. અન્ય કોઇ પણ અયોગ્ય પ્રકારે એનો ઉપયોગ થાય તો તેથી અસ્વસ્થતા અને એકપક્ષી વિકાસ થાય છે. જો આપણે માત્ર મસ્તિષ્કનીજ ઉચ્ચતર શક્તિઓનો વિકાસ કરીએ, અને આપણી સમસ્ત શક્તિઓને આપણું બુદ્ધિબળ વધારવામાંજ ખર્ચી નાખીએ તો તેથી પરિણામ શું આવશે? આપણું તત્ત્વજ્ઞાન સર્વાંગસંપૂર્ણ નહિ બનતાં તે ઠંડુ, સહાનુભૂતિથી રહિત અને એકપક્ષી બનશે. તેમાં મૃદુ ગુણો નહિ હોય; પ્રેમ અને મૃદુ ભાવનાઓ નહિ હોય. જો તમે કેવળ તમારી નૈતિક અથવા આધ્યાત્મિક શક્તિનોજ વિકાસ કરશો અને તમારી માનસિક અને શારીરિક શકિતના વિકાસ તરફ દુર્લક્ષ્ય કરશો તો તમે ધર્માંધ અને અસ્વસ્થ દુરાગ્રહી બની જશો.

બને ત્યાંસુધી બરાબર વખત દર્શાવવો એ ઘડિયાળનો હેતુ છે. માત્ર સૂક્ષ્મ સ્ક્રૂથી કે લીવર કે ચક્ર વડે આ ઉદ્દેશ સાધ્ય થઇ શકતો નથી; પરંતુ તે સર્વ યથાવત્ કામ કરે તોજ તે ઉદ્દેશ સિદ્ધ થાય છે. વળી આ ઉદ્દેશની સિદ્ધિનો આધાર ઘડિયાળના સૂક્ષ્મમાં સૂક્ષ્મ ભાગની સંપૂર્ણતા ઉપર રહેલો છે; તેજ પ્રકારે સમગ્ર શિક્ષણનો ઉદ્દેશ મનુષ્યની સમસ્ત શકિતઓ અને અંગોનો સંપૂર્ણ વિકાસ કરવો એ છે.

હકસલી કહે છે કે "તમારે જે કામ કરવાનું હોય તે તમારી ઇચ્છા હો કે ન હો પરંતુ જ્યારે કરવુંજ જોઇએ ત્યારે

તે તમારી જાત પાસે કરાવવાની શકિત પ્રાપ્ત થવી એ સમગ્ર શિક્ષણનું કહાચ સૌથી વિશેષ કિંમતી પરિણામ છે, એ પ્રથમ પાઠ શીખવો જોઇએ; અને એક માણસનું શિક્ષણ ગમે તેટલું વહેલું શરૂ થાય તોપણ સંભવતઃ એજ અંતિમ પાઠ છે, કે જેને તે સંપૂર્ણ રીતે શીખે છે." વ્યવસ્થા રાખવાની બુદ્ધિ, સાહસ, નિશ્ચય, ઉદ્યોગ, નિયમિતતા, પૂરૂં કામ કરવાની વૃત્તિ, ખંત, ધૈર્ય, ત્યાગવૃત્તિ, નાગરિકત્વનું જ્ઞાન અને સ્વમાન, એ સામર્થ્ય માટે લીધેલા માનસિક શિક્ષણનાં ફળો છે.

વેસ્ટ પૉઇન્ટમાં કેવું શિક્ષણ આપવામાં આવે છે તે સંબંધી તૈયાર કરેલા એક લેખમાં લિક નિરીક્ષણ–શાળાવાળા અધ્યાપક હૉલ્ડન જણાવે છે:—

" શિક્ષકો પોતાના વિદ્યાર્થીઓ પ્રત્યેના વર્તનમાં બિલકુલ પક્ષપાત રાખતા નથી. વિદ્યાર્થીઓએ કરેલા પ્રત્યેક કામની કિંમત સાદી અને અસરકારક માર્ક આપવાની પદ્ધતિથી આંકવામાં આવે છે, કે જે શાળાની પદ્ધતિનું એક આવશ્યક અંગ છે. બીજી જે જે સંસ્થાઓમાં અભ્યાસ કરવાનું મને સદ્ભાગ્ય પ્રાપ્ત થયું છે તે સર્વ કરતાં અહીંઆં સંપૂર્ણ અને પૂરો ન્યાય વિશેષ પ્રમાણમાં અપાય છે. કોઇ પણ વિદ્યાર્થી અધિકારી કિંવા અધ્યાપક તરફથી એ વિષે ગંભીર શંકા ઉઠાવેલી કદી પણ મેં સાંભળી નથી. પ્રતિદિન પ્રત્યેક વિદ્યાર્થીના કામની પૂરી પરીક્ષા લેવામાં આવે છે અને નિષ્ફળતા સંભવતઃ છુપાવી શકાતી નથી. વિદ્યાર્થીના ચારિત્ર્ય પર એથી તત્કાળ અને પ્રશંસનીય રીતે અસર થાય છે. જેમ બીજા પ્રત્યેક સ્થળે તેમ કવિતા બોલવાના ઓરડામાં પણ તે કર્તવ્યભ્રષ્ટતાથી દૂર રહેતાં શીખે છે. વળી તેઓ શીખે છે કે, કર્તવ્યમાં જે જે ન્યૂનતા રહેશે, તે તે અવશ્ય ઉચિત દંડને જન્મ આપશે. નાગરિક જીવનમાં થોડાજ માણસો આ પાઠ આટલી શીઘ્રતાથી શીખે છે. વિદ્યાર્થીઓને વર્ગમાં ઉભા રાખવાની પદ્ધતિથી પાછળથી સેનામાં તેમનો દરજ્જો જલદી અને અવશ્ય વધે છે. કોઇ પણ એવી ક્ષણ હોતી નથી, કે જ્યારે સૈનિક વિદ્યાર્થીને એવી સંપૂર્ણ પ્રતીતિ ન રહે કે હમણાં તે જે કર્તવ્ય બજાવે તેની અસર તેની સમગ્ર અધિકારી કારકીર્દિ ઉપર થશે. આ વાતનો સંપૂર્ણ સ્વીકાર

કરવામાં આવે છે અને તે સંપૂર્ણ સત્ય છે, એમ સર્વ જણ સ્વીકારે છે. સોંપવામાં આવેલું કામ ખંત અને પ્રમાણિકતાપૂર્વક બજાવવાથી શું ફળ થાય છે તે સર્વ વિદ્યાર્થીઓ સારી પેઠે જાણે છે અને કાર્યોની પાછળ પરિણામો નિશ્ચયપૂર્વક ચાલ્યાં આવે છે. પ્રત્યેક ભૂલને માટે ઉચિત પ્રમાણમાં માર્ક કપાય છે. સર્વને એકત્ર કરવામાં આવે તે સમયે જે મોડો આવે છે તેનો એક માર્ક કપાય છે; જે ગેરહાજર રહે તેના દશ માર્ક કપાય છે; પોષાકમાં લગાર અસુઘડતા હોય તો એક માર્ક કપાય છે; કર્તવ્ય પ્રત્યે લક્ષ્ય આપવામાં ન આવે અથવા કવાયત કરતી વખતે બેદરકારી બતાવવામાં આવે તો પાંચ માર્ક કપાય છે.”

“ભૂલને માટે પ્રતિવર્ષે પ્રાયઃ બસો માર્ક કપાય ત્યાંસુધી નિભાવી લેવામાં આવે છે; પરંતુ જે વિદ્યાર્થીના તેથી વિશેષ માર્ક કપાય તેને આ સંસ્થામાંથી દૂર કરવામાં આવે છે. ભૂલને માટે જેના માર્કો ઓછા કપાયા હોય તેનો દરજ્જો તેના વર્ગમાં નીચો ઉતારવામાં આવે છે અને તેના વધારાના ખાસ હકકોમાં કાપકૂપ કરવામાં આવે છે. અર્થાત્ તે જાણે તેના અભ્યાસમાં નિષ્ફળ થયો હોય તેવું વર્તન તેની સાથે રાખવામાં આવે છે. એક સૈનિક અમલદારને માટે અધિકારી તરીકેનું સદ્‌વર્તન એ નિદાન રસાયનશાસ્ત્રના જ્ઞાન જેટલુંજ આવશ્યક છે. પ્રત્યેક ભૂલનો લેખિત રિપોર્ટ થાય છે, અને પ્રત્યેક ભૂલનો લેખિત ખુલાસો માગવામાં આવે છે. જો વિદ્યાર્થી કાંઇ કારણ દર્શાવી શકતો ન હોય તો તેણે તેમ જણાવવું જોઇએ. જો તે પૂરતું કારણ આપે તો તેની ભૂલ ગણાતી નથી. એટલા માટે પ્રત્યેક વિદ્યાર્થીએ પોતાનું હૃદય નિયમિત રીતે તપાસવું જોઇએ અને પરિણામો નોંધવાં જોઇએ. એથી કોઇને ખોટું માનવાનું કારણ રહેતું નથી. કારણ કે બધો લેખિત વ્યવહાર ચાલે છે અને કોઇને અંગત ઠપકો આપવામાં આવતો નથી.”

“ત્યાં વાર્તાલાપ થતો નથી. માત્ર સાદા કાયદાઓ ઠરાવેલા હોય છે. તેમાંનો પ્રત્યેક કાયદો ન્યાયયુક્ત હોય છે. બિનઅનુભવને માટે પ્રત્યેક પ્રકારની છૂટછાટ મૂકવામાં આવે છે. પ્રત્યેક વાજબી કારણ સ્વીકારવામાં આવે છે. અંતિમ

પરિણામ ગુરુત્વાકર્ષણના પરિણામ જેવું અનિવાર્ય, ચોક્કસ, વાજબી અને તાત્કાલિક હોય છે.”

વેસ્ટ પૉઇન્ટનું શિક્ષણ સૈનિક ખાતાને લગતું હોવાથી ખાસ પ્રકારનું હોય છે. ઉચ્ચ શિક્ષણ આપનારી ઇતર શાળાઓ મનુષ્યોની કસોટી ઇતર પ્રકારે કરે છે; પરંતુ વિશાળમાં વિશાળ શિક્ષણનું પરિણામ માનસિક શક્તિના વિકાસમાં આવે છે; એક તરુણની તપાસ હાથ ધરવામાં આવે છે; તેની શક્તિઓને શોધી કાઢવામાં આવે છે, તેની જ્ઞાનપિપાસાને ઉત્તેજિત કરવામાં આવે છે અને જ્ઞાન કેવી રીતે પ્રાપ્ત કરવું તે તેને શીખવવામાં આવે છે. આગળ વધવાની તેની શક્તિ ખીલવવી, એજ એમાં લક્ષ્ય હોય છે અને તેથી તે જીવનમાં મળતી અસંખ્ય તકોનો લાભ લેવાને તૈયાર થાય છે. જેનું નીતિબળ સુધારવામાં આવતું નથી; જેને વિશેષ વિશ્વાસપાત્ર બનાવવામાં આવતો નથી; જેનો અંતરાત્મા અધિક સુમધુર બનાવવામાં આવતો નથી; જેને અધિક સહૃદય બનાવવામાં આવતો નથી અને જેને યોગ્ય જીવન ગાળવાનું અધિક સામર્થ્ય આપવામાં આવતું નથી તેને સુશિક્ષણ મળેલું કહી શકાશે નહિ. જેના ઉપરોક્ત ગુણો કેળવવામાં આવે છે, તેની શક્તિઓ દૃઢ બને છે અને તેને એવી આંતરિક શાંતિ અને સ્વસ્થતા પ્રાપ્ત થાય છે કે જે આપણે સ્રષ્ટાના નૈતિક અને આત્મિક સ્વરૂપને પામેલા મનુષ્યમાં જોઇએ છીએ.

વ્યાકરણ અને ગણિતશાસ્ત્ર શીખવું એ જેમ ખરા શિક્ષણનું અંગ છે, તેમ ગમે ત્યાં પ્રાપ્ત થતા સૌંદર્ય અને સદ્વસ્તુની કદર કરવાના અને ચાહવાના ગુણોનો વિકાસ કરવો એ પણ સત્ય શિક્ષણનું એક અંગ છે. આપણા માનવ બંધુઓ પ્રત્યે સહિષ્ણુતા, ઉદારતા, વિશાળ સહાનુભૂતિ અને પ્રેમ એ સત્ય શિક્ષણનાં આવશ્યક અંગો છે. જે મનુષ્ય ઉત્તમોત્તમ માનસિક વિકાસનાં ઉચ્ચતમ ફળો સૌથી વિશેષ સુંદર આપી શકે છે, તે સૌથી ઉચ્ચ શિક્ષણને પામેલો મનુષ્ય છે. આવો મનુષ્ય માનવજાતિનો સર્વોચ્ચ માનસિક આદર્શ છે.

જેને સફળતાનું નામ શોભે એવી ખરી સફળતા કેવળ

એકજ છે, અને તે જેમ જેમ વર્ષો વીતતાં જાય તેમ તેમ આપણે વિશાળતર અધિક ગહન તથા વિશેષ જ્ઞાનવાન અને અધિક નીતિમાન બન્યા છીએ, એવી થતી જતી પ્રતીતિમાંથી જન્મે છે. અમારી શક્તિઓ વિકાસ પામતી ચાલે છે તથા અમારા સમગ્ર જીવનમાં સત્યની વ્યાપ્તિ થતી ચાલે છે; એવી પ્રતીતિ થવી એજ માત્ર ખરૂં જીવન છે. આવું જીવન બોજારૂપ પણ હોતું નથી અને સ્વપ્નમય પણ હોતું નથી. કેમકે તે સારી રીતે કેળવેલા ઉચ્ચ ગુણોનું પરિણામ હોય છે.

બહુ સાધારણ કોટિના એવા ઘણા છોકરાઓ અસાધારણ પુરુષો નીવડયા છે; પરંતુ તેઓ કેવી રીતે અસાધારણ બન્યા તે શોધી કાઢવાને આપણે તેમની બાલ્યાવસ્થાની તપાસ કરવી જોઈએ. જો એક જંગલી, અણઘડ અને મૂર્ખ છોકરામાં સારી સામગ્રી હોય અને તેની ટેવો દૃઢ થયા પૂર્વે તે એક સારા શિક્ષકના હાથ નીચે આવે તો તે શિક્ષણથી અદ્‌ભુત રીતે ફેરવાઈ જાય છે. અમેરિકાના માંહોમાંહેના યુદ્ધ વખતે તેમજ યુરોપની છેલ્લી મહાન લડાઇના પ્રસંગે કાચામાં કાચા અને જંગલીમાં જંગલી રિક્રૂટોને માત્ર થોડાં અઠવાડિયાં કે મહિના ડ્રીલ કરાવવાથી તે વાંકા વળેલા અને જંગલી સૈનિકો એટલા સીધા, પ્રભાવશાળી, બહાદુર અને વિવેકી બની ગયા કે તેમના મિત્રો પણ તેમને ભાગ્યેજ ઓળખી શકતા. પુખ્ત ઉંમરે પહોંચેલા તરુણમાં પણ જો આવો ફેરફાર થઈ શકે તો જે છોકરાને નાની વયમાં લઈ જઈને કવાયત કરાવવામાં આવે અને વ્યવસ્થિત રીતે શારીરિક, માનસિક અને નૈતિક શિક્ષણ આપવામાં આવે તો તેમાં કેવું ચમત્કારિક પરિવર્તન કરી શકાય !

ઘણા માણસો હાલમાં પશ્ચાત્તાપ કરે છે, નિરાશ્રિત આશ્રમમાં અને ભામટાઓ વચ્ચે રહીને દિવસ ગાળે છે અથવા આપણાં શહેરોના દરિદ્રી મહોલ્લાઓમાં કંગાલ જીવન ગાળે છે; તેઓ વાંકા વળી ગયેલા, જંગલી, અણઘડ અને ગમાર હોય છે. એમાંના કેટલા બધા માણસોનાં ચિંથરાંની નીચે એવી શક્તિઓ સુષુપ્ત દશામાં હોય છે કે જો તેઓ માત્ર બાલ્યાવસ્થામાં સારૂં અને વ્યવસ્થિત શિક્ષણ મેળવવાને ભાગ્યશાળી થયા હોત તો તેઓ માનવજાતિને

કલંકરૂપ બનવાને બદલે ભૂષણરૂપ થયા હોત !

ગરીબોનાં બાળકોને બાલ્યાવસ્થામાં દ્રવ્ય કમાવાની જરૂર પડે છે. ઘણી વાર આપણે એક પિતાને કહેતાં સાંભળીએ છીએ કે "મારા પુત્રને કમાવા સારૂ પાઠશાળામાં જવાની કશી જરૂર નથી." જાણે માત્ર દ્રવ્યની નિરંતર વિકાસ પામતા મગજની સાથે તુલના કરી શકાતી ન હોય ! પ્રત્યેક વસ્તુને પૈસાની દૃષ્ટિથી જોવી એ શું આ યુગનું વલણ નથી ? "આ વસ્તુના કાંઇ પૈસા ઉપજશે કે ?" "એથી કાંઇ આર્થિક લાભ થશે કે?" આવા પ્રશ્નો ઘણી વાર પૂછવામાં આવે છે. જાણે ઈશ્વરની સૃષ્ટિની મહાનમાં મહાન વસ્તુને માટે ધન અને ગૃહો તથા મિલ્કતો મેળવવા કરતાં અધિક ઉચ્ચ અને અધિક ઉદાત્ત કાર્ય કાંઈ હોયજ નહિ તેમ જીવનને કેવળ નાણાં પાડવાની ટંકશાળ ગણવી એ તેનો કેવો ક્ષુદ્ર અને નીચ અર્થ કરેલો કહેવાય ! શું માત્ર ભૌતિક મિલ્કતો મેળવવાથીજ હૃદયની ઉર્મિઓ અને આધ્યાત્મિક ભાવનાઓને સંતોષી શકાતી હોય ને !

આધુનિક દ્રવ્યલોભમાં કાંઇક એવું કઠોર, કાંઇક એવું અધોગતિ કરનારૂં તત્ત્વ રહેલું છે, કે જે સત્કાર્ય, સદ્‌ગુણ અને સત્ય માટેની સમસ્ત મૃદુ વૃત્તિઓનો નાશ કરે છે; બીજાઓની આપત્તિઓ માટેની તમામ સહાનુભૂતિને સૂકવી નાખે છે; મનુષ્યના ઉચ્ચતર જીવનનો વિકાસ અટકાવે છે અને ઉચ્ચતમ વૃત્તિઓને કચરી નાખે છે. મનુષ્યે અનુભવેલી વિચિત્રમાં વિચિત્ર અને અગમ્યમાં અગમ્ય ઘટનાઓમાંની એક એ છે કે, મનુષ્યો વર્ષોનાં વર્ષો સુધી રાત્રિદિવસ ઉદ્યોગ અને શ્રમ કરશે; ક્ષેત્ર, દુકાન, વ્યાપાર અથવા ધંધામાંથી બની શકતો વિશેષમાં વિશેષ લાભ મેળવવા મથશે; અર્થાત્ તેઓ પોતાના ધંધાને સૌથી વિશેષ ખીલવવાનો પ્રયત્ન કરશે; પરંતુ તેઓ તેમની પોતાની ઉચ્ચતર શક્તિઓ ખીલવવા તરફ બેદરકાર રહેશે.

જો આપણું લક્ષ્ય હલકું અને ક્ષુદ્ર હશે તો આપણું ચારિત્ર્ય અને આપણું મનુષ્યત્વ કદી પણ ઉત્તમ બની નહિ શકે; અને પાઠશાળા અથવા વિશ્વવિદ્યાલયમાં અભ્યાસ કરવાથી માત્ર આપણા આદર્શો ઉચ્ચ થાય અને આપણે જીવન-

ને અધિક વિશાળ તથા અધિક સત્ય દૃષ્ટિથી જોઈ શકીએ, તો ત્યાં ગાળેલો આપણો સમય સફળ થયેલો ગણાશે.

પોતાને જે શક્તિ પ્રાપ્ત થઈ હોય તેનો બની શકતો વિશેષમાં વિશેષ ઉપયોગ કરવો અને પોતાની જાતનો એકાંગી કે સંકુચિત નહિ, પરંતુ સર્વાંગ સંપૂર્ણ વિકાસ કરવો, એ પ્રત્યેક તરુણનું પોતાની જાત પ્રત્યેનું અને જગત પ્રત્યેનું કર્તવ્ય છે. જેવી રીતે પ્રચંડ વૃક્ષ બનવું એ અંકુરનું કર્તવ્ય છે—માત્ર નાનો છોડ નહિ, પરંતુ એકલું ઉભું રહેનાર, તોફાનો અને વાવાઝોડાંઓની સામે ટકનાર, મનુષ્યો અને પશુઓને શીતળ છાયા આપનાર અને વહાણવટીઓને કાષ્ઠ પૂરાં પાડનાર પ્રચંડ વૃક્ષ બનવું એ અંકુરનું કર્તવ્ય છે; તેવી રીતે પોતાને બને તેટલો મહાનમાં મહાન મનુષ્ય બનાવવો એ પ્રત્યેક તરુણનો ધર્મ છે.

બીચર કહે છે કે "આપણે એવી રીતે રહેવું જોઈએ અને એવો ઉદ્યોગ કરવો જોઈએ કે આપણને જે વસ્તુ બીજના રૂપમાં મળી હોય તે આગામી પેઢીને કુંપળોના રૂપમાં મળે અને આપણને જે વસ્તુ કુંપળોના રૂપમાં મળી હોય તે તેને ફળના રૂપમાં મળે."

## પ્રકરણ ૧૦ મું—સારી રીતે વાર્તાલાપ કરવાથી થતા લાભો

જો તમે સ્પષ્ટપણે અને ચોખ્ખી તથા મુદ્દાસર ભાષામાં તમારા વિચારો દર્શાવી શકતા હો, જો તમે આકર્ષક અને મોહક રીતે તમારા મનોભાવ અન્યને જણાવી શકતા હો તો તે તમારે માટે એક જોરાવર હથિયાર થઈ રહેશે. તેની સાથે જો તમારી વર્તણૂક પણ સારી હશે અને તમારૂં વ્યક્તિત્વ સુંદર રહેશે તો તમને પ્રત્યેક સ્થળે આવકાર મળશે, અને મોટા માણસોની પાસે જવાને માટે તમને ભલામણની જરૂર નહિ પડતાં તેઓ આપોઆપજ તમારો સત્કાર કરશે. આ એક વિચિત્ર ઘટના જણાય છે કે, વાર્તાલાપ કરવાની શક્તિ કે જે સર્વોપરી છે તેના તરફ તરુણ પુરુષો દુર્લક્ષ્ય કરે છે. સુંદર રીતે બોલવાની મોહક રીતે

વાર્તાલાપ કરવામાં રહેલા લાભની કિંમત કોણ આંકી શકે એમ છે? આપણી શાળા-પાઠશાળાઓમાં અનેક વિષયનું શિક્ષણ આપવામાં આવે છે; પરંતુ વિદ્યાર્થીએ બળ, સરળતા અને નિશ્ચયપૂર્વક વાતચીત કરવાની શક્તિ કેવી રીતે પ્રાપ્ત કરવી તે શીખવવામાં આવતું નથી.

સંસ્કૃત, ફારસી, લૅટિન, ફ્રેન્ચ તથા ઉચ્ચતર ગણિત અને સિદ્ધાંતો કે જેનો કદી પણ ઉપયોગ કરવામાં આવતો નથી, કિંવા કવચિતજ ઉપયોગ કરવામાં આવે છે તેનો અભ્યાસ વિદ્યાર્થીઓ કરે છે; પરંતુ જે વિષયનો તેમના જીવનની પ્રત્યેક મિનિટમાં નિરંતર ઉપયોગ થાય છે તે વિષયનો તેઓ કદી પણ સુંદર કલા તરીકે અભ્યાસ કરતા નથી. એ કેવી બેકાળજી! સાધારણ માણસ અવ્યવસ્થિત રીતે વાર્તાલાપ કરતાં શીખેલો હોય છે. તેણે કદી પણ તેનો પદ્ધતિપૂર્વક અભ્યાસ કરેલો હોતો નથી. તેણે મહોલ્લામાંથી, ગાડીમાંથી, દુકાનમાંથી અને પ્રત્યેક સ્થળેથી પોતાનો શબ્દભંડોળ મેળવેલો હોય છે. તેણે કદી પણ શબ્દોનો, તેમનાં મૂળોનો, તેમના અર્થોનો અને તેમના પર્યાયોનો શાસ્ત્રીય રીતે અભ્યાસ કરેલો હોતો નથી.

આપણી વાતચીત કરવાની શક્તિનો આપણે નિરંતર અને પ્રત્યેક સ્થળે ઉપયોગ કરીએ છીએ, તે શક્તિની બરાબરી, માત્ર કોઇ કોઇ વારજ વપરાતી બીજી શક્તિઓ શી રીતે કરી શકે? કલા, વિજ્ઞાન કિંવા સાહિત્યના એકાદ અંગ પર કાબુ મેળવવાને માટે કેટલાક લોકો વર્ષોનાં વર્ષો સુધી જીવતોડ મહેનત કરે છે, પણ તેઓ પોતાની વાતચીત કરવાની ખાસ જરૂરી અને રોજના ઉપયોગની શક્તિ કેળવવા તરફ એટલું બધું દુર્લક્ષ્ય કરે છે કે જેને લીધે તેઓ સમાજમાં અત્યંત મૂર્ખ અને બુદ્ધિહીન ગણાય છે. તમે તમારા ધંધામાં ઘણા બાહોશ હો, પણ તમારૂં હૃદય સરળતાથી તમે સમજાવી શકો નહિ, એ તમારે માટે શું શરમભરેલું નથી?

તમે ગમે તે ધંધો કરતા હો, પરંતુ જો તમે સારી રીતે વાતચીત કરી શકતા ન હો, જો તમે તમારા વિચારો દર્શાવવાની શક્તિ ધરાવતા ન હો, જો તમે પ્રસંગાનુકૂળ ભાષા વાપરી શકતા ન હો, તો તમે હમેશાં પાછળ પડશો.

ઘણા લોકો સુંદર રીતે વિચાર દર્શાવી શકતા હોવાથી, તેમનામાં ખરી શક્તિ જેટલી હોય તે કરતાં તેમનામાં વિશેષ શક્તિ રહેલી ધારવામાં આવે છે. ભલે તેમનામાં એક શક્તિ હોય, પરંતુ તેઓ તેનો સૌથી વિશેષ ઉપયોગ કરે છે; પોતાની સંચિત માનસિક શક્તિ કેવી રીતે બહાર ખેંચી કાઢવી અને તેનો લાભકારક રીતે પ્રયોગ કેમ કરવો તે તેઓ જાણે છે.

કેટલા બધા લોકો પોતાની ઉન્નતિ માટે ઘણે અંશે પોતાની સારી રીતે વાતચીત કરવાની શક્તિને આભારી છે! સાર્વજનિક કાર્ય કરનારા કેટલા બધા માણસો પોતાની સફળતા અને લોકપ્રિયતાને માટે ઘણે અંશે પોતાની વાતચીત કરવાની સુંદર શક્તિને આભારી હોય છે! ઘણા માણસો પોતાની સારી રીતે વાતચીત કરવાની શક્તિને લીધે કૉંગ્રેસના નેતા બન્યા છે અથવા ઉચ્ચ દરજ્જાને પ્રાપ્ત થયા છે.

જેમણે આ કલા પર પ્રભુત્વ મેળવ્યું હોય છે તેમની સાથે વાર્તાલાપ કરવાથી આનંદ થાય છે. તેમના શબ્દો સંગીતના જેવી અસર કરે છે અને એકાદ સુંદર વાજીંત્રની પેઠે આપણને વશીભૂત, સંતુષ્ટ અને આનંદિત કરે છે.

એક મનુષ્યના બોલવા ઉપરથી તેણે કેટલો પ્રવાસ કર્યો છે; તે સૂક્ષ્મ નિરીક્ષણ કરનારો છે કે સ્થૂલ નિરીક્ષણ કરનારો છે; પદ્ધતિપૂર્વક કામ કરનારો છે કે અવ્યવસ્થિત રીતે કામ કરનારો છે; તેણે કેટલાં પુસ્તકો વાંચ્યાં છે અને તે કેવી રીતે વાંચ્યાં છે; તે સર્વ તમે કહી શકો છો. તેની વાતચીત ઉપરથી તેના સોબતીઓ કેવા છે; તે ક્યાં ક્યાં રહ્યો છે; તેણે શું શું કર્યું છે; તેના વિચારો કેવા છે; તેની ટેવો કેવી છે; તે સર્વ તમે જાણી શકો છો. વાર્તાલાપ એ એક એવી કલા છે, કે જેમાં ઈતર સર્વ કલાઓનો સમાવેશ થાય છે. તમે કેવી રીતે જીવન ગુજાર્યું છે; તમારામાં જ્ઞાનનું ભંડોળ કેટલું છે; તમે ક્યાં ક્યાં રહ્યા છો અને તમે શું શું કર્યું છે; તે સર્વ તમારી વાતચીત દ્વારા લોકો જાણી શકે છે. તમારી વાતચીત તમારા અનુભવોનું સંપૂર્ણ ચિત્ર રજૂ કરે છે.

જગતમાં કાંઈક કાર્યસિદ્ધિ કરવાની આશા રાખનાર પ્રત્યેક તરુણે પોતાની જાત ઉપર પૂર્ણ કાબુ રાખવાની અને

મનુષ્યમંડળમાં સરળતા તથા સુંદરતાપૂર્વક વાર્તાલાપ કરવાની શક્તિ પ્રાપ્ત કરવી જોઈએ. આ પ્રકારની યોગ્યતા તેને સમગ્ર જીવન દરમિયાન સહાય કરશે. કોઇ અગત્યની જગ્યા પૂરવા માટે એક માણસની જરૂર પડે છે ત્યારે ઘણી વાર એમ બને છે કે, કોઇક માણસ કહેશે કે અમુકને બોલાવો અને તેને એ જગ્યા પર નીમો. તેઓ માનપૂર્વક આપણા પ્રતિનિધિ તરીકેની ફરજ અદા કરશે. કારણકે શું બોલવું, સારી છાપ કેવી રીતે પાડવી, તે તેઓ જાણે છે."

થોડા સમય પર ન્યુયૉર્કની એક દુકાનમાં હું ગયો ત્યારે નીચલા શબ્દો મારા જોવામાં આવ્યા:—

"સંક્ષેપમાં બોલજો. કેમકે અમારે જીવનનિર્વાહનાં સાધનો મેળવવામાં અમારો ઘણો સમય જાય છે."

આ નોટિસ ઉપરથી બે બાબતો સમજાય છે:—એક તો એ કે, આધુનિક જીવનમાં શીઘ્ર કામ કરવાની જરૂર બહુ વધી ગઇ છે અને બીજી એ કે, ઘણા માણસોને લાયરી કર્યા કરવાની ટેવ હોય છે. પણ હવે લાંબાં લાંબાં ગપ્પાંથી કંટાળો આપવાનો સમય વહી ગયો છે અને એવા સમય ગુમાવનારાઓને જે વાત મોઢે કહેતાં ગુસ્સો લાગે તે વાત તેમને સભ્યતાપૂર્વક કહેવાની રીત તે આવી નોટિસો છે.

જો કોઇ પણ વસ્તુથી એક વ્યાપારીનો મિજાજ જતો હોય તો તે એવા ટાયલાખોર ગ્રાહકો છે, કે જેઓ કોઇ પણ વાત સ્પષ્ટ રીતે બોલતા નથી, જેઓ કદી પણ મુદ્દાની વાત કરતા નથી અને જેઓ લાંબી લાંબી પ્રસ્તાવનાઓ તથા અર્થશૂન્ય શબ્દાડંબરથી ગોળ ગોળ વાત કરે છે. અને જેઓ અર્ધો ડઝન વાર આમ તેમ ભટકીને અંતે પોતાની મૂળ જગ્યા પર આવીને સૂઇ જનાર કૂતરાની પેઠે નિરુપયોગી સ્પષ્ટીકરણો, પ્રસ્તાવનાઓ અને ક્ષમાયાચનાઓથી સામા માણસને થકવી નાખે છે.

કેટલાક માણસો એવા હોય છે, કે જેમને તમે કદી પણ વાતના મુદ્દા પર લાવી શકતા નથી. તેઓ તેની આસપાસ સર્વત્ર ભટકશે, પરંતુ હમેશાં તેનાથી દૂર રહેશે. તેઓ કદી પણ વાતનો મુદ્દો કહેશે નહિ. તેમનાં મગજ પરોક્ષ રીતે કામ કરે છે; તેમની માનસિક ક્રિયાઓ ચોક્કસ હોતી

નથી. તેઓ વાતના મુદ્દાને વિષવત્ ગણી તેનાથી દૂરના દૂર રહે છે.

કામને માટે આવેલો જે માણુસ આરામપૂર્વક વર્તે છે, શાંતિપૂર્વક ખુરશી પર ઠસી જાય છે અને એક પરિચિત મનુષ્યની પેઠે તેના અવ્યવસ્થિત મગજમાં જે કાંઇ વાત આવે તે વિષે બોલવા મંડી જાય છે; તે પોતાનું કાર્ય પાર પાડવાને બદલે સામાને કંટાળો આપીને ઉલટો નિષ્ફળજ જાય છે.

ઝટપટ સોદો કરવો, કાં તો કામ કરવું કે કાં તો તેને પડતું મૂકવું, એ આધુનિક વ્યાપારની પદ્ધતિ છે; છતાં કેટલાક લોકોમાં સીધા મુદ્દા પર આવવાની શક્તિ જણાતી નથી. ન્યાયાધીશો અને વકીલો જણાવે છે કે, કેટલાક સાક્ષીઓ પાસેથી અમુક મુદ્દા પર જોઇતી હકીકત કઢાવવી અશક્ય હોય છે. સીધો પ્રત્યુત્તર મેળવવાને માટે વકીલ ગમે તેટલો મથે છે, તોપણ સાક્ષીઓ સીધો જવાબ આપતા નથી. તેઓ મુદ્દાની આસપાસનાં સર્વ વસ્તુઓ વિષે બોલે છે અને પ્રત્યેક બાજુએથી તે મુદ્દાની લગોલગ જઈ પહોંચે છે; પરંતુ એટલે જઇનેજ તેઓ અટકી પડે છે અને મુદ્દાને સ્પર્શ કરતા નથી.

મારા પરિચયનો એક વ્યાપારી એટલી આડી તેડી અને લાંબી વાતચીત કરે છે કે મારે તેની સાથે જ્યારે પણ કામ પડે છે ત્યારે મારૂં ધૈર્ય ખૂટી જાય છે; હું અજાયબી પામું છું કે, તે કદી પણ પોતાની વાત પૂરી કરશે કે નહિ અને તેથી હું વારંવાર મારૂં ઘડિયાળ જોતો રહું છું. જ્યારે તે મને ટેલિફોનથી બોલાવે છે ત્યારે મને પગ ઉંચા કરી ખુરશી પર અઢેલીને બેસવાનું મન થાય છે. કારણ કે હું જાણું છું કે, બરાબર કામના કિંમતી સમયમાંથી મારે નિદાન ૫ા કલાક તેની સાથે ગુમાવવોજ પડશે. આવા લોકો કંટાળા સમાન છે. આ લાંબી વાતચીત કરવાની ટેવ તથા સ્પષ્ટતા અને મુદ્દાનો અભાવ થોડે ઘણે અંશે ધંધાદારીઓમાં પણ જણાય છે; પરંતુ મહત્ત્વાકાંક્ષી યુવકો માટે એ આદત બહુ ભયંકર છે. એથી સફળતાનો નાશ થાય છે. અસાધારણ કામ કરનાર અને કાર્યશક્તિવાળા માણસો શીઘ્ર, સંક્ષેપમાં સ્પષ્ટતાપૂર્વક અને મુદ્દાસરજ વાત કરે છે.

મારો એક બીજો વ્યાપારી મિત્ર બહુ સફળ થયેલો

છે. તે જ્યારે મને ટેલિફોનથી બોલાવે છે ત્યારે તે કાંઇ પણ પ્રસ્તાવના કર્યા વિના સીધો મુદ્દાની વાત કરે છે, તે પોતાનો પ્રસ્તાવ જણાવે છે અને તેણે કહેલી વાત મારા સમજવામાં આવે તે પૂર્વે "પ્રણામ" એમ કહીને વાતની સમાપ્તિ કરી દે છે! આવા માણસની સાથે કામ પાડવું કેવું આનંદદાયક થઇ પડે છે! તે તમને કદી થકવતો નથી કે કંટાળો આપતો નથી. આ મિત્રને હું જ્યારે જ્યારે જોઉં છું ત્યારે ત્યારે તેની ચપળતા, શીઘ્ર નિશ્ચય અને કુશળતાને માટે મને આદર ઉપજ્યા વિના રહેતો નથી. મનુષ્ય જો આવી કાર્યશક્તિ મેળવવાનો વહેલો પ્રયત્ન કરે અને પોતાની ખામીઓ વિષે માહિતી મેળવે તો તે મેળવવી કાંઇ મુશ્કેલ નથી. મનુષ્યે હમેશાં પોતાના વિચારો એકાગ્ર કરવાનો અને ટુંકાં તથા સ્પષ્ટ વાકયોમાં બોલવાનો અભ્યાસ પાડવો જોઇએ.

મનુષ્યનું ઢીલાપણું તેની સાથેના પત્રવ્યવહારમાં જેટલું જણાય છે, તેટલું બીજી રીતે જણાતું નથી. મેં લોકોની સાથે મહત્ત્વની બાબતો પર અઠવાડીઆંનાં અઠવાડીઆં સુધી પત્રવ્યવહાર ચલાવ્યો છે, એકની એકજ બાબત વિષે અનેક પત્રો લખીને તરત જવાબ માગ્યો છે; પરંતુ તેમના તરફથી મને એક વાર પણ વખતસર જવાબ મળ્યો નથી.

વ્યાપાર–ધંધાના પત્રો ટુંકામાં અને થોડાં વાકયોમાં લખેલા હોવા જોઇએ. સફળ વ્યાપારીઓ હમેશાં થોડાં સંક્ષિપ્ત વાકયોમાં સમગ્ર સાર સમાવી દે છે અને મુદ્દાની જ વાત લખે છે. અન્ય માણસો જે વાત લખવામાં બે પાનાં ભરે, તે વાત તેઓ પાંચ દશ લીટીઓમાં સમાવી દે છે. જે મનુષ્યને આપણે જોયો ન હોય તેનો માત્ર એક-જ પત્ર તેનું સમગ્ર માનસિક બંધારણ આપણી આગળ ખુલ્લું કરી દે છે.

તાર કે જેના પ્રત્યેક શબ્દને માટે એક યા બે આનાનો ખર્ચ થાય છે તેજ જાણે તમે લખતા હો એવી તમે કલ્પના કરો અને ઓછામાં ઓછા શબ્દોમાં અધિકમાં અધિક વિચાર પ્રદર્શિત કરવાનો પ્રયત્ન કરો તો તે વ્યાપાર–ધંધા સંબંધી પત્રવ્યવહારમાં સારી કેળવણીરૂપ થઇ રહેશે. બની શકે ત્યાંસુધી સંક્ષેપમાં પત્ર કે નિબંધ લખ્યા પછી

પુનઃ તેને વાંચો, વધારાનો પ્રત્યેક શબ્દ છેકી નાખો અને પુનઃ વાક્યરચના કરો. જો તમે આવી રીતે સંક્ષેપમાં વિચાર દર્શાવવાનો અભ્યાસ પાડશો તો તમે અવ્યવસ્થિત વિચારોથી ભરેલાં અનેક અવ્યવસ્થિત વાક્યો લખવાની ટેવ શીઘ્ર છોડી શકશો. આવો અભ્યાસ પાડવાથી તમારી વિચારશક્તિ પણ ઘણી સુધરશે. વાર્તાલાપ પણ સંક્ષેપમાં કરવો જોઇએ. થોડામાં થોડા શબ્દોમાં અધિકમાં અધિક વિચાર દર્શાવવાનો પ્રયત્નપૂર્વક અભ્યાસ પાડવો જોઇએ.

એકાદ જાહેર ખબરના જવાબમાં અવ્યવસ્થિત અને કઢંગી રીતે પત્ર લખવાથી ઘણા છોકરાઓ સારી જગ્યા ગુમાવી બેઠા છે; અને ઘણા માણસોને એકાદ જગ્યા માટે સંક્ષેપમાં અરજી કરવાથી સફળતા મળી છે. મેં કેટલાક એવા વ્યાપારીઓ જોયા છે, કે જેઓ એકાદ જગ્યા માટેની પુષ્કળ અરજીઓમાંથી માત્ર એકજ પત્ર ચૂંટી કાઢે છે, અને તેમ કરવાનું કારણ તે પત્રની સ્વચ્છતા અને તેમાંનું સારભૂત તથા સંક્ષિપ્ત લખાણ હોય છે. તેમની અનુભવી આંખ તે પત્ર દ્વારા જોઇ લે છે કે, તેનો લખનાર કાર્યશક્તિના અંકુરો ધરાવનારો તરુણ પુરુષ છે, જો કે તેમણે તેને કદી નજરે જોયેલો હોતો નથી; પરંતુ જે પત્રોમાં અનેક પાનાંઓ ભરેલાં હોય છે તે પત્રો તેમને આકર્ષી શકતા નથી.

જ્યારે છોકરાઓ અને તરુણ પુરુષો તેમની વ્યાપાર-ધંધા-માં સફળ થવાની શક્તિ વિષે મારો અભિપ્રાય પૂછે છે ત્યારે આડી તેડી વાત કર્યા વિના બળ અને સ્પષ્ટતાપૂર્વક મુદ્દા પર આવવાની શક્તિ તેમનામાં છે કે નહિ તે જાણવાનો હું પ્રયત્ન કરૂં છું. જો તેમનામાં આ ગુણ ન હોય તો તેમને ઝાઝી સફળતા મળવાનો સંભવ હોતો નથી. કારણ કે આ ગુણને લીધેજ વ્યાપારીઓ અને ધંધાદારીઓને ફતેહ મળી શકે છે. મુદ્દાવિનાની વાત કરનારને હમેશાં ગેરલાભજ થાય છે. તે સખ્ત પરિશ્રમ કરે છે, છતાં સફળ થતો નથી. હથોડાના ઘાની પેઠે વાત કરનારો સ્પષ્ટ વક્તા અને પ્રત્યેક શબ્દની સાથે વિષયના મર્મને ભેદી નાખનારજ કાર્યસિદ્ધિ કરી શકે છે.

# प्रकरण ११ मुं-तरुण लेखकोने सूचना

તરુણ લેખકો ઘણી વાર અધિપતિઓને પોતાના ખરાબમાં ખરાબ શત્રુ સમજે છે અને માની લે છે કે, અધિપતિઓને હસ્તલિખિત લેખો પાછા વાળવામાં મોજ મળે છે; પરંતુ એ તેમની ભૂલજ છે. ખરી વાત તો એ છે કે, સારા લેખો તેમને સોનાની ઈંટો જેવા લાગે છે. સ્પષ્ટ, જુસ્સાદાર, નવા, ખરા સત્ત્વશાલી, લોકોપયોગી અને લોકોને આકર્ષે એવા લેખો મેળવવાને તેઓ હમેશાં આતુર હોય છે; અને બુદ્ધિહીન, બિનકેળવાયેલા, બેદરકાર લેખકોના કંગાલ લેખોજ કંટાળીને તેઓ પાછા મોકલે છે.

પોતાના વિચારો કાગળ ઉપર પ્રદર્શિત કરવાની કલા સૌથી મહાન, પરંતુ સૌથી કઠિન કલાઓમાંની એક છે; છતાં જે લોકો અઠવાડીઆંઓ બલ્કે મહિનાઓ સુધી અભ્યાસ કર્યા વિના એકાદ જલસામાં હારમોનિયમ કે પિયાનો વગાડવાની હિંમત કરી શકે નહિ, તેઓ જાહેર પત્રોમાં એકાએકજ લખવા બેસી જઇને થોડા કલાકમાં એક લેખ તૈયાર કરી નાખશે અને તેને એક આગેવાન પત્ર પર મોકલી આપીને પછી તે પ્રકટ કેમ થયો નથી અથવા પાછો કેમ ફેરવવામાં આવ્યો છે તે વિષે આશ્ચર્ય પામશે.

તમારા હૃદયની ભાવનાઓ, તમારા આત્માની આકાંક્ષાઓ પ્રદર્શિત કરવાની શક્તિ પ્રાપ્ત કરવી; તમારી આશાઓ અને ઇચ્છાઓ જાહેર કરવાને શક્તિમાન થવું; જીવનને તમે જેવું જુઓ છો તેવું તેનું વર્ણન કરવું; એ સંગીતમાં ઉત્તમતા પ્રાપ્ત કરવા સમાન અનેક વર્ષોના કઠિન અને ખંતપૂર્વક કરેલા પરિશ્રમનું ફળ છે.

ઘણાં ચોપાનીઆંના અધિપતિઓ તેમની ઉપર મોકલવામાં આવતા સો લેખો અને વાર્તાઓમાંથી પ્રાયઃ નવ્વાણું લેખો અને વાર્તાઓ "આભાર સહિત" પાછી રવાના કરે છે. તરુણ લેખક પોતાનો લેખ શામાટે પાછો વાળવામાં આવ્યો છે તે સમજી શકતો નથી. કારણ કે તે તેને વ્યંગરહિત અને સુવ્યવસ્થિત લાગે છે અને તેમાં તેને તેના સુંદર વિચારો સુંદર રીતે દર્શાવેલા ભાસે છે; પરંતુ અનુ-

ભવી અધિપતિ સમજે છે કે, આ ઉછરતો લેખક ગોળ ગોળ લખે છે; તેનો અલ્પ અનુભવ, તેનું વિચારદારિદ્ર્ય, તેનું ભાષાદારિદ્ર્ય, તેનું અલ્પ જ્ઞાન, એ સર્વ અધિપતિની આંખ આગળ ગુપ્ત રહી શકતું નથી. લેખકે કેટલો થોડો પ્રયાસ કર્યો છે અથવા કેટલો થોડો અનુભવ મેળવ્યો છે; માનવપ્રકૃતિથી તે કેટલો અજ્ઞાત છે; જીવનના તત્ત્વજ્ઞાનથી તે કેટલો અવિદિત છે; તે અધિપતિ તુરતજ સમજી જાય છે. ચોપાનીઆં પર મોકલવામાં આવતા ઘણા લેખોની શૈલી અવ્યવસ્થિત હોય છે; વિચારની અખંડતા જાળવવામાં આવેલી હોતી નથી અને તેઓ મુદ્દા કે ઉદ્દેશ વિનાના હોય છે.

પાછા મોકલવામાં આવતા ઘણા લેખોમાં લેખનશક્તિ, ઉત્સાહ અને ખરા સત્ત્વનાં પ્રમાણો જણાય છે; પરંતુ તે ઘણી વાર અવ્યવસ્થિત રીતે લખેલા હોય છે. બીજા ઘણા લેખો ઉત્સાહ, જ્ઞાન કે શ્રદ્ધા વિના લખેલા હોય છે અને તે લખવાનો કેવળ ઉદ્દેશ બની શકે તો આર્થિક લાભ પ્રાપ્ત કરવાનો હોય છે. તેઓ ઉતાવળ અને બેદરકારીનાં ચિહ્નો દર્શાવે છે અને તે પૂર્ણ વિચાર કર્યા વિના અથવા અગાઉથી વસ્તુ ગોઠવ્યા વિના લખેલા હોય છે. વસ્તુ ગમે તેટલું સારૂં હોય તોપણ અધિપતિઓને તે પુનઃ લખવાનો અવકાશ હોતો નથી અને તેથી તે જો ખરાબ રીતે લખવામાં આવ્યું હોય તો તેમને તે પાછુંજ મોકલવું પડે છે. ઘણા લેખોમાં અર્ધા મનથી અને ઉદ્દેશવિના કામ કરેલું હોય છે. કેટલાક લેખોમાં વિચારબળ હોતું નથી અને તેમાં માત્ર શબ્દચિત્રોજ હોય છે. ઘણા લેખો યોજના કે વ્યવસ્થા વિનાના હોય છે. આવા લેખોમાં માત્ર ઘટનાઓ અને સાદાં વાક્યોનો શંભુમેળોજ પ્રાપ્ત થાય છે. સારી શક્તિ ધરાવનાર ઘણા તરુણ લેખકો તેમના વિચારો અને લેખોમાં વ્યવસ્થા નહિ હોવાથી નિષ્ફળ થાય છે. તેઓ પ્રત્યેક વસ્તુ એક ઢગલામાં નાખીને તેનું મિશ્રણ અને શંભુમેળો બનાવે છે. ઘણા લેખકોના વિચારો સારા હોય છે, પરંતુ તે વિચારોનું પૃથક્કરણ કેમ કરવું તે તેઓ જાણતા નહિ હોવાથી તેઓ તેમને પ્રદર્શિત કરવાની કઢંગી

રીતથી ભ્રષ્ટ કરી નાખે છે. આવા લેખકોને અનુક્રમે વિચાર શી રીતે દર્શાવી શકાય તેની કાંઇ પણ કલ્પના હોતી નથી. તેમના લેખોમાં આદિ, મધ્ય અને અંત હોતો નથી; અને તે છતાં તેમના લેખનો સ્વીકાર થાય અને તે રસ તથા પ્રશંસાપૂર્વક વંચાય એવી તેઓ આશા રાખે છે. જો પ્રકીર્ણ સામાન વેચનાર એક વ્યાપારી વ્યવસ્થાની બિલકુલ દરકાર રાખ્યા વિના પોતાનો સામાન ગમે તેમ નાખે અને સર્વ વસ્તુઓનો શંભુમેળો બનાવે અને ગ્રાહકને જે વસ્તુ જોઇશે તે તે ખોળી લેશે એવી આશા રાખે તો તેને ત્યાં કેટલાં ગ્રાહક આવશે ?

બહુ થોડાજ લેખકો સંક્ષેપમાં લખવાની કલા શીખ્યા હોય છે; જ્યારે ઘણા ખરા લખનાર તો ટાયલાખોરજ હોય છે. તેઓ એવું લંબાણથી લખે છે કે, પાનાંનાં પાનાં ભરાય તોપણ તેઓ કહેવા શું માગે છે તે સમજવું કઠિન થઇ પડે છે. આવા લેખકો જાણતા નથી કે, એક સારા પત્રમાં એક ઇંચ જગ્યાની કિંમત પણ મોટી હોય છે અને એક સારો અધિપતિ માત્ર સંક્ષિપ્ત, સ્પષ્ટ અને મુદ્દાસરજ લખાણ માગે છે.

મહાન લેખકો પાઠકોનો ઘણો સમય બચાવે છે. તેઓ પોતાની જાતે કરી શકે એવું કોઇ પણ કામ પાઠકો સારૂ રહેવા દેતા નથી. તેઓ નિરૂપયોગી શબ્દોથી કિંવા આડીતેડી વાતોથી પોતાના વિચારોને ઢાંકી દેતા નથી. તેમના વિચારો પારદર્શક, સ્પષ્ટ, સરલ અને મુદ્દાસર ભાષામાં પ્રદર્શિત થયેલા હોય છે. સારૂં લખાણ સરળતાથી વાંચી શકાય છે; તેમાં વિચારોને મોટા શબ્દો કિંવા ગુંચવણભરેલાં વાક્યોથી ઢાંકી દેવામાં આવેલા હોતા નથી. ઘણા લેખકોના લેખો એટલા ગુંચવણભરેલા હોય છે કે તેઓ શું કહેવા માગે છે તે શોધી કાઢતાં પાઠકો કંટાળી જાય છે. કોઇ પણ માણસ જે પુસ્તક વાંચતાં સખ્ત પરિશ્રમ પડે, તે પુસ્તક વાંચવા ઇચ્છતો નથી. મોટા મોટા આડંબરી શબ્દો અને ગુંચવણભરેલાં તથા જેનો પાર ન આવે એવાં વાક્યોમાંથી વિચારને ખોળી કાઢવો કોઈ પણ માણસને પાલવી શકે નહિ. જો લેખક આકર્ષક અને મોહક શૈલીમાં

પોતાના વિચારો રજૂ ન કરે, જો તે પાઠકને તેના વિચારની સાથે ખસે નહિ એવી રીતે જોડી ન રાખે તો તે નિષ્ફળ થયો છે, એમ સમજવું. ઘણા તરુણ લેખકો ભ્રમથી ભાષાને-જ વિચાર સમજે છે અને જે લેખ લાંબો હોય તેને સારો લેખ સમજે છે. ઇમર્સને થોડાક ગ્રંથોમાં જેટલા વિચારો સમાવી દીધા છે તેટલા વિચારો દર્શાવવા પાછળ આધુનિક લેખકો આખું પુસ્તકાલય–સેંકડો ગ્રંથ ભરી કાઢે.

ડેરીવાળાઓ કહે છે કે, માખણને સ્વાદિષ્ટ રાખવાને માટે વિજાતીય દ્રવ્યનો પ્રત્યેક અણુ અને છાશનું એકે એક બિંદુ તેમાંથી બહાર કાઢી નાખવું પડે છે; તેજ પ્રકારે પુસ્તકોને અમર બનાવવા માટે તેમાંથી વધારાનો પ્રત્યેક અણુ દૂર કરવો જોઇએ. ભાષા સરળ અને પારદર્શક હોવી જોઈએ અને વિચારો જેમ બને તેમ થોડા શબ્દોમાં તથા સ્પષ્ટ રીતે દર્શાવવા જોઇએ.

જો એક તરુણ લેખક માત્ર પ્રત્યેક નિરુપયોગી શબ્દ દૂર કરીને, પ્રત્યેક વાક્ય જેમ બને તેમ થોડા શબ્દોમાં લખે અને સર્વત્ર સારભૂત વાક્યરચના કરીને પાઠકનો સમય બચાવવાનો નિશ્ચય ધ્યાનમાં રાખીને લખવા પ્રવૃત્ત થાય તો તેને લેખનકલામાં એક સૌથી વિશેષ ઉપયોગી બોધપાઠ મળશે; એટલુંજ નહિ, પરંતુ તેના લેખો અને તેનાં પુસ્તકો ઘણા લોકો વાંચશે અને તેની પ્રશંસા કરશે. તરુણ લેખકને પોતાનો લેખ સારો લખાયેલો લાગે ત્યારપછી પણ જો તે તેને અનેક વાર ફરી ફરીને લખે અને પ્રત્યેક વખત અધિક પ્રબલતાથી, અધિક સરલ ભાષામાં, ઓછી જગ્યામાં અને તે છતાં વિચારશ્રેણી ખંડિત થવા દીધા વિના તે વિચાર દર્શાવવા-નો પ્રયત્ન કરે તો તે પોતાની લેખનશક્તિ સારી રીતે કેળવી શકશે. જો તે આમ કરશે તો તેણે કેટલા બધા ફાજલ શબ્દો વાપર્યા છે અને તેણે કેટલાં બધાં પુનરાવર્તનો કર્યાં છે તે જોઇને તે આશ્ચર્યચકિત થઈ જશે. જો તે એકનો એક લેખ પુનઃ પુન લખશે તો તે અધિક સંક્ષિપ્ત વાક્યોમાં એક વિચાર કેવી અસરકારક રીતે દર્શાવી શકાય છે તે જોઇને તે આશ્ચર્ય અને આનંદ પામશે.

અમર ગ્રંથકર્તાઓએ પોતાના વિચારો પારદર્શક

ભાષામાં દર્શાવ્યા છે. તેમણે પોતાના વિચાર દર્શાવવામાં સમસ્ત આડંબરી અને વધારાના શબ્દોનો ત્યાગ કર્યો છે. તેમણે એવા શબ્દો પસંદ કર્યા છે, કે જે વિચારને બરાબર અનુકૂળ હોય છે. તેમણે નાશ પામે એવી કોઇ પણ વસ્તુનાં ચિહ્નો રહેવા દીધાં નથી. સમય જેને ભ્રષ્ટ કરે અથવા સમય જેના પર અસર કરે એવી કોઈ પણ વસ્તુ તેમણે રહેવા દીધી નથી અને તેથીજ તેઓ હમેશાં જીવે છે. ભગવદ્‌ગીતાના સારરૂપ તેમાંના અઢારમા અધ્યાયમાંથી અથવા લિંકને ગેટિસબર્ગમાં આપેલા અમર ભાષણમાંથી, લૉંગફેલોના "પ્સામ ઑફ લાઇફ"માંથી, કિંવા શેકસપિયરની દિવ્ય રચનાઓમાંથી એક પણ વાકય દૂર કરવાનું બળ સમયને મળશે કે ? ક્રાઇસ્ટની "ક્ષેત્રનાં કમળની વાર્તા", તેનો ડુંગરી પર આપેલો ઉપદેશ, કિંવા ગ્રેની 'એલીજી' એ રચનાઓ ભૂંસાતાં કેટલી શતાબ્દિઓ અને કેટલા યુગો વ્યતીત થશે ?

કેટલાંક અમર કાવ્યો અને કેટલાંક અમર ગદ્યમય લખાણો અમર ભાષામાં લખવાને માટે વર્ષોનાં વર્ષો સુધી ચિંતન કરવામાં આવ્યું છે અને ધૈર્યપૂર્વક ઉદ્યોગ કરવામાં આવ્યો છે. જે માણસોએ અમર લેખો લખ્યા છે તેમણે એક કાવ્ય અથવા એક પ્રકરણ લખવામાં અઠવાડીઆંનાં અઠવાડીઆં, મહિનાના મહિના અને વર્ષોનાં વર્ષો લીધાં છે. કેટલાક લેખકોએ માત્ર થોડાંક સંક્ષિપ્ત વાકયો, એકાદ અધ્યાય કિંવા એકાદ કાવ્ય લખીને પણ મહાન કીર્તિ સંપાદન કરી છે; જ્યારે બીજાઓએ કુડીબંધ ગ્રંથો લખ્યા છે, પરંતુ તે તેમના મૃત્યુપૂર્વેજ ભુલાઈ ગયા છે. સ્પષ્ટ વિચાર અને સંક્ષિપ્ત તથા સચોટ ભાષાજ ઘણી વાર આવી કીર્તિને જન્મ આપે છે અને તેથી ઉલટો પ્રકાર અપ્રસિદ્ધિને જન્મ આપે છે.

તરુણ લેખકો એમ માને છે કે, કીટલીંગને અસાધારણ બુદ્ધિબળથી કીર્તિ પ્રાપ્ત થઈ છે. નિઃશંક તેનામાં નૈસર્ગિક શક્તિ ઘણી છે, પરંતુ કીટલીંગ અત્યંત જુસ્સાદાર, અસરકારક અને સંક્ષિપ્ત ભાષામાં પોતાના વિચાર દર્શાવવા માટે પોતાની વાર્તા આઠથી દશ વાર પુનઃ પુનઃ લખે છે, જે પ્રમાણે આ તરુણ લેખકો કરી શકશે નહિ.× અનુભવ અને

× કાઉન્ટ ટૉલ્સ્ટૉયના ચરિત્રમાં પણ એવી હકીકત છે કે, તે

કાળજીનો માત્ર થોડોજ અંશ તેમનામાં હોય છે તોપણ તેઓ એક વાર્તા માત્ર થોડા કલાકમાં લખી નાખવાની આશા રાખે છે અને પછી જ્યારે તે વાર્તા આભાર સહિત પાછી ફેરવવામાં આવે છે ત્યારે તેમને ખોટું લાગે છે. અમુક લેખ એકાગ્ર વિચાર અને આગ્રહી ઉદ્યોગની છાપ ધરાવે છે કે નહિ તે એક અધિપતિ બહુ શીઘ્રતાથી જાણી જાય છે. કારણકે પ્રત્યેક વાકયમાં લેખકનું મનોગત રહેલું હોય છે. વિચારની શિથિલતા, અસ્થિરતા અને ભાષાદારિદ્ર એને અનુભવી આંખ તરત શોધી કાઢે છે. યોગ્ય શબ્દો શોધી કાઢવાને ધૈર્યપૂર્વક પ્રયત્ન નહિ કરતાં અત્યંત ઉતાવળ કરવામાં આવી હોય તો તે જાણી જાય છે અને વાકયને એકંદરે અસરકારક બનાવવામાં ખામી રાખવામાં આવી હોય તો તે તેનાથી ગુપ્ત રહેતી નથી. આવા વ્યંગો તેના નિર્ણય ઉપર અસર કરે છે. જે પ્રયત્નનાં ચિહ્નોને સાચી કલા હમેશાં ગુપ્ત રાખે છે, અસર કરવાને માટે જે અ-સ્વાભાવિક શ્રમાતિરેક કરવામાં આવે છે અને જે સરળતા અને સંક્ષિપ્તતાની ન્યૂનતા રહે છે તે તેની જાણ બહાર રહેતાં નથી. ઘણા લેખકોના સંબંધમાં દુઃખની વાત એ છે કે, તેઓ ભાષાનેજ વિશેષ મહત્ત્વ આપે છે–તેમના વિચારો બસ શબ્દો, શબ્દો અને શબ્દોથીજ આવૃત થયેલા હોય છે. તેમણે ટ્રાયોન એડવર્ડઝનો બોધ ગ્રહણ કરવો જોઇએ, જે આ પ્રમાણે છે: "કહેવા જેવી કોઇક વસ્તુ પ્રાપ્ત કરો અને તે કહી રહો એટલે અટકો."

પોતાના વિષય પર જેણે પૂરેપુરો કાબુ મેળવેલો હોતો નથી; જે તેનાથી પૂરો માહિતગાર થયેલો હોતો નથી તે કદી પણ તે વિષય પર બળપૂર્વક લખી શકતો નથી. તમે ખાસ અભ્યાસ કરેલો છે; તમે દીર્ઘ અભ્યાસ અને તપાસ-થી મેળવેલી માહિતીના આધારે બોલો છો કે માત્ર અન્ય લેખક કે વક્તાનો પ્રતિધ્વનિજ કાઢો છો તે પાઠકો તો તરત સમજી જાય છે. તમે જે વિષય પર લખતા હો તે વિષયનું તમારૂં જ્ઞાન ઓછું હોય તો તમે તે વાત ગુપ્ત

---

પોતાનાં લખાણ પ્રેસમાં આપ્યા પછી પણ કેટલીય વાર સુધારતા અને પ્રેસવાળાને વધારાના શ્રમ બદલ વધુ નાણાં આપતા. સંપાદક

રાખી શકશો નહિ. તમારૂં એ અજ્ઞાન પ્રકટ થયા વિના રહેશે નહિ. અમુક વિષયનો સહેજસાજ અભ્યાસ કરીને ઉપરચોટિયા લેખક બનવાથી તમે કદી પણ તમારા પાઠકો-ને મોહિની લગાડી શકશો નહિ. તમારા કરતાં ઓછા જ્ઞાન-વાળા પાઠકો સામે પણ તમારૂં લખેલું પ્રત્યેક વાક્ય તમારા સ્વલ્પ જ્ઞાનને, તમારા સ્વલ્પ અભ્યાસને અને તમારા વિચારદારિદ્રયને પ્રગટ કરશે.

રસપ્રદ અને જુસ્સાદાર લેખને માટે ખાસ જરૂરી એવો જે આંતરિક જુસ્સો તે અલ્પ અભ્યાસી મનુષ્યને પ્રાપ્ત થઇ શકતો નથી. એક વિષયને હસ્તગત કરવાને માટે, તમારા આત્માને રસ અને જુસ્સાથી ભભૂકી ઉઠતો બનાવવાને માટે, તમારે તે વિષયનો સંપૂર્ણ અભ્યાસ કરવો જોઈએ અને એક ગુલામના નહિ, પરંતુ એક આ-શકના જુસ્સાથી તમારે તે વિષય લખવો જોઇએ. તમારે લખવાની જરૂર પડે છે એટલા માટે નહિ, પરંતુ તમને લેખનકલા પ્રિય હોય તોજ લખજો. કંઈ પણ લખવું જોઇએ એટલા માટે નહિ, પરંતુ તમારી પાસે સંગીન લખવા જેવું કાંઇક છે એટલા માટે લખજો. એમ હશે તોજ તમે કાંઇક અસરકારક લેખ લખી શકશો. તમારો લેખ જો પ્રથમ તમનેજ અસરકારક ન લાગે તો તે પાઠકો ઉપર શી અસર કરી શકશે? જો તમારા વિષયથી તમેજ પૂરેપુરા ઉત્તેજિત ન થાઓ, જો તમારી લાગણી તમારી કલમ સાથે નાચી ન રહે અને તેનો પ્રવાહ તમારી શાહી ભેગો ન ઉતરે તો તમારા પાઠકો પ્રભાવિત થશે એવી આશાજ રાખશો નહિ. જે પૃષ્ઠ તમે અત્યંત લાગણીથી લખતા નથી, તે પૃષ્ઠ ઉપર તમે તમારા પાઠકનું ધ્યાન ચોંટાડી શકશો નહિ.

લેખકોની કૃતિઓમાં કેટલો ભેદ છે! હમણાંજ મેં એક લેખનો થોડો ભાગ વાંચ્યો, જેનો પ્રત્યેક શબ્દ એક વિદ્યુતથી ભરેલા, બળપૂર્વક દોડતા જીવંત તાર જેવો જણાતો હતો. તેમાંની પ્રત્યેક પંક્તિ હું જેમ જેમ વાંચતો ગયો, તેમ તેમ તે મારા શરીરમાં કંપારી ઉપજાવતી ચાલી. પ્રત્યેક પંક્તિ મેં પુનઃ પુનઃ વાંચી અને તે પ્રત્યેક વખત મને એવીજ લાગણી થઇ. એ દરેક વખતનું વાચન મારે

માટે એક નવીન બળદાયક ઔષધિરૂપ હતું અને તે માનસિક શક્તિઓને જાગ્રત કરતું હતું તથા અંતરાત્માને તેના કેંદ્રમાંથી આંદોલિત કરતું હતું. તેના જીવનમાં આવેલો પ્રત્યેક આનંદનો ઉભરો, પ્રત્યેક દુઃખનો આઘાત, તેનો પ્રત્યેક અનુભવ તેના શબ્દોમાં પ્રાદુર્ભૂત થતો જણાતો હતો. તે આખું પૃષ્ઠ માનવહિત અને સહાનુભૂતિથી સજીવન થયેલું જણાતું હતું. હું પ્રાયઃ તે લેખકનાં પૃષ્ઠો દ્વારા તેનું જીવનચરિત્ર લખવા ધારૂં તો લખી શકું; કારણ કે તે તેનું અંગ, તેના અનુભવોનું એક તાદશ્ય ચિત્ર હોય એમ જણાય છે. તેનું પ્રત્યેક વાક્ય તેના જીવનના એક અંગનો એકાદ પેટાભાગ હોય એમ લાગે છે. તે માણસ જાણે પ્રત્યક્ષ મારી સામે ઉભો હોય તેવી સ્પષ્ટતાથી હું તેને તેનાં પૃષ્ઠોમાં ઉભેલો જોઇ શકું છું.

## प्रकरण १२ मुं—तमारी किंमतीमां किंमती मिल्कत

તમારૂં હૃદય તમને જે કહે તે જેટલું કિંમતી છે, તેટલું કિંમતી બીજું કાંઇ પણ નથી. તમારી અંદર રહેલો "પ્રશાંત, નાનો અવાજ" કે જે પ્રત્યેક સત્કાર્યના સંબંધમાં "એ યોગ્ય છે" અને દુષ્કાર્યના સંબંધમાં "એ અયોગ્ય છે" એમ કહે છે તે પ્રેરણા જગતનાં સમસ્ત સામ્રાજ્યો કરતાં પણ વિશેષ કિંમતી છે. અન્ય માણસો તમારે વિષે શું ધારે છે અથવા જગત તમારા સંબંધમાં શું કહે છે તે કાંઇ મહત્ત્વની વાત નથી. વર્તમાનપત્રો કે લોકો તમારી સ્તુતિ કરે કે નિંદા કરે તે બધું સરખુંજ છે. માત્ર તમે પોતે તમારી જાતની જે પ્રમાણિક તુલના કરો તે ઉપરજ તમારો ખરો આધાર અને ઉન્નતિ રહેલાં છે.

જેમને સફળ માણસો ગણવામાં આવે છે, દૈનિક પત્રોમાં જેમની પ્રશંસા થાય છે; સમાજ જેને ઢૂંઢતો ફરે છે અને શ્રીમંત લોકો જેમની ઇચ્છા રાખે છે; એવા ઘણા માણસો સારી રીતે જાણે છે કે, તેઓ લોકોને છેતરે છે. તેમનાં હૃદયો દર વખતે તેમની ઠગાઇ પ્રત્યે અસંમતિ દર્શાવે છે.

જ્યારે જ્યારે તેમને તેમની આર્થિક સફળતા યાદ આવે છે, ત્યારે ત્યારે તેમને તેમનાં અંતઃકરણો ડંખે છે. જ્યારે જ્યારે તેઓ પોતાની મીલો, ખાણો કે બીજાં કારખાનાં કે ખાણોમાંથી પસાર થાય છે, ત્યારે ત્યારે તેમને નિસ્તેજ વદનો, હાડપિંજરરૂપ શરીરો અને ભૂખે મરતા તથા દુર્બળ બની ગયેલા લોકો કે જેમનું રક્ત તેમને ઓછો બદલો આપીને મેળવેલા પુષ્કળ ધનના પ્રત્યેક રૂપિયામાં રહેલું હોય છે તે લોકોની હાલત મૂંગે મોઢે પણ તેમની ઉપર સખ્ત દોષારોપ કરતાં ગર્જના કરીને કહે છે કે "જગત ધારે છે કે તમને મહાન સફળતા મળી છે, પરંતુ ખરૂં જોતાં તો તમને પ્રચંડ નિષ્ફળતાજ મળી છે અને વસ્તુતઃ તો તમે અનેક જીવનોનો ભોગ આપીનેજ તમારૂં દ્રવ્ય પ્રાપ્ત કર્યું છે." તેઓ સમજે છે કે, આ દોષારોપ વાજબી છે. તેમણે શતાવધિ તરુણ કામદારોની તકો નષ્ટ કરી છે; તેમની મહત્ત્વાકાંક્ષાઓને કચરી નાખી છે; તેમને પૂરતું શિક્ષણ લેતા અટકાવ્યા છે અને વસ્તુતઃ તેમને પોતાના ગુલામો બનાવી દીધા છે. પોતાનાં દરિદ્ર આવકવાળાં માતપિતાને સહાય કરવા માટે મજૂરી કરવાની ફરજ પડવાથી તેઓ બાલ્યાવસ્થા કિંવા સ્વતંત્રતા અથવા સુખ કેવું થાય છે તે કદી પણ જાણતા નથી.

આવો કારખાનાવાળો ગમે તેટલો સખ્ત હૃદયનો હોય તોપણ જ્યારે તે પોતાના માણસોની નિરાશાયુક્ત આંખો જુએ અને પોતાનાં સંતાનોને મોજવિલાસનાં સાધનો પૂરાં પાડવાને માટે કામદારોનાં દુર્ભાગી છોકરાં કેવી કંગાલ સ્થિતિમાં રહે છે તે જાણે ત્યારે તે શી રીતે સુખી થઇ શકે? જ્યારે તે પોતાની સુંદર ગાડીમાં બેસીને કોચમેન અને ફૂટમેન સહિત તે રંક લોકોનાં દરિદ્રી ઝુંપડાં પાસેથી જાય ત્યારે શું તે પોતાના દ્રવ્યથી આનંદ પામી શકે? જે હતભાગી બાલકોનાં જીવનો તેણે પગ તળે કચરી નાખ્યાં છે; અને જેમને પોતાની ગુપ્ત શક્તિઓનો વિકાસ કરવાની લેશ પણ સંધિ કદી મળી નથી; તેમની યાચના કરતી આંખો શું તેને સ્વપ્નમાં સતાવશે નહિ? મીજબાનીના ટેબલ આગળ લોકો તેની સ્તુતિનાં ગાન ગાતા હોય તે સમયે ઉક્ત દોષારોપ

કરતાં મુખારવિંદો ઉપસ્થિત નહિ થાય અને તેના પર ફિટકાર નહિ વરસાવે?

જે માણસે તેના પોતાના હૃદયની સંમતિ ન મેળવી હોય તેને માટે કોઇ એવો કીમિયો નથી કે તે પોતાના દ્રવ્યથી કે દરજ્જાથી ખરૂં સુખ કિંવા ખરો આનંદ મેળવી શકે.

એટલા માટે ખાત્રી રાખો કે, તમારે સૌથી પ્રથમ અને સૌથી અંતે તમારા પોતાના હૃદયની સંમતિ મેળવવાની છે. જો તમે નિશ્ચય કરો કે, તમે કદી પણ આત્મશ્રદ્ધા ગુમાવશો નહિ અને કદી પણ તમારૂં હૃદય જેને સંમતિ ન આપે તે કામ કરશો નહિ, તો તમારી પાસે કશી મિલ્કત નહિ હોય તોપણ તમને એવો આધારસ્તંભ મળશે, કે જે તમને દુઃખમાં પણ બહુ ઉપયોગી થઇ રહેશે.

જો પેલો "પ્રશાંત નાનો અવાજ" લેશ પણ અસંમતિ દર્શાવે તો ઉભા રહો અને તમે શું કરવાને તત્પર થયા છો અને તમે કયી દિશામાં જઇ રહ્યા છો તે તમારી જાતને પૂછો. તમારા હૃદયની અસંમતિ મળતાં ખાત્રીપૂર્વક માનજો કે, તમે જે કાર્ય કરવાને તત્પર થયા છો તેમાં કાંઇક ગેરવાજબીપણું અવશ્ય છે. તમારે તત્કાળ તેનો ઉપાય કરવો જોઈએ. તમારી અશાંતિનું કારણ દૂર કરવામાં વિલંબ કરશો નહિ; તેનો અપૂર્ણ વિધ્વંસ કરશો નહિ. જો તેમ કરશો તો તમારી સ્થિતિ તે નાવિકના જેવી ભયંકર થશે, કે જે તોફાનની વચ્ચે પોતે અવળી દિશામાં વહાણ હંકારવા માગતો હોવાથી હોકાયંત્રની સોયને બળાત્કારે તે દિશા તરફ વળેલી રાખવા મથે છે. હોકાયંત્રને કાબુમાં લેવાનો આ પ્રયત્ન એ વહાણને ખડકો સાથે અથડાવીને ભાંગી નાખવાનો પ્રયત્ન કરવા સમાન છે. જીવનરૂપી સમુદ્રના સર્વ ભાગોમાં એવાં મનુષ્યરૂપી ભાંગેલાં વહાણો પુષ્કળ છે, કે જેમણે પોતાનાં અંતઃકરણરૂપી હોકાયંત્રોનો અનાદર કર્યો છે કિંવા તેમની ઉપર કાબુ મેળવવાનો પ્રયત્ન કર્યો છે.

તમારા હૃદયની સંમતિ મેળવવાને માટે તમારે પ્રમાણિક થવું જોઈએ. અપ્રમાણિક થવું અને હૃદયના ન્યાયાસન સમક્ષ અપરાધમાંથી છટકી શકાવું તદ્દન અશક્ય

છે. ભલે તમે સત્ય કિંવા પ્રમાણિકતાથી થોડામાં થોડા પણ દૂર ગયા હો, ભલે તમે ગમે તેટલી નાની ઠગાઈ કરી હોય કિંવા તમે ગમે તેટલું ક્ષુલ્લક અસત્ય બોલ્યા હો, (જો કે કોઇ પણ ઠગાઇ કે અસત્યને ક્ષુલ્લક ગણી શકાયજ નહિ. કેમકે તે ધીમે ધીમે એ કુટેવ વધતી ચાલીને ઘોર કુકુમર્ના ખાડામાં માણસને ફેંકી દે છે.) તોપણ તમે હોકાયંત્રની સોયને છંછેડો છો અને જો તમે દુરાગ્રહથી તેમ કર્યા કરશો તો તમે તમારા ધારેલા બંદરે પહોંચશોજ નહિ.

તમે તમારા હૃદયને છેતર્યા વિના મરીને બદલે મગ નહિજ આપી શકો. રૂપિયાના ચૌદ આના આપી શકશો નહિ, ગજને બદલે અર્ધો ગજ આપી શકશો નહિ, તેમજ દેશીને બદલે વિદેશી માલ આપી શકશો નહિ. તમે તમારા અંતઃકરણને ઠગ્યા વિના તમારા શેઠનો સમય કિંવા સેવા ચોરી શકશો નહિ; કિંવા તેને યોગ્ય સેવાથી વંચિત રાખી શકશો નહિ.

જો તમે તમારા હૃદયની સંમતિ મેળવશો તો તમારી ધનાદિક વસ્તુઓ જતી રહેશે તોપણ તમે શ્રીમંતજ રહેશો. તમે સંપત્તિ મેળવો કે ગુમાવી દો; તમે સુંદર મકાનમાં રહો કે નાની ઝુંપડીમાં રહો; તમે ઉંચાં વસ્ત્રો પહેરો કે સસ્તાં કપડાં પહેરો; તમે સુંદર ગાડીમાં ફરો કે પગે ચાલો; મિત્રો તમને મળો કે ન મળો; લોકો તમારી સ્તુતિ કરો કે નિંદા કરો; પરંતુ જો તમે કદી પણ તમારા અંતઃકરણને ઠગ્યું નહિ હોય, જો તમારામાં આત્મશ્રદ્ધા હશે, જો તમારૂં જીવન તમારા હૃદયને અનુકૂળ હશે, જો તમે પ્રમાણિક, સહૃદય અને સાચા હશો, તો તમે સુખી અને સફળજ થશો; પછી ભલે જગત તમને નિષ્ફળ થયેલા ગણે.

સુંદર મકાનોમાં રહેનારા, સુંદર ગાડીઓમાં ફરનારા, પાણીની પેઠે પૈસા ઉરાડનારા અને સુખ ભોગવવા મથનારા ઘણા લોકોને પોતાના હૃદયની અસંમતિજન્ય અસંતોષ એટલો બધો ડંખ્યા કરતો હોય છે કે તેને દૂર કરવા માટે પોતાની અર્ધી મિલ્કત—અરે કેટલાક તો પોતાની આખી મિલ્કત પણ આપી દેવાને તૈયાર થાય.

એક માણસ ગમે તેટલો રંક હોય તોપણ જ્યાંસુધી તે

થોડી થોડી પણ પ્રગતિ કરતો હોય ત્યાંસુધી તેનું જીવન નીરોગી રહે છે અને તેને આશા રહે છે. પરંતુ જે ક્ષણે મનુષ્ય ઉન્નતિ કરતો બંધ થાય છે, જ્યારે તે ઉચ્ચ અને વિશાળ હૃદયનો બનતો અટકે છે, તેજ ક્ષણથી તેનું જીવન જડ અને ક્ષુદ્ર બનતું ચાલે છે.

જો તમે જમીનમાં કાંકરા વાવશો, તો તે ગુરુત્વાકર્ષણના નિયમને અનુસરીને તે જેમના તેમજ પડયા રહેશે. અને જો તમે વનસ્પતિનું બીજ વાવશો તો તે કુદરતના નિયમ પ્રમાણે વિકાસજ પામશે; કેમકે વનસ્પતિના બીજમાં પૃથ્વીના ગુરુત્વાકર્ષણ કરતાં ઉચ્ચ કોટિની શકિત હોય છે. સમસ્ત વનસ્પતિઓ અને પ્રાણીઓ ઉન્નતિ તરફજ પ્રયાણ કરે છે. પ્રકૃતિએ સર્વ પદાર્થોના કાનમાં એવોજ મંત્ર ફૂંકયો છે કે "ઉંચી દૃષ્ટિ રાખો." એમાં પણ મનુષ્યે તો માત્ર ઉચ્ચતા તરફજ દૃષ્ટિ રાખવી જોઇએ. પ્રત્યેક સાચા મનુષ્યની મહત્ત્વાકાંક્ષા વિશેષ ધન મેળવવું એ નહિ, પરંતુ અધિક વિકાસ પામવો એજ હોવી જોઇએ.

જે મનુષ્યની મહત્ત્વાકાંક્ષા સિદ્ધ થઇ ન હોય એવો કોઈ પણ મનુષ્ય બુદ્ધિમાં, નીતિમાં અને શરીરમાં નીરોગી હોઇ શકતો નથી. હું મારા સ્થાનમાં છું અને મારી માત્ર થોડી દુર્બલ શકિતઓને નહિ પરંતુ સમસ્ત શકિતઓને વ્યાયામ મળે છે, એવી પ્રતીતિ થઇ મનુષ્યને આનંદ અને સંતોષ થવો જોઇએ. જે સ્થાનમાં તમારી ઉત્તમોત્તમ શકિતઓ તમને નિરંતર એવું સ્મરણ કરાવતી હોય કે, તમે તેમનો ભોગ આપી રહ્યા છો; તે સ્થાનમાં નિર્વાહપૂરતું કમાવાનો તમારો પ્રયત્ન વાજબી ઠરાવે એવાં સંકટો અને સંયોગો અસાધારણ અને વિરલ હોવા જોઇએ. તમારી ઉત્તમોત્તમ શકિતનો વ્યાયામ એ એક આરોગ્યદાયક અને બળવર્ધક ઔષધિ છે. ઉત્તમોત્તમ શક્તિના પ્રયોગથી જે સંતોષ અને જે સંપૂર્ણતા તથા યથાર્થતાનો અનુભવ મળે છે તે નિર્બળ શક્તિઓ વડે નિર્વાહ ચલાવવાથી કદી પણ મળતો નથી.

પુરુષને ન શોભે એવું કોઈ કામ ગમે તેટલી ગુપ્ત રીતે કરવામાં આવે, અને તે કાર્ય જગતમાં કોઇ પણ માણસ

જોઇ કે જાણી શકે એમ ન હોય, તોપણ તેનાથી ચારિત્ર્યની તો અધોગતિજ થવાની. એક નીરોગી, બળવાન, શિક્ષિત મનુષ્યે તો લુચ્ચાઇ, ઠગાઈ, પ્રપંચ, ખોટી જાહેરખબર અને અસત્ય ભાષણાદિ જે અવગુણો પોતામાં હોય તે દૂર કરવા જોઇએ, તેને બદલે તેનાજ દ્વારા નિર્વાહનાં સાધનો મેળવવાનો પ્રયત્ન કરે એ શું દયાજનક દૃશ્ય નથી? જે ધંધાઓ મનુષ્યનાં મન સંકુચિત કરી નાખે છે, તેમના પુરુષત્વને દાબી દે છે, તેમની ઉચ્ચ ભાવનાઓને મારી નાખે છે અને તેમના ઉચ્ચ ગુણોને કચરી નાખે છે; તેમને બદલે તેમના ઉચ્ચતમ અને ઉત્તમોત્તમ ગુણોને વ્યાયામ આપનાર અને નિર્વાહનાં સાધનોની સાથે વિશાળમાં વિશાળ શિક્ષણ આપનાર ધંધાઓ લોકો પસંદ ન કરે એ તો ખરેખર એક બહુ વિચિત્ર ઘટના છે. જ્યારે આપણે શીખીશું કે, ધંધામાં નિર્વાહનાં સાધનો આપવાની જેટલી શક્તિ છે તે કરતાં મનુષ્યના ચારિત્ર્યની શુદ્ધિ કરવાની વિશેષ શક્તિ છે, ત્યારેજ આપણે વાસ્તવિક જીવન જીવવાનો પ્રારંભ કરીશું.

એક માણસ પોતાનાં પુસ્તકોમાંથી ગમે તે શીખતો હોય, તે પોતાના ધંધામાંથી તથા પોતાની નિરીક્ષણ શક્તિથી ગમે તે શીખતો હોય તોપણ આ વાત નિર્વિવાદ છે કે, જે ડહાપણ અથવા ગેરડહાપણ, નીતિ કિંવા અનીતિ, સંસ્કારિતા કિંવા ગ્રામ્યતા, પવિત્રતા કિંવા અપવિત્રતા તે કોઇ પણ પ્રકારે મેળવે તેના કરતાં તે પોતાના હમેશના સોબતી મનુષ્યો દ્વારા વિશેષ પ્રમાણમાં મેળવે છે.

જીકી કહે છે કે "જે માણસની સંગતમાં આપણે રહીએ છીએ તે માણસના ગુણોનો ચેપ આપણે લઇએ છીએ. એક પ્રકારનું પ્રાણી જે જે પાંદડાંની પાસે જાય છે તે પાંદડાનો રંગ ગ્રહણ કરે છે અને એક પ્રકારનાં પક્ષી શીતઋતુમાં અને ગ્રીષ્મ ઋતુમાં પોતાનો રંગ બદલે છે. પૂર્વદિશાનો પવન વાતાં વસંત ઋતુનો મોર ખરી પડે છે; અને દક્ષિણ દિશાનો ઉષ્ણ પવન વાતાં તે ખીલીને ગુલાબી રંગનો બને છે. લજ્જા અને અપરાધને પૂછો કે 'તમારી ઉત્પત્તિ ક્યાંથી થઈ છે?' તો તેઓ પ્રત્યુત્તર આપશે કે 'અનુકરણ અને કુસંગથી અમારી ઉત્પત્તિ થઇ છે.' અને અન્ય પક્ષે માન

અને ઉપયોગિતાને પૂછશો કે 'તમારી ઉત્પત્તિ ક્યાંથી થઇ છે?' તો તેઓ પણ એજ સ્વીકારશે કે 'માત્ર અનુકરણ-થીજ અમારો જન્મ થયો છે.'"

અલબત્ત, જેમ ઈતર નિયમોને અપવાદો છે, તેમ આ નિયમને પણ અપવાદો છે; પરંતુ તે અત્યંત થોડા છે. આપણે ઘણે અંશે દર્પણરૂપ છીએ અને આપણે સુંદર કિંવા બેડોળ જે જોયું હોય તેનું માત્ર પ્રતિબિંબજ પાડી શકીએ છીએ. આપણે વ્હીસ્પરિંગ ગૅલેરીની પેઠે માત્ર સાંભળેલા શબ્દોનો પ્રતિધ્વનિજ કાઢી શકીએ છીએ.

વસ્તુતઃ દુર્ગુણો જેટલી સહેલાઇથી અને જેટલા પ્રમાણમાં પ્રાપ્ત કરી શકાય છે, તેટલીજ સહેલાઇથી અને તેટલાજ પ્રમાણમાં સદ્‌ગુણો પણ પ્રાપ્ત કરી શકાય છે અને તે માટે આપણે ઈશ્વરનો આભાર માનવો જોઇએ. લક્ષાવધિ મનુષ્યો પોતે પ્રથમ અમુક માણસોના સંસર્ગમાં આવ્યાં ત્યારથી પોતામાં સદ્‌ગુણોનો વાસો થયેલો જણાવે છે. ફિલિપ્સ બ્રુકસના અલ્પ સંસર્ગમાં પણ આવેલો પ્રત્યેક માણસ પોતાનું ચારિત્ર્ય કેટલેક અંશે સુધરેલું જોતો હતો. બ્રાઉન વિશ્વ-વિદ્યાલયના એક વિદ્યાર્થીએ કહ્યું હતું કે "હું પ્રેસિડેન્ટ એન્ડ્રુઝને મળું અને તેના વાતાવરણમાં મને મારી જાતમાં સુધારો થયેલો ન જણાય એવું ક્વચિતજ બને છે." હિંદુ-સ્તાનમાં પણ આવા પુષ્કળ દાખલા બન્યા કરે છે. વિક્રમના વર્તમાન સૈકામાં પણ હિંદુસ્તાનમાં મહાત્મા રામકૃષ્ણ પરમહંસ, દયાનંદ સરસ્વતી, વિવેકાનંદ, અને ગાંધીજી ઇ૦ ના સંસર્ગથી કેવાં કેવાં અને કેટલાંય મનુષ્યોએ નવજીવન મેળવીને લોકસેવાનો ઉત્તમ માર્ગ સ્વીકારી ચૂકયાં છે.

સંસર્ગના પ્રભાવનો આ વિચાર એક પ્રાચ્ય કાવ્ય આકર્ષક રીતે દર્શાવે છેઃ—

"એક સુગંધમય માટીનું ઢેકું સાધારણ માટીના ઢેફાથી જુદું પડી પ્રત્યેક વટેમાર્ગુને સુગંધથી આવકાર આપે છે અને આસપાસના સમગ્ર વાતાવરણમાં સુગંધ પ્રસરા-વે છે. એક વાર એક યાત્રાળુએ તેની પાસે વિશ્રાંતિ લીધી અને તેને ઉંચકીને આ પ્રમાણે કહ્યું કે 'શું તું કસ્તૂરીનો દડો છે કે તેજાનાનો દડો છે, કે જેથી તું જે સ્થાનમાં તું

માટીની પેઠે પડયો છે તે સ્થાન આગળથી જતા સઘળા વટેમાર્ગુઓને આવી સુગંધ આપી રહ્યો છે?" તે ઢેફાએ નમ્રતાપૂર્વક પ્રત્યુત્તર આપ્યો કે "મારે સ્વીકાર કરવો જોઇએ કે હું તો કેવળ માટી છું; પરંતુ એક વાર મારી અંદર એક ગુલાબનો છોડ ઉગ્યો હતો, તેનાં મૂળ ફેલાયાં હતાં અને તેનાં પુષ્પો ફૂટયાં હતાં, અને તે ગુલાબની સમગ્ર સુમધુરતા મારા સર્વાંગમાં પ્રસરી ગઈ હતી, અને તે કારણ-થી તું ગમે તે હો તોપણ હું તને સુગંધ આપું છું."

# પ્રકરણ ૧૩ મું-શ્રેષ્ઠતાજ સર્વોત્તમ માર્કો છે.

આજકાલ લોકો પેટંટો અને કોપી રાઇટો દ્વારા પોતાના શ્રમનાં ફળ જાળવી રાખવા માટે દ્રવ્યની મોટી રકમો અને પુષ્કળ વિચારબળ ખર્ચે છે, છતાંએ તેમના વિચારોનો ઉપયોગ અને અનુકરણ તો અન્ય લોકો કરે છેજ.

આપણા માનસિક અને શારીરિક શ્રમનાં ફળ જાળવ-વાનો એક સહિસલામત માર્ગ છે અને તે શ્રેષ્ઠતા છે-બીજાના કરતાં વધારે સારૂં કામ કરી બતાવવું એજ તે માર્ગ છે.

અમેરિકાના એક કારીગરને પોતાની સારંગીઓ માટે કાંઇ પેટંટ લેવાની જરૂર પડતી નહોતી. કારણકે બીજો કોઈ પણ માણસ પોતાનાં વાજીંત્રો પર ઉત્તમતાની છાપ પાડવાને તેના જેટલો શ્રમ કરવાને ખુશી નહોતો. બીજા પુષ્કળ કારી-ગરો હલકાં વાયોલિનો બનાવીને સંતોષ પામતા હતા અને તેઓ જ્યારે થોડા દિવસમાંજ એક વાયોલિન બનાવી શકતા હતા, ત્યારે ઉપરોક્ત કારીગર એક વાજીંત્ર પર અઠવાડી-આંનાં અઠવાડીઆં અને મહિનાના મહિના ગુમાવતો હતો. એ માટે બીજા કારીગરો તેનો ઉપહાસ કરતા હતા; પરંતુ એ ઉત્તમ કારીગરે વાયોલિન પર કોતરાયેલા પોતાના નામને કિંમતી બનાવવાનો-તેને હમેશાં આબરૂદાર ટ્રેડમાર્ક બનાવવાનો-તેને પોતાના ચારિત્ર્યની, પોતાના પ્રમાણિક ઉદ્યોગની છાપ આપવાનો પાકો નિશ્ચય કર્યો હતો-એજ તેનું પેટન્ટ હતું; એજ તેનો ટ્રેડમાર્ક હતો. તેને અન્ય

પેટન્ટ કે ટ્રેડમાર્કની અપેક્ષા નહોતી.

આવાં નામો કે જે પ્રમાણિકતાના શિક્કારૂપ હોય છે તે જ્યારે જ્યારે અને જ્યાં જ્યાં જોવામાં આવે છે; ત્યારે ત્યારે અને ત્યાં ત્યાં તે કોઇ પણ ટ્રેડમાર્ક કિંવા પેટન્ટની ગરજ સારે છે. કોઈ પણ માણસ તે નામવાળો માલ ખરીદ્યા વિના પાછા જવાનો કિંવા તેની જાત અથવા વિશ્વાસપાત્રતા વિષે તપાસ કરવાનો વિચાર કરતો નથી. ચારિત્ર્ય કે જે સર્વોત્તમ સંરક્ષક અને ઉત્તમોત્તમ જાહેરખબરરૂપ છે; તેના પ્રમાણ તરીકે આ નામ ઉભેલાં હોય છે. તેમનો આદર સહિત ઉચ્ચાર કરવામાં આવે છે. અને જેમાણસ કે ખાતાનું નામ હલકાઇ માટે જાણીતું હોય છે અને જે બનતાં સુધી ખરાબ માલ ઠેસવી દેવાનો અને એવીજ સેવા કરવાને પ્રયત્ન કરે છે તેમનો નિર્દેષ તિરસ્કાર સહિત વારંવાર કરવામાં આવે છે. ઉત્તમ માલવાળા પ્રત્યે આપણને જે આદર હોય છે તે આદર આપણે કદી પણ ખરાબ માલ વેચનાર કે બનાવનાર પ્રત્યે ધરાવતા નથી. મનુષ્ય ખરા માલને ચાહે છે અને ખોટા માલને ધિક્કારે છે.

જે માલ તેની શ્રેષ્ઠતાને માટે સુપ્રસિદ્ધ હોય તે માલ બનાવનાર અને વેચનાર, તથા જે માલ સસ્તો અને બિનટકાઉ હોય તે વેચવામાં આખું જીવન ખર્ચી નાખનાર તથા વસ્તુઓને ખોટો આડંબર આપવાનો, હલકી ધાતુને સોનાનો પાતળો ઢોળ ચઢાવવાનો અને નકલી હીરા બનાવવાનો નિરંતર પ્રયત્ન કરનાર, એ બંનેના ચારિત્ર્ય વચ્ચે કેટલો બધો ભેદ હોય છે !

ખોટો, સસ્તો અને ખરાબ માલ–પછી તે અલંકારો, વસ્ત્રો, રાચરચીલાં કે શૅરો અથવા બૉન્ડો હોય–ખરીદવા અને વેચવામાં બધું જીવન ખર્ચી નાખવું એ કોઇ પણ પ્રકારની ઉત્તમતાને ભ્રષ્ટ કરનારૂં છે.

અપ્રમાણિક અને ખરાબ કામમાં કાંઇ પણ ભાગ લેવો એ આપણને ભ્રષ્ટ કરનારૂં કાર્ય છે. જગતમાં સારૂં, સાચું અને સુંદર કામ કરવાનું ક્ષેત્ર બહુ વિશાળ છે. એથી ઉલટા પ્રકારના કામમાં તમે જોડાશો નહિ. જે ખાતું કે કારખાનું કાંઇક ઉચ્ચ કાર્યના પ્રમાણરૂપ હોય અને જે

સારો માલ બનાવતું તથા વેચતું હોય તેની સાથેજ તમે જોડાજો.

સેનેટર જ્યૉર્જ એફ. હોરે વિદ્યાર્થીઓ સમક્ષ આપેલા એક ભાષણમાં કહ્યું હતું કે "એક કાર્ય તમને યોગ્ય લાગે નહિ ત્યાંસુધી તમે તેના પ્રમાણપત્રમાં સહી કરશો નહિ. તમે પ્રથમ તો તમારા પોતાના પણ અયોગ્ય કામને તિલાંજલિ આપજો. જે કાર્ય તમને ખોટું જણાતું હોય તે કાર્ય કરવામાં તમે કોઇ પણ શેઠની આજ્ઞાથી જોડાશો નહિ.

લોવેલ નગર મેરિમૅક નદી ઉપર બંધાયું હતું. જલશક્તિ ભેગી કરવાને પુસ્તાઓ બાંધવામાં આવ્યા હતા અને ખાડીઓ ખોદવામાં આવી હતી. તે સમયે અમેરિકામાં આવા કાર્યને માટે કોઇ લાયક એન્જીનિયર નહોતો. એવામાં ફ્રાન્સિસ નામનો એક તરુણ અંગ્રેજ આવ્યો અને તેને તે કામમાં રોકવામાં આવ્યો. પ્રથમ તેણે જે કામ થઇ ચૂકયું હતું તેની તપાસ કરી. તેના જાણવામાં આવ્યું કે, સાઠ વર્ષ અગાઉ તે ખીણમાં એક મોટી રેલ આવી હતી. આથી તે કંપનીના ડાયરેક્ટરો પાસે ગયો અને તેમને કહ્યું કે "સદ્‌ગૃહસ્થો! તમારે લોવેલ નગર, પુસ્તાઓ તથા ખાડીઓની રચના ફરીથી કરવી જોઇએ."

તેને ઉત્તર મળ્યો કે "અમે તેમ કરી શકતા નથી, અમે મોટી રકમો ખર્ચી છે એટલે અમારે જોખમ પણ ખેડવુંજ જોઇએ."

ફ્રાન્સીસે કહ્યું "એમજ હોય તો સદ્‌ગૃહસ્થો! આ લ્યો મારૂં રાજીનામું."

ડાયરેક્ટરોએ તે બાબત વિષે વિચાર કર્યો અને ફ્રાન્સીસની સૂચના અનુસાર બધું બાંધકામ ફરીથી કર્યું. એ પછી એકજ વર્ષમાં ભારે રેલ આવી પરંતુ નગર તથા અન્ય બાંધકામો તેની સામે ટકી રહ્યાં. જો તે આગલી સ્થિતિમાં રહ્યાં હોત તો તે પૃથ્વીપટ પરથી ઉખડી ગયાં હોત. આ એક કેવો ઉત્તમ પાઠ છે! દરેક સમજુએ તે જરૂર શીખવો જોઇએ.

મનુષ્યના ઉત્તમોત્તમ પ્રયત્નની હમેશાં આશા રાખવાથી અને તેનીજ માગણી કરવાથી તેના જીવન પર અપાર અસર થાય છે. લગાર ખોટું કરવું અને બરાબર યથાર્થ કરવું; એ ઉભયની વચ્ચે-મધ્યમતા અને શ્રેષ્ઠતાની વચ્ચે-

સારા કામ અને ઉત્તમોત્તમ કામ વચ્ચે—મહાન ભેદ છે. આપણે ગમે તે કામ કરતા હોઇએ—આપણે જમીન ખોદતા હોઇએ, જોડા શીવતા હોઇએ કે એક રાષ્ટ્રને માટે કાયદા બનાવતા હોઇએ; પરંતુ તેમાં કિંવા વિચારમાં જો આપણે હમેશાં ઉત્તમ ધોરણ સાચવી રાખવાનો નિશ્ચય કરીએ તો તેમાં કાંઇક એવું બળ રહેલું છે કે જે આપણી વૃત્તિને ઉચ્ચ બનાવે છે. અને ઉચ્ચ વૃત્તિ એ એક એવો પ્રોત્સાહક ગુણ છે કે જે હલકા આદર્શોવાળા અંધકારમાં અથડાતા મનુષ્યના ચારિત્ર્યમાં હોતો નથી. આપણે જે કામ કરતા હોઈએ તેમાં આપણી સર્વોત્તમ શક્તિનો પૂરેપુરો ઉપયોગ કરવામાં જે ઊર્ધ્વગામી પરિશ્રમ સમાયેલો છે, તેમાં કાંઇક એવું તત્ત્વ રહેલું છે કે જે આપણી ઉચ્ચતમ શક્તિઓને વ્યાયામ આપે છે; તેમનો વિકાસ કરે છે અને ઘણી વાર સુષુપ્ત દશામાં પડી રહેલા ઉત્તમોત્તમ ગુણોને જગાડી બહાર લાવે છે.

હમેશાં ઉત્તમોત્તમ કામ કરવાની આ ટેવ મનુષ્યના હૃદય અને ચારિત્ર્યના ઉંડા ભાગમાં ઉતરી જાય છે; મનુષ્યના દેખાવ અને બુદ્ધિસ્થૈર્ય ઉપર તેની છાપ પડે છે. જે મનુષ્ય પ્રત્યેક કામ સાંગોપાંગ સંપૂર્ણ કરે છે, તેની મનોવૃત્તિ શાંત હોય છે; તે સહેજમાં પોતાનું મનઃસ્થૈર્ય ગુમાવી દેતો નથી; તે કશાથી ડરતો નથી અને તે જગતની સામે અનિમેષ નેત્રે જોઇ શકે છે. કારણ કે તે જાણે છે કે, તેણે કોઇ પણ કામ ખરાબ રીતે કર્યું નથી; તેને ખોટાં કામો સાથે કાંઈ પણ સંબંધ નથી અને તેણે હમેશાં બનતાં સુધી સારામાં સારી રીતે કામ કર્યું છે. જે મનુષ્ય જાણે છે કે, તે પોતાના કાર્યમાં પ્રવીણ છે; તેણે પોતાના કાર્ય ઉપર કાબુ મેળવ્યો છે; કોઇ પણ સંકટની સામે થવાની તેનામાં શક્તિ છે અને તે પોતાના હાથમાં લીધેલું કામ શ્રેષ્ઠતાપૂર્વક કરવાની શક્તિ ધરાવે છે; તેના આત્માને એવો આનંદ થાય છે, કે જે અર્ધ હૃદયે અપૂર્ણ કામ કરનારને કદી પણ થતો નથી. પોતાના કાર્યને ન બગાડવાની અને હમેશાં હાથમાં લીધેલું કામ સંપૂર્ણ કરવાની અમૂલ્ય ટેવ જે માણસ શીખ્યો હોય તેને તે નિરંતર બળવર્ધક ઔષધિરૂપ નીવડે છે. પોતે પોતાનું કામ

સાંગોપાંગ સંપૂર્ણ કર્યું છે; એવી પ્રતીતિથી મનુષ્યને જે આનંદ થાય છે તે આનંદ બીજા કશાથી થતો નથી.

હાથમાં લીધેલું કામ બને તેટલી સારામાં સારી રીતે કરવાની શક્તિ પોતામાં ઉછળી રહી છે એવી પ્રતીતિ જ્યારે મનુષ્યને થાય; જ્યારે તેની સમસ્ત શક્તિઓ તેના પ્રયત્નોને વગર સંકોચે સંમતિ આપે; ત્યારે તેને સુખ પ્રાપ્ત થયું છે અને સફળતા મળી છે; એમ સમજવું. સામર્થ્યની આ પ્રોત્સાહક પ્રતીતિ તેની શક્તિઓને પોતાનો સંપૂર્ણ વિકાસ કરવાને ઉત્તેજિત કરે છે. તે માનસિક, નૈતિક અને શારીરિક બળોને ખુલ્લાં કરે છે અને વિશાળ મન તથા વિશાળ દૃષ્ટિમર્યાદાની પ્રતીતિ ઘણોજ સંતોષ આપે છે.

મારો (આ પુસ્તકના મૂળ લેખક મિ. માર્ડનનો) એક મિત્ર છે કે જેણે મારા કાર્યમાં અપાર સહાય કરી છે; તેણે પોતાની બાલ્યાવસ્થાથી પોતાના જીવનનો એક એવો નિયમ રાખ્યો છે કે, કોઇ પણ કાર્ય સંપૂર્ણ કર્યા વિના અને તેની ઉપર પોતાની ઉત્તમોત્તમ શકિતનો પૂરેપુરો ઉપયોગ કર્યા વિના તેને છોડવું નહિ. લોકો ઉતાવળ કરતા હોય અથવા તેની આસપાસના અન્ય માણસો બડબડાટ અને ગુસ્સો કરતા હોય તેની તે બિલકુલ દરકાર કરતો નથી. તે પોતાના કાર્યમાં અપૂર્ણતા રહેવા દેતો નથી. તે કામ છોડે તે પૂર્વે તેની ઉપર સંપૂર્ણતા અને શ્રેષ્ઠતાની છાપ પડવી જોઇએ. મેં તેની સાથે ઘણાં વર્ષો સુધી પત્રવ્યવહાર ચલાવ્યો છે; પરંતુ તેના તરફથી તેને એક પણ ઉતાવળથી કિંવા અવ્યવસ્થાપૂર્વક લખેલો અથવા સ્વસ્થતા અને શુદ્ધતા નહિ ધરાવનારો પત્ર મળ્યો નથી. આ માણસની કાર્ય કરવાની ઉત્તમ શક્તિને માટે લોકો તેની ઈર્ષ્યા કરે છે. હાથમાં લીધેલું કામ હમેશાં બનતાં સુધી સારામાં સારી રીતે કરવાનું આ પરિણામ છે. તે અનુમાનથી ચલાવી લેતો નથી; પણ આગ્રહપૂર્વક સંપૂર્ણ ચોક્કસતા વાપરે છે અને પ્રત્યેક કાર્ય સાંગોપાંગ પૂરૂં કરે છે.

આ ટેવની તેના ઉપર બહુ સારી અસર થઇ છે. તેનું ચારિત્ર્ય દૃઢ અને મજબૂત છે; તેનામાં ખોટાપણાનો અંશ નથી; તેનું પ્રત્યેક કાર્ય પ્રમાણિકતાથી ભરપૂર હોય છે; તે

પરમ પ્રમાણિક અને સાચો છે અને મારી માન્યતા પ્રમાણે તેનું શુદ્ધ ચારિત્ર્ય ઘણે અંશે પોતાના હાથમાં લીધેલા પ્રત્યેક કામની ઉપર શ્રેષ્ઠતાની છાપ પાડવાની તેની જીવન-પર્યંતની ટેવનેજ આભારી છે.

હમેશાં નિશ્ચયપૂર્વક સાંગોપાંગ સંપૂર્ણ કાર્ય કરવાની ટેવ શુભ ચારિત્ર્યનો વિકાસ કરે છે અને સફળતા તથા સુખ અપાવે છે; ત્યારે અધું અને અપૂર્ણ કામ કરવાની ટેવ સફળતા અને ચારિત્ર્યનો નાશ કરે છે. આપણું કાર્ય કોઇ માણસના જોવામાં આવે કે ન આવે તે બધું સરખુંજ છે. કારણ કે આપણામાં કોઇક એવી વસ્તુ રહેલી છે, કે જે એક કાર્ય સાંગોપાંગ સંપૂર્ણ કરવામાં આવે ત્યારે પોતાની સંમતિ આપે છે અને એક વાજબી કે સંપૂર્ણ કાર્યના સંબંધમાં "ઠીક કર્યું." અને એક અપૂર્ણ કે અવ્યવસ્થિત કાર્યના સંબંધમાં "અયોગ્ય કર્યું" એવો મત આપે છે. આ પ્રશાંત નાનો આંતરિક અવાજ નિરંતર એવો પોકાર ઉઠાવતો રહે છે કે "અયોગ્ય, અયોગ્ય! તમે જાણો છો કે, એ સર્વ અનુચિત છે; એ ઉચિત નથી. તમે જાણો છો કે, એ ઉચિત નથી." તે આપણને કહે છે કે "તમે નિષ્ફળ થયા છો" અને જગત આપણી પ્રશંસા કરે તથા વર્તમાનપત્રો આપણાં કાર્યોની પ્રશંસા સમગ્ર જગતમાં ફેલાવે તોપણ આપણી નિષ્ફળતા આપણાથી ગુપ્ત રહેતી નથી. મનુષ્યે શીખવું જોઇએ કે, જગતની પ્રશંસા કરતાં મહાન અને અન્યની સંમતિ કરતાં કિંમતી એવી કોઇક દિવ્ય વસ્તુ તેના પોતાના હૃદયમાં રહેલી છે. જો એ આપણો હાર્દિક અવાજજ અસંતોષ દર્શાવતો હોય તો બીજાઓ ગમે તેટલું માન આપે તોપણ તે કેવળ ઉપહાસજ છે. જો શિથિલ પદ્ધતિઓ અને અવ્યવસ્થિત કાર્ય ચાલુ રાખવામાં આવે તો પોતાની જાતને ઠપકો આપવાની આંતરિક વૃત્તિ નષ્ટ થઇ જાય છે; અપૂર્ણ કાર્ય બહુ અયોગ્ય લાગતું નથી; બેદરકારી કરવાની વિશેષ લાલચ થાય છે અને અલ્પ સમયમાં આપણે એટલા બધા જડ બની જઇએ છીએ કે એકાદ દિવસ આપણે જોઇને આશ્ચર્યચકિત થઇએ છીએ કે, આપણને અપૂર્ણ કાર્ય કરવાની ટેવ પડી ગઈ છે! પ્રમા-

ણિકતાથી જરા જરા વેગળા રહેવાથી અંતે તેને તિલાંજલિ આપવાની દૃઢ ટેવ પડી જાય છે. પછી અંતઃકરણ ઠપકો આપતું નથી; પછી સ્વમાનનો ભંગ દેખાતો નથી; અને આપણે લેશ પણ અશાંતિ કે શોકની લાગણી વિના બહુ અત્યંત અવ્યવસ્થિત રીતે કામ કરી શકીએ છીએ. જો આ વૃત્તિનો અટકાવ કરવામાં ન આવે તો થોડા સમય પછી આપણું સમગ્ર ચારિત્ર્ય ભ્રષ્ટ થાય છે અને આપણા પ્રત્યેક કાર્યમાં કાંઇ ને કાંઇ અપૂર્ણતા રહે છે–કોઈ પણ કાર્ય સંપૂર્ણ યથાવત્ હોતું નથી–તેમાં કાંઇ ને કાંઇ ખામી રહી જાય છે. આવાં કાર્યો પ્રાયઃ અપ્રમાણિકતાના જેટલીજ અસર મનુષ્યની રીતભાત ઉપર કરે છે. વસ્તુતઃ એક માણસ પોતાના શેઠને માટે પોતાની ઉત્તમોત્તમ શક્તિનો પ્રયોગ કરવાની સ્પષ્ટ શરતથી એક કામ હાથમાં લે અને પછી તે કામ અપૂર્ણ તથા અવ્યવસ્થાપૂર્વક કરે એ તેની અપ્રમાણિકતાજ છે. કારાગૃહમાં પડતા ઘણા ખરા અપરાધીઓની અધોગતિનો પ્રારંભ અધુરૂં કામ કરવાની અને પોતાના કામમાં અપ્રમાણિકતા વાપરવાની ટેવથીજ થયો હોય છે.

જો તમે તમારી કારકીર્દિના પ્રારંભમાંજ એવો દૃઢ નિશ્ચય કરો કે, તમે કોઇ પણ કામ બને તેટલું સારામાં સારૂં કર્યા વિના છોડશો નહિ; તમે તમારા કામમાં તમારૂં બધુંજ સચ્ચારિત્ર્ય પૂરશો અને તેની ઉપર તમારી પોતાની ઉત્તમતાની છાપ પાડશો; તો તમને કોઇ બીજા સંરક્ષણની–કોઈ પેટન્ટ કે કૉપીરાઇટની જરૂર રહેશે નહિ. તમારી અને તમારા કામની માગણી થશે અને તેથી પણ વધારે સારૂં ફળ તો એ થશે કે, તમારૂં અંતઃકરણ નિર્મળ થશે; તમારૂં સ્વમાન દૃઢ થશે અને તમારા મનને શાંતિ તથા સુખ મળશે.

જો તમે શ્રેષ્ઠતા અને ઉત્તમતા પ્રાપ્ત કરશો તો તમને ટ્રસ્ટો અને કંપનીઓનો ડર રહેશે નહિ. જ્યાંસુધી મનુષ્ય સુધારો કરવાની આકાંક્ષા રાખે છે અને અધિક સારૂં તથા અધિક પ્રમાણિકતાયુક્ત કામ કરવાની આતુરતા ધરાવે છે; ત્યાંસુધી તેને તકો મળ્યાજ કરવાની. જ્યાંસુધી મનુષ્યની મહત્ત્વાકાંક્ષા ચાલુ રહેશે ત્યાંસુધી ઉત્તમતા માટેની સ્પર્ધાને કદી પણ દાબી દઇ શકાશે નહિ.

# प्रकरण १४ मुं—बहु देखरेखनां बूरां परिणाम

જેના ઉપર નિરંતર તપાસ રાખવામાં આવે અને જેના પ્રત્યેક કાર્યની સખ્ત પરીક્ષા લેવામાં આવે એવા છોકરાને તમે કાંઇ પણ મહત્ત્વનું કામ કરતો જોયો છે? જે છોકરાને હમેશાં શંકાશીલ અને કરડાં માબાપોએ અથવા શિક્ષકે સૂક્ષ્મદર્શક યંત્રની નીચે રાખ્યો હોય તે કદી પણ મોટા મનનો અને વિશાળ હૃદયનો થયો હોય એવું તમારા જાણવામાં આવ્યું છે? જેમ બીજી સર્વ બાબતોમાં, તેમ આ બાબતમાં પણ અપવાદો હશે; પરંતુ સાધારણ રીતે તમને પ્રતીત થશે કે, જે બાળકો પર વિશ્વાસ રાખવામાં આવતો નથી, તેઓ ક્ષુદ્ર, સંકુચિત અને શંકાશીલ મનનાંજ સ્ત્રીપુરુષો થાય છે.

જેવાં બીજ વાવે તેવાંજ ફળો મળે છે. પ્રકૃતિનો એક એવો નિયમ છે કે, દરેક વસ્તુઓ પોતપોતાના જેવી વસ્તુઓને શોધે છે. બારિક તપાસ કરનારા, દોષાન્વેષણ કરનારા અને શંકાશીલ મનુષ્યો જે જે માણસોના સંસર્ગમાં આવે છે; તેમના ખરાબમાં ખરાબ ગુણોને જાગ્રત કરે છે અને ગતિમાં મૂકે છે. આ પ્રકારના શેઠોના નોકરો કેટલીક વાર એટલા માટે અપ્રમાણિક બને છે કે, તેમના સંબંધમાં શંકાશીલ વિચારો એટલી બધી વાર કરવામાં આવે છે કે, તેઓ તેમની પોતાની પ્રમાણિકતા વિષે શંકાશીલ બનવા લાગે છે; અને અંતે તેઓ એવો વિચાર કરે છે કે જ્યારે નામ બગડયું છે ત્યારે લાભ શા માટે જવા દેવો? જે છોકરાઓ જાણે છે કે, હમેશાં તેઓ ભૂલ કરે છે, કામ નહિ કરવાની ધારણા રાખે છે અને અપૂર્ણ કામ કરે છે, એવી તેમની ઉપર શંકા રાખવામાં આવે છે; તેઓ થોડા સમય પછી એવાજ નિર્ણય પર આવે છે કે, તેઓ વિશ્વાસપાત્ર નથી અને તેમનામાં કોઇ ખરાબ ગુણો હોવા જોઇએ. જો એમ ન હોય તો માબાપ અને શિક્ષકો તેમને તેવા ગણે નહિ. દૃઢ અને ઉત્તમ ચારિત્ર્યના વિકાસને માટે જો કોઇ વસ્તુ બહુ જરૂરની હોય તો તે સ્વતંત્રતાની પ્રતીતિ

છે. છોકરાને એવી પ્રતીતિ થવી જોઇએ કે તેનો વિશ્વાસ કરવામાં આવે છે, નિરંતર તેને શંકાની દૃષ્ટિથી જોવામાં આવતો નથી તથા માબાપ અને શિક્ષકો તેને માનવંત, બહાદૂર અને પ્રમાણિક ગણે છે. જો તેને આવી પ્રતીતિ ન થાય તો તેને જેવો મનુષ્ય બનાવવાનો ઈશ્વરનો ઉદ્દેશ હતો તેથી ભ્રષ્ટ અને ઉલટા પ્રકારનો મનુષ્ય તે બને છે.

જો તમે તમારા છોકરાની બારીક તપાસ રાખો અને તેનો અવિશ્વાસ કર્યા કરો, તો તમે તેની શક્તિનો વિશેષમાં વિશેષ અને ઉત્તમોત્તમ લાભ લઇ શકશો નહિ. તમે તેની તપાસ રાખો છો એ વિચાર તેને પોતાની જાતનું સ્મરણ કરાવે છે, તેની સ્વાભાવિકતા અને નૈસર્ગિકતાનો નાશ કરે છે અને તેના ઉત્સાહને મંદ કરી નાખે છે.

તમારા છોકરાને બોધ આપો; તેના પર પ્રેમ કરો; તેની આશાઓ અને યોજનાઓ પ્રત્યે સહાનુભૂતિ દર્શાવો અને તેને જણાવો કે, તે યોગ્ય કાર્યજ કરશે એવો તમને વિશ્વાસ છે અને તેની ઉપર તમે સંપૂર્ણ ભરોસો રાખો છો. જો તમે આમ કરશો તો તમે તેમના સમસ્ત ઉત્તમોત્તમ ગુણોને ગતિમાં મૂકશો. પરંતુ જ્યાંસુધી તમે તેને દાબી દેશો, તેની પ્રમાણિકતા અને માનવંતપણા પર શંકા લાવશો અને તમારા દૃષ્ટિબિંદુથી તમને તેનામાં જે ખામીઓ જણાય તેમાંની પ્રત્યેક નાની ખામીને માટે તેને ઠપકો આપશો; ત્યાંસુધી તમે તેને એક ઉત્તમ પુરુષ નીવડેલો જોશો નહિ.

જે પ્રજાને દાબી દેવામાં અને દાસ બનાવવામાં આવી હોય, તે પ્રજા દૃઢ ચારિત્ર્યની બની શકતી નથી; તેની પેઠે જે વ્યક્તિને દાબી દેવામાં અને ગુલામ બનાવવામાં આવી હોય તેનું મન ઉચ્ચ કે વિશાળ બની શકતું નથી-પછી તે પુરુષ હો, સ્ત્રી હો કે બાલક હો.

જ્યારે હાર્વર્ડ વિશ્વવિદ્યાલયના અધ્યક્ષ અને અધ્યાપકોએ પ્રત્યેક વિદ્યાર્થીને સ્વતંત્રતા આપવાનો નિશ્ચય કર્યો-વિદ્યાર્થીઓની તપાસ રાખવી નહિ, નિરંતર તેમની ઉપર બારિક નજર રાખવામાં આવે છે એમ તેમને લાગવા દેવું નહિ એવો નિશ્ચય કર્યો-ત્યારે તેમની ઉપર સખ્ત ટીકાનાં

બાણે છોડવામાં આવ્યાં. જ્યારે તેમણે જાહેર કર્યું કે, હવે પછી કવિતા બોલવાના અને પ્રભુપ્રાર્થના કરવાના વખતે ફરજીઆત હાજરી આપવાની નથી; ત્યારે હાર્વર્ડ વિશ્વવિદ્યાલયમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓનાં માબાપો ભયચકિત થયાં અને તેમણે જણાવ્યું કે, તેમના છોકરાઓ પાયમાલ થશે; પરંતુ એ સંસ્થાના અધ્યક્ષ ચાર્લ્સ ડબ્લ્યુ. ઇલિયટ તેથી ભિન્ન મત ધરાવતા હતા. નિરીક્ષણ અને પોતાના ધંધામાં મળેલા અનુભવ દ્વારા તેમની ખાત્રી થઇ હતી કે, જે છોકરાની તપાસ રાખવામાં આવે તે કદી પણ સચ્ચારિત્ર્યવાન કે શકિતમાન નીવડતો નથી. તેમણે ભયભીત થયેલાં માબાપોને ખાત્રી આપી કે, વિદ્યાર્થીઓના ઉત્તમોત્તમ લાભોને માટેજ તેમણે તથા હાર્વર્ડ વિશ્વવિદ્યાલયના ઇતર કાર્યવાહકોએ ફરજીઆત કાયદાઓ રદ કર્યા હતા. તેમણે તેમને જણાવ્યું કે, તેમના પુત્રોના મનુષ્યત્વને વ્યાયામ આપવો જોઇએ. તેઓ પોતાનો કારોબાર અને પોતાની વ્યવસ્થા પોતાની જાતે ચલાવી લેશે; એવો તેમની ઉપર ભરોસો રાખવો જોઇએ અને તેમના સ્વમાન પર વિશ્વાસ રાખવો જોઇએ. તે સિવાય તેઓ વિશ્વવિદ્યાલયની પદવી મેળવવા ઉપરાંત અન્ય સર્વ બાબતોમાં નિર્બળજ રહેશે–તેમનામાં આત્મશ્રદ્ધા અને સર્ગશકિત રહેશે નહિ અને તેઓ પોતાનો વ્યવહાર ચલાવવાને નાલાયક થઇ પડશે.

તે સમયે અમેરિકાની સમસ્ત પાઠશાળાઓમાં વિદ્યાર્થીઓ ઉપર નજર રાખવામાં આવતી હતી અને જાણે નાનાં બાલકો હોય તેમ તેમને સખ્ત કાયદાઓથી બાંધી લેવામાં આવતા હતા. ઇતર વિદ્યાલયોમાં પણ એવીજ સ્થિતિ હતી. વિદ્યાર્થીઓની પાછળ ગુપ્તચરો છોડી દેવામાં આવતા હતા અને તેમને પ્રાયઃ ચોરોની પેઠે સજા કરવામાં આવતી હતી. પ્રાર્થના વખતે તેમને હાજર રહેવાની ફરજ પાડવામાં આવતી હતી અને ભાષણ વખતે તેમની ગેરહાજરી પર ખાસ ધ્યાન આપવામાં આવતું હતું. તેમને એકાએક એકઠા કરવામાં આવતા હતા અને ઘણી વાર તેઓ અસત્ય બોલવાને તથા પોતાની ગેરહાજરીને માટે સર્વ પ્રકારનાં બહાનાં બતાવવાને લલચાતા હતા. સંક્ષેપમાં તેમના

પ્રત્યે બિનજવાબદાર માણસોની પેઠે વર્તવામાં આવતું હતું અને તેઓ યોગ્ય કાર્યો કરશે એવો તેમના પર વિશ્વાસ રાખવામાં આવતો નહોતો. તેનું પરિણામ એ આવ્યું કે, જ્યારે જ્યારે અધ્યાપકોની દૃષ્ટિ તેમનાથી દૂર થતી, ત્યારે ત્યારે તેઓ સર્વ અંકુશને તિલાંજલિ આપી દેતા અને ખરાબમાં ખરાબ અતિરેક કરતા. લાંબા કાળના દબાણથી તેમને જ્યારે જ્યારે પણ તક મળતી, ત્યારે ત્યારે તેઓ સ્વતંત્રતાને ભ્રષ્ટ કરીને સ્વચ્છંદતા બનાવી દેતા.

હાર્વર્ડે જે સુધારાનો પ્રારંભ કર્યો તે સમગ્ર દેશની આગેવાન શિક્ષણવિષયક સંસ્થાઓએ ગ્રહણ કર્યો. આજે અમેરિકાની ઉત્તમોત્તમ પાઠશાળાઓ વિદ્યાર્થીઓને સર્વ અંકુશોથી મુક્ત રાખે છે. તેમના પુરુષત્વ અને ઈજ્જત ઉપર વિશ્વાસ રાખવામાં આવે છે. તેઓ પોતાનો કારોબાર પોતાની જાતે ચલાવી લેશે એવો તેમના પર ભરોસો રાખવામાં આવે છે. તેમને સ્વતંત્ર વિચાર અને સ્વતંત્ર કાર્યો કરતાં શીખવવામાં આવે છે, કે જેથી તેઓ અધિક દૃઢ, અધિક સ્વતંત્ર અને અધિક નિયમશીલ મનુષ્ય બને છે. હાર્વર્ડ વિશ્વવિદ્યાલય આજે ઘણું મોટું બની ગયું છે તોપણ અધ્યક્ષ ઇલિયટે ઉક્ત સુધારો દાખલ કર્યો તે પૂર્વે ત્યાંના વિદ્યાર્થીઓમાં જેટલા પ્રમાણમાં ગિરફતારી અને બહિષ્કાર થતાં હતાં તેટલા પ્રમાણમાં તે આજે થતાં નથી.

દૃઢ સ્વતંત્રતા અને દૃઢ વ્યક્તિત્વનો વિકાસ કરવાને માટે કાર્યસ્વતંત્રતા હોવાની જરૂર છે. એક છોકરો જ્યારે પોતાની જવાબદારીથી કામ કરે ત્યારે તે ભૂલ કરે, એ વાત કાખઘોડીની મદદથી અથવા બીજા માણસની મદદથી કિંવા ધમકીથી તે બરાબર ચાલે તેના કરતાં હજારગણું સારૂં છે. તે એકલો ચાલતાં થોડોક માર્ગથી દૂર જાય એ અન્યની દોરવણીથી તે બરાબર સીધી લીટીમાં ચાલે તેના કરતાં અધિક સારૂં છે. ભૂલચૂકનાં ફળ સહન કરીને તે આત્મશ્રદ્ધા પ્રાપ્ત કરે, એ બીજા માણસની દોરવણીથી તે હમેશાં ચાલે એના કરતાં ઘણું વધારે સારૂં છે.

# પ્રકરણ ૧૫ મું—સમર્થ બુદ્ધિનો જમણો હાથ

"સ્વતંત્ર માણસો સ્વતંત્રતાપૂર્વક કાર્ય કરે છે."
"જે માણસ ઈશ્વરથી ડરે છે, તે નવરો બેસતાં ડરે છે."
**એલીઝાબેથ બૅરેટ બ્રાઉનિંગ**

"સમર્થ બુદ્ધિનો મનુષ્ય એકલોજ કામ કરે છે. તમે જે કાર્ય પ્રમાણિકતાપૂર્વક કરો છો તે સર્વશક્તિમાન જગન્નિયંતાની પેઠે અમર છે."
**કાર્લાઈલ**

"હમણાં મારા હાથમાં એટલું બધું કામ છે કે મને (બીજા અનેકોની પેઠે) ભયભીત થવાનો, જીવવાનો કે મરવાનો અવકાશ નથી."
**ઈમર્સન**

જ્યારે સમગ્ર ફ્રેંચ સેના મિસર પર આક્રમણ કરવાની તૈયારી કરી રહી હતી; ત્યારે એક ફ્રેંચ અમલદારે પોતાને સોંપેલું સર્વ કામ કર્યું નહિ અને તે માટે ક્ષમાયાચના કરતાં તેણે જણાવ્યું કે "મેં આખો દિવસ તો કામ કર્યું હતું !"

નેપોલિયને તે સાંભળી ઠપકો આપતાં કહ્યું હતું કે "પરંતુ તમારી પાસે રાત પણ શું નહોતી ?"

સમર્થ બુદ્ધિની વ્યાખ્યા જોસ્યુઆ રેનોલ્ડસ આ પ્રમાણે કરે છેઃ "એક બળવાન મગજનો માણસ પોતાના લક્ષ્યના સંબંધમાં એકાએક નિશ્ચય કરી ઉદ્યોગ કરે તે." રસ્કિન કહે છે કે "અમુક તરુણ મનુષ્ય સમર્થ બુદ્ધિમાન નીવડવાની આશા આપી રહ્યો છે, એમ જ્યારે મારા સાંભળવામાં આવે છે; ત્યારે તેના સંબંધમાં હું સૌથી પ્રથમ પ્રશ્ન એ પૂછું છું કે 'તે કામ કરે છે ?'" "ઉદ્યોગ" અને "કામ" એ બે શબ્દો ધ્યાનમાં લો. બહુ ખોટા અર્થનો ભોગ થઈ પડેલો "સમર્થ બુદ્ધિ" એ શબ્દ જેમના સંબંધમાં વાપરવામાં આવ્યો છે એવા સેંકડો માણસો કામનેજ સિદ્ધિની ચાવી ગણે છે.

કેટલાક લોકો ધારે છે કે, મહેનત કરવી પડે એ મનુષ્યની શક્તિનો મહાન શત્રુ છે; પરંતુ આ ધારણા મૂર્ખતાભરેલી છે; ખંત અને ઉદ્યોગના ગુણો મહાન નૈસર્ગિક શક્તિના શત્રુ છે, એવા ભ્રામક વિચારથીજ ઘણા માણસો જીવનની શરતમાં પરાજિત થયા છે. તરુણોનાં મન પર એવી છાપ પડેલી હોય છે કે, જે માણસો જન્મથીજ સમર્થ

બુદ્ધિવાળા હોય છે તેઓ ગમે તે પ્રકારે મહાન કાર્યો કરે છે અને જો તેમનામાં સમર્થ બુદ્ધિ હશે તો તેઓ પરિશ્રમ કર્યા વિનાજ મહાપુરુષ બની શકશે. સમર્થ બુદ્ધિમાન પુરુષના સંબંધમાં તેઓ એવો વિચાર ધરાવે છે કે, તેઓ કદી અભ્યાસ કરતા નથી અથવા તેઓ ક્યારે અભ્યાસ કરે છે તે કોઈ કહી શકતું નથી; તેઓ વારંવાર એકદમ અદ્ભુત કૃતિઓ બહાર પાડે છે; તેઓ એવા માણસ હોય છે, કે જે પોતાની આવશ્યકતાઓ પૂરી પાડવાને માટે જાદુગરની લાકડીની પેઠે લેખિની ગ્રહણ કરે છે અને જ્યારે આવશ્યકતાનું દબાણ દૂર થાય છે ત્યારે તેઓ પુનઃ મોજ–વિલાસ કરવાને પ્રવૃત્ત થાય છે. આવા વિચાર ધરાવનારા માણસો અનિયમિત ભામટા જેવા હોય છે અને તેઓ ખેતરોમાં ચિંતન કરે છે અથવા સગડી પાસે બેસીને વિચાર કરે છે. તેઓ પ્રબલ વૃત્તિઓને વશ થઈ નિરંકુશ અનિયમિતપણું અને મૂર્ખતા ભરેલા તરંગો કરવાને પ્રવૃત્ત થાય છે. તેઓ વ્યવસ્થા અને પદ્ધતિને ધિક્કારે છે. તેઓ અંકુશ સહન કરી શકતા નથી અને તેઓ વિગત તથા શ્રમને પસંદ કરતા નથી. તેઓ એવો પણ વિચાર ધરાવે છે કે "સફળતા તો માત્ર એકજ ફૂદકાથી પ્રાપ્ત કરી શકાય છે. એકાદ ચોપાનીઆમાં ઉત્તમ લેખ લખવાથી, ઝપાટાબંધ એકાદ ચિત્ર આળેખી કાઢવાથી, એકાદ વ્યાખ્યાન કરવાથી અથવા વ્યાપારી શક્તિ દર્શાવનારૂં એકાદ કાર્ય કરવાથી અલ્પ સમયમાં સમગ્ર શહેરમાં પ્રસિદ્ધિ થાય છે અને તેઓ સીધા ઉન્નતિને શિખરે પહોંચી શકે છે."

ઉપર લખ્યા જેવા વિચાર ધરાવનારાઓ થોભી રહે છે; અને એવી આશા રાખે છે કે એકાદ મોટા આપત્તિના પ્રસંગે તેઓ એકાદ મહાન કાર્ય કરશે અને સમગ્ર જગતનું ધ્યાન પોતા તરફ ખેંચશે. ઉદ્યોગશીલ રહેવામાં કેટલું બળ રહેલું છે તે તેઓ જાણતા નથી. હમેશના પરિશ્રમમાં તેમને શ્રદ્ધા થોડી હોય છે. ઉદ્યોગમાં કેવી જાદુઇ શક્તિ રહેલી છે, અને નિરંતર પરિશ્રમ કરવામાં કેવો ચમત્કાર રહેલો છે તે વાત તેઓ જાણતા નથી.

શું શેક્સપિયર જન્મથીજ આદર્શ સમર્થ બુદ્ધિવાળો

હતો એમ ધારવાની તમને ટેવ પડી છે? જો તેમ હોય તો બેન જોન્સને તેના સંબંધમાં જે પંક્તિઓ લખી છે તેનો અભ્યાસ કરો:–

"કારણ કે કવિની વસ્તુ નૈસર્ગિક હોય તોપણ તેની કલા તેને સ્વરૂપ આપે છે. જે એક ચૈતન્યમય પંક્તિ (કે જેવી તારી પંક્તિઓ છે તે) લખવાને પ્રવૃત્ત થાય તેણે પરસેવો ઉતારવો જોઇએ અને સંગીતના એરણ પર વારંવાર પ્રહાર કરવો જોઈએ. તે જે વસ્તુ ઘડવા માગતો હોય તેને તેણે ફેરવતા રહેવું જોઇએ; (અને તેની સાથે પોતાની જાતને પણ ફેરવવી જોઇએ.) નહિ તો પ્રશંસાને બદલે તેની નિંદાજ થવાની. કારણ કે એક સારો કવિ જેમ જન્મથીજ સારો કવિ હોય છે, તેમ તે બનાવવાથી પણ સારો કવિ બની શકે છે."

જ્યૉર્જ ઇલિયટે જ્યારે અનેક વર્ષો સુધી વૈતરૂં કર્યું અને એક હજાર ગ્રંથો વાંચ્યા; ત્યારે તેને "ડેનિયલ ડેરોન્ડા" ને માટે પચાસ હજાર ડૉલર મળી શકયા. શીલર "પોતાના કાર્યનો ક્યારે પાર આવશે તે જોઈ શકતો નહોતો." ડાંટે પોતાનો "ડિવાઇન કૉમેડી" ગ્રંથ લખતાં સૂકાઇને પાતળો થઇ ગયો હતો.

ઍન્થોની ટ્રોલોપ કે જે "કદી પણ દ્રવ્ય સિવાય બીજી વસ્તુને માટે લખતો નહોતો અને જે પોતે એવો દાવો કરતો નહોતો કે, તેનામાં સમર્થ બુદ્ધિ હતી; તે જો કે એક સફલ નવલકથાકાર હતો તોપણ તેણે પ્રતિદિન પંદરસો શબ્દો લખવાનો સખ્ત નિયમ રાખ્યો હતો–પછી વરસાદ હો કે તડકો હો, લખવાની વૃત્તિ થઇ હો કે ન થઇ હો તેની તે દરકાર રાખતો નહોતો." બીજા એક વિદ્વાને તેને જે બોધ આપ્યો હતો અને જે બોધ તેણે રૉબર્ટ બુકેનનને આપ્યો હતો તેને તે શબ્દશઃ નહિ તો નિદાન સારાંશમાં પણ જરૂર અનુસર્યો હતો. તે બોધ આ પ્રમાણે છે:– "જ્યારે તમે લખવા બેસો ત્યારે તમારી ખુરશી પર ગુંદર ચોંટાડજો. તમારૂં કામ પૂરૂં કરવાનો માત્ર આજ એક માર્ગ છે."

જ્યૉર્જ પાર્સન્સ લૅથોપ કહે છે કે "જે જે સારા ગ્રંથકર્તાઓને હું ઓળખું છું, તેમાંના ઘણાને પ્રતિદિન

નિદાન બાર કે સોળ કલાક સખ્ત કામ કરવાની ફરજ પડે છે. જ્યારે તેમને વિશ્રાંતિ કે નિદ્રા લેવાની અથવા ખાવા-પીવાની અને મોજવિલાસ કરવાની ઇચ્છા હોય ત્યારે પણ તેમને કામ કરવાની ફરજ પડે છે. સ્વયં મારે પણ નિદ્રા, ભોજન, રમતગમતને તિલાંજલિ આપી નિરંતર કામ કરવાની જરૂરને ઘણી વાર નમવું પડયું છે. અને જો મારા જાણવામાં આવ્યું ન હોત કે, અન્ય ગ્રંથકર્તાઓ કે જે જગતની દૃષ્ટિએ વિશેષ ચઢેલા છે તેમને પણ એજ પ્રકારે કામ કરવું પડે છે; તો તો ઘણા કાળથી હું એવાજ અનુમાન પર આવ્યો હોત કે, હું સારો લેખક નથી તેથીજ મારે એમ કરવું પડે છે. હું મારા કામને ચાહું છું; મારી કલાની સેવા કોઈ પણ માણસ જેટલી આતુરતાથી કરી શકે તેટલી આતુરતાથી હું કરૂં છું અને તેને હું પૂજ્ય ગણું છું; પરંતુ જ્યારે મારાં આંગળાંએ આઠથી દશ કલાક-પર્યંત સતત લેખિની પકડી હોય અને તે સમય દરમિયાન મારી સમગ્ર મગજની અને જ્ઞાનતંતુની શકિત વપરાઇ ગઈ હોય ત્યારે હું કબૂલ કરૂં છું કે, લેખકના કાર્યમાં પરિશ્રમ નથી, એમ કહેવું એ તો સત્યનું અપમાન કરવા સમાન છે.

પરંતુ એવી સખ્ત મહેનતમાં પણ હમેશાં વિશ્રાંતિ-દાયક અને પ્રોત્સાહક મોહિની રહેલી હોય છે. મને મહેનત-ભરેલા ભાડુતી કામમાં પણ સુખ મળ્યું છે તેનું કારણ એ છે કે, મહેનતાણું લઇને પણ સાંગોપાંગ સંપૂર્ણ અને આપણી સર્વોત્તમ શક્તિનો ઉપયોગ કરીને સેવા કરવી; એ હમેશાં સંતોષજનકજ હોય છે.

જુબર્ટ કહે છે કે "સમર્થ બુદ્ધિ મહાન કાર્યનો પ્રારંભ કરે છે પણ માત્ર પરિશ્રમજ તેને પાર પાડે છે."

એક ઉત્સાહી તરુણ કલાવિદ્ એક સુંદર ચિત્ર તરફ આંગળી કરીને બોલ્યો કે "અહો, હું પણ એકાદ સ્વપ્નને આવી રીતે ચિત્રપટ ઉપર મૂકી શકું તો કેવું સારૂં!" તે સાંભળી તે ચિત્રનો આલેખનાર બોલ્યો કે "શું તમે આને સ્વપ્ન કહો છો? યાદ રાખજો કે, જ્યારે દશહજાર વાર પીછી ફેરવશો ત્યારેજ તમે આવું સ્વપ્ન જોશો."

ગેટે કહે છે કે "ઘણા તરુણ ચિત્રકારોએ ઉત્તમ ચિત્ર-

કાર શી રીતે થઈ શકાય છે તે જો વેળાસર જાણ્યું હોત તો તેમણે કદી પણ ચિત્રકામનો પ્રારંભજ કર્યો ન હોત.”

બીજો એક કલાવિદ્ આલ્મા ટાડેમા કહે છે કે “ શ્રમ કર્યા વિના કોઈ પણ કાર્ય સારી રીતે થઈ શકતું નથી. સફ-ળતા પ્રાપ્ત કરવી એ જો તમારો ઉદ્દેશ હોય તો તમારે સખ્ત પરિશ્રમ કરવો જોઈએ.”

ન્યૂટને પોતાની કાર્યસિદ્ધિના સંબંધમાં શું કહ્યું છે:– “જો મેં જનપદની કાંઈ પણ સેવા કરી હોય તો તે કેવળ ઉદ્યોગ અને ધૈર્યયુક્ત ચિંતનનું પરિણામ છે.”

તમે ગમે તે દિશા તરફ જોશો તો તમને જણાઈ રહેશે કે, જે જે માણસોએ નામના અને મહત્તા મેળવી છે; તેમણે તે અનેક વર્ષોપર્યંત સ્વાર્થત્યાગ, સખ્ત મહે-નત, હૃદયવેદના તથા મનોવેદના અને નિરાશાજનક સંકટો તથા ભારે ભયો સહન કરીને મેળવી છે. આ વાત નિશ્ચિત છે કે, મહાનમાં મહાન કવિઓ, વકતાઓ, રાજદ્વારી પુરુષો, ઇતિહાસકારો તથા પરમ તેજસ્વી અને મહાસમર્થ બુદ્ધિ-માન પુરુષો એ બધાએ સાધારણ મજૂરો કરતાં વધારે સખ્ત નહિ તો તેમના જેટલું તો સખ્ત કામ જરૂર કર્યું છે; અને તેઓ બીજાઓથી શ્રેષ્ઠ હોવાનું સૌથી વિશેષ ખુલ્લું કારણ એ છે કે, તેમણે બીજા માણસો કરતાં વિશેષ પરિશ્રમ કર્યો છે. “ શ્રમ કરવાની અપાર શક્તિ ” એવી કાર્લાઈલે સમર્થ બુદ્ધિની વ્યાખ્યા કરી છે. અલબત્ત, હું એમ નથી કહેતો કે, પ્રકૃતિએ જો તમને અસાધારણ શક્તિઓ આપી ન હોય તો કેવળ શ્રમ કરવાથીજ તમે સમર્થ બુદ્ધિમાન બની જશો; પરંતુ હું ભારપૂર્વક જણાવવા માગું છું કે, મહાનમાં મહાન નૈસર્ગિક બળ અને શક્તિ ધરાવનાર પુરુષને ઉત્તમોત્તમ ફળો મળતાં નથી; પરંતુ જે માણસ મહાનમાં મહાન ઉદ્યોગ અને સંભાળપૂર્વક કેળવેલી કુશળતા, શ્રમ, ખંત અને અનુભવ દ્વારા પ્રાપ્ત થયેલી કુશળતા સહિત પોતાની શક્તિઓનો ઉપયોગ કરે છે તેનેજ ઉત્તમોત્તમ ફળો પ્રાપ્ત થાય છે. દૃઢ તુલનાશક્તિ અને પરમ ઉદ્યોગ એ પરમ તેજસ્વી બુદ્ધિ કરતાં તમને વિશેષ લાભ કરશે. જીવનના સાધારણ વ્યવહારમાં “સમર્થ

બુદ્ધિ" જે કાંઈ કરી શકે તે ઉદ્યોગ પણ કરી શકે; અને વળી ઘણાં કામો એવાં હોય છે, કે જે કેવળ "સમર્થ બુદ્ધિ" કરી શકતી નથી. પ્રત્યેક તરુણને માટે કોઈ એક એવી ચીજ રહેલી હોય છે, કે જેને ઉદ્યોગ પ્રાપ્ત કરી શકે છે અને જેને કેવળ "સમર્થ બુદ્ધિ" કદી પણ પ્રાપ્ત કરી શકતી નથી. કલૅરન્ડન કહે છે કે "કોઈ પણ કલા કે શાસ્ત્ર એટલું બધું કઠિન નથી કે જેને ઉદ્યોગ હસ્તગત કરી ન શકે."

એક સજ્જન કહે છે કે "ખંતપૂર્વક કરેલું સાધારણ કામ પણ સમર્થ બુદ્ધિના અપૂર્ણ કામ કરતાં અધિક માનવંત અને ઉપયોગી છે." જોસફ કુક કહે છે કે "હમેશાં ઉત્તમોત્તમ બુદ્ધિ સૌથી વિશેષ સફળ થતી નથી. ઘણી વાર ચતુરતાપૂર્વક વાપરેલી સાધારણ બુદ્ધિ પણ સમર્થ બુદ્ધિને હઠાવી દે છે."

વળી કાર્યના મહત્ત્વ વિષેની પાકી સમજણ અને શુભાશુભની વિવેકબુદ્ધિરૂપ દૃઢ પાયા વિનાની માત્ર એકલી સમર્થ બુદ્ધિ તો તેના ધરાવનારાને જગતને બહુ થોડીજ ઉપયોગી હોય છે. સમર્થ બુદ્ધિ જેવી કોઈ વસ્તુ તો છેજ; પરંતુ સેંકડે નેવું ટકા જન્મના એદી માણસો જ્યારે ઉંઘતા હોય કે કાં તો એકાદ સારી સંધિ (વગર પ્રયત્ને) મળી જવાની આશા રાખતા હોય છે; ત્યારે બીજી તરફ જે ધૈર્ય-પૂર્વક ઉદ્યોગ કરવાની મહાન કાળજી દર્શાવવામાં આવે છે, તેનુંજ નામ સમર્થ બુદ્ધિ છે.

ઘણા વિદ્યાર્થીઓ શાળામાં "ચપળ" ગણાય છે; પણ પાછળથી તેમના ઉદ્યોગી સહાધ્યાયીઓ ધીમી પરંતુ નિશ્ચિત રીતે ઉન્નત થતા જાય છે; ત્યારે તેઓ અપ્રસિદ્ધિના અંધ-કારમાં સડયા કરે છે. તેઓ જીવનની શરતમાં પાછળ પડી જાય છે તેનું કારણ કે તેઓ શ્રમ કરવાની જરૂર જોઈ શકતા નથી; તેઓ ખંતપૂર્વક ઉદ્યોગ કરતા નથી; તેઓ જરા જરામાં ઉશ્કેરાઈ જાય છે; તેઓ જરા જરામાં કંટાળી જાય છે; તેઓ આગળ પડતી જગ્યા, થોડું કામ અને મોટો બદલો મેળવવા ઇચ્છે છે; તેઓ ઉદ્યોગને ધિક્કારે છે તથા કાળજીને અને નાની વિગતોને પસંદ કરતા નથી.

જોસ્યુઆ રેનોલ્ડસ કહે છે કે "એક બોધ એવો

છે, કે જેમાં ખોટી ડંફાસ મારનારાઓ તથા અજ્ઞાની અને આળસુ માણુસો મારો વિરોધ કરશે; પરંતુ મને લાગે છે કે, આ વાતનો ઉલ્લેખ જેમ વધુ વાર કરવામાં આવે તેમ વિશેષ સારૂં. તમારી પોતાની સમર્થ બુદ્ધિ પર તમારે આધાર રાખવો ન જોઇએ. જો તમારામાં મહાન બુદ્ધિ હશેજ તો તો ઉદ્યોગથી તેમાં સુધારો થશે; અને જો તમારામાં માત્ર સાધારણુ શક્તિ હશે તો ઉદ્યોગ તેની ન્યૂનતા પૂરી કરશે. જો સારી રીતે ઉદ્યોગ કરવામાં આવે તો કોઇ પણુ વસ્તુ પ્રાપ્ત થવી અશકય નથી; અને તેના વિના કોઇ પણુ વસ્તુ પ્રાપ્ત થવી શકય પણુ નથી."

તમારી ઇચ્છા હોય તો તમારા વીર પુરુષોની પૂજા કરો; પ્રભુના પ્રસાદને પ્રાપ્ત થયેલા પુરુષો જ્યારે ગિરિ-શૃંગો પર ચાલે ત્યારે તેમના પ્રત્યે આદરની દૃષ્ટિથી જુઓ. પરંતુ સ્મરણુમાં રાખજો કે, માત્ર તીવ્ર અને આસક્તિપૂર્ણું હૃદય તથા વિવિધતાયુક્ત અને બળવાન કલ્પનાશક્તિ-જ તમારા શેકસપિયરને કે કાલિદાસને બનાવતી નથી; પણુ કવિનો સતત ઉદ્યોગજ તેને બનાવે છે. તેની સમર્થ બુદ્ધિ તેના "કાર્ય"માં પ્રદર્શિત થાય છે.



# प्रकरण १६ मुं–मे नतना वदलो

પ્રાચીન કાળમાં એક શ્રીકે પોતાની મધમાખીઓનો હિમેટસ નામના સ્થાને ઉડીને જવાનો શ્રમ બચાવવાનો વિચાર કર્યો. તેણે તેમની પાંખો કાપી નાખી અને તેમને પુષ્પો એકત્ર કરી આપ્યાં; પરંતુ તેથી તેઓ મધ બનાવી શકી નહિ. કેમકે એ પાંખો વડે ઉડીને દૂર દૂરના પ્રદેશો-માંથી મધ કાઢી લાવવું એજ તેમની પ્રકૃતિ હતી.

રસ્કિન કહે છે કે "આપણને આ જગતમાં કોઇ એવું કામ કરવાને મોકલવામાં આવ્યા નથી, કે જેમાં આપણે આપણાં અંતઃકરણો પરોવવાને અશકત હોઈએ."

જીવન શું છે? ફિલિપ્સ બ્રુકસ આ પ્રશ્નનો પ્રત્યુત્તર આ પ્રમાણે આપે છેઃ–"જે માણસ કામ કરી જાણે છે તે પોકાર કરે છે કે 'આ–આજ માત્ર જીવન છે.'

જેણે શ્રમનો પ્યાલો પૂરેપુરો પીધો છે; તેણે કામ કરવુંજ જોઇએ એટલાજ માટે કાંઇ આનંદથી તે પોકારી ઉઠતો નથી કે "આજ કેવળ જીવન છે." "મનુષ્ય જે ક્ષણે કામ કરવાને પ્રવૃત્ત થાય છે તે ક્ષણે ક્ષુદ્રમાં ક્ષુદ્ર પ્રકારના કામમાં પણ તેનો આત્મા કેટલો સ્વસ્થ થાય છે તેનો વિચાર કરો. શંકા, ઇચ્છા, શોક, પશ્ચાત્તાપ, ક્રોધ અને નિરાશા પ્રત્યેક મનુષ્યના આત્માને ઘેરી લે છે; પરંતુ જ્યારે તે કામ હાથમાં લઇને બેસે છે ત્યારે એ બધું શાંત થઈ જાય છે અને તેઓ બડબડાટ કરતાં પોતાની ગુફાઓમાં ઉંડાં ઉતરી જાય છે. આ પ્રમાણે મનુષ્ય ખરો મનુષ્ય બને છે ત્યારે તેના શ્રમમાં જે આનંદદાયક તેજ હોય છે, તે શું તેને પવિત્ર કરનારા અગ્નિરૂપ નથી?"

જૉન સ્ટુઅર્ટ મીલ કહે છે કે "જીવનનો એક સાદો નિયમ છે તે હમેશાં લાગુ પડે છે અને તેમાં બિલકુલ ફેરફાર થતો નથી. તે મહાનમાં મહાન નીતિકારો અને નાનામાં નાના નીતિકારોને સમાન રીતે લાગુ પડે છે. તે નિયમ આ છેઃ–'તમારી શકિતઓ અને બાહ્યસંયોગોનો વિચાર કરીને તમે જે ઉત્તમ કાર્ય કરવાની શક્તિ ધરાવતા હો તે તમને પ્રાપ્ત થાય ત્યાંસુધી તેને મેળવવાનો અવિશ્રાંત પ્રયત્ન કરો અને મેળવ્યા પછી તે કામ કરવા મંડી પડો.'"

જે માણસ કામ કરતો નથી તેને માટે જીવનનું મૂળ નષ્ટ થયું છે. જગતમાં સ્વસ્થ થવાને માટે, સમગ્ર સૃષ્ટિ અને સ્રષ્ટાની સાથે તદાત્મ થવાને માટે મનુષ્યે પોતાના હાથમાં જે કામ આવે તે પૂરા બળપૂર્વક કરવું જોઇએ. કારણ કે કામ એજ માનવજીવનનો ઉદ્દેશ છે.

મનુષ્યના ભાગ્યમાં જો કામજ લખ્યું હોય તો તેનાં પ્રતિકૂળ અંગોમાં મહાન પારિતોષિકો પણ રહેલાં જણાશે.

"આપણે જે શરતને માટે દોડી રહ્યા છીએ તેમાંજ આપણો બદલો રહેલો છે. તેના ઇનામમાં આપણો બદલો રહેલો નથી."

પ્રાચીન કાળમાં મરદાનગીની રમતોમાં વિજેતાને જે પુષ્પમાળા મળતી હતી તે તેને તેની ખાતર કિંમતી ગણવામાં આવતી નહોતી; પરંતુ સ્પર્ધાના ચિહ્નતરીકે કિંમતી ગણવામાં આવતી હતી. તેજ પ્રકારે આપણા કાર્યનું પારિતોષિક ગમે તેટલું ઇષ્ટ હોય તોપણ તેનો મહિમા તેને મેળવવા માટે કરેલા વિગ્રહના મહિમા આગળ ઝાંખો પડે છે. ધૈર્યપૂર્વક શરત માટે દોડવાનો હક્ક વિજયમાળા પરિધાન કરવાના હક્ક જેટલોજ મહાન છે. ઇમર્સન કહે છે કે "માત્ર તમે કામ પરજ લક્ષ્ય રાખો. તમે કામ કરશો એટલે તમને પારિતોષિક મળ્યા વિના રહેશેજ નહિ."

લૉંગફેલો કહે છે કે "નિત્યની સંભાળો અને નિત્યનાં કર્તવ્યો, કે જેને લોકો વૈતરૂં કહે છે તે સમયની ઘડિયાળનાં વજનો અને સમાનતાજનક બોજાઓ છે. એ વજનોથી તેના પેન્ડયુલમને યથાવત્ આંદોલન મળે છે અને તેના કાંટાઓને નિયમિત ગતિ મળે છે; અને જ્યારે તેઓ તેનાં ચક્રો પર લટકતા બંધ થાય છે ત્યારે પેન્ડયુલમ હાલતું નથી; કાંટાઓ ફરતા નથી અને ઘડિયાળ અટકી જાય છે."

લૉર્ડ બ્રોહામના સંબંધમાં કહેવાય છે કે, દિવસે બરાબર કામ ન થયું હોય તો સાયંકાળે તેને ચેન પડતું નહિ. તેઓ એવો મત ધરાવતા હતા કે, સારી રીતે કર્તવ્ય બજાવવાથી માત્ર માનસિક આરોગ્યનુંજ નહિ પરંતુ શારીરિક આરોગ્યનું સુદ્ધાં સૌથી સારી રીતે સંરક્ષણ થાય છે.

બીજી કોઇ પણ વસ્તુ કરતાં મનુષ્યનું પોતાનુંજ કામ

તેને વિશેષ સુધારે છે. તે તેના સ્નાયુઓને સુદૃઢ કરે છે; તેના શરીરને બળવાન બનાવે છે; તેની રુધિરાભિસરણ ક્રિયાને વિશેષ ગતિ આપે છે; તેની માનસિક શક્તિને તીવ્ર કરે છે; તેની તુલનાશક્તિને શુદ્ધ કરે છે; તેની સર્ગ-શક્તિને જાગ્રત કરે છે; તેની શક્તિઓને ઉદ્યોગમાં લગાડે છે; તેને જીવનની શરતમાં પ્રયાણ કરાવે છે; તેની મહત્ત્વાકાંક્ષાને જાગ્રત કરે છે અને તે મનુષ્ય હોઇ તેણે મનુષ્યનાં કર્તવ્યો બજાવવાં જોઇએ; મનુષ્યનું કામ કરવું જોઇએ અને જીવનમાં મનુષ્યનો ભાગ ભજવવો જોઇએ; એવું ભાન તેને કરાવે છે.

તમે તમારા પુત્રને માટે કરોડો રૂપિયા મૂકી જશો; પરંતુ તમે તેને કોઇ ખરી વસ્તુ આપી છે ? તમને દ્રવ્ય પ્રાપ્ત કરતાં જે કેળવણી, જે અનુભવ અને જે શક્તિ મળી છે તે તમે તેને આપી શકશો નહિ; કાર્ય કરવામાં તમને જે આનંદ મળ્યો છે; વિકાસ પામવામાં તમને જે સંતોષ મળ્યો છે; તમે જે અભિમાનપૂર્વક દ્રવ્ય પ્રાપ્ત કર્યું છે અને ચોક્કસતા, વ્યવસ્થા, ચપલતા, ધૈર્ય, પ્રમાણિકતા તથા નમ્રતાથી તમારા ચારિત્ર્યનો જે વિકાસ થયો છે તે તમે તેને આપી શકશો નહિ. તમારા દ્રવ્યમાં જે કૌશલ્ય, ડહાપણ, શાણપણ અને દૂરદર્શિતા ગુપ્ત રહેલાં છે; તે તમે તેને આપી શકશો નહિ. તમારૂં દ્રવ્ય તમારે માટે બહુ કિંમતી છે; પરંતુ તમારા વારસને માટે તે બિલકુલ કિંમતી નથી. તમારી લક્ષ્મીના ડુંગર પર ચઢતાં તમે તમારા સ્નાયુ, તમારી શક્તિ અને તમારા સામર્થ્યનો વિકાસ કર્યો છે અને તેથીજ તમે તમારી ઉચ્ચ સ્થિતિ જાળવી રાખવાને અને તમારા કરોડો રૂપિયા સાચવી રાખવાને શક્તિમાન થયા છો. માત્ર અનુભવથીજ જે શક્તિ મળે તે તમને પ્રાપ્ત થઇ છે અને માત્ર તેથીજ તમે તમારા ઉચ્ચ સ્થાન પર દૃઢ રીતે ઉભા રહેવાને શક્તિમાન થયા છો. તમારે માટે તો તમારા દ્રવ્યનો અર્થ અનુભવ, આનંદ, વિકાસ, કેળવણી અને ચારિત્ર્ય છે; પરંતુ તમારા પુત્રને માટે તો તે માત્ર એક પ્રલોભન અને એક ચિંતારૂપજ થઇ રહેશે. અને તેથી તેની શક્તિઓ સંકુચિત થઇ જવાનો વિશેષ સંભવ છે. તમારૂં જે દ્રવ્ય તમારે માટે પાંખોરૂપ છે; તેજ ધન તેને માટે તો ભારે

બોજારૂપ થઇ પડવાનું. એથી તમને તો મજેની કેળવણી મળી છે અને તમારી ઉત્તમોત્તમ શક્તિઓનો વિકાસ થયો છે; પરંતુ એથી તે તો કદાચ ઉદ્યોગશૂન્યતા, આળસ, પ્રમાદ, નિર્બળતા અને અજ્ઞાનનોજ ભોગ થઇ પડશે. આવશ્યકતા, કે જે અમૂલ્ય ચાબુક છે અને જેણે જગતના ઈતિહાસમાંનાં પ્રાયઃ સમસ્ત મોટાં કાર્યો કરવાને મનુષ્યને ઉત્તેજિત કર્યો છે તે તમે તેની પાસેથી લઇ લીધી છે.

તમે જ્યાં છોડો છો; ત્યાંથી તમારો પુત્ર પ્રારંભ કરે એવા ઉદ્દેશથી તમે તેને દ્રવ્ય આપી જવા માગો છો. તમે જે વૈતરૂં કર્યું છે; જે દુઃખો ભોગવ્યાં છે; જે સંકટો સહન કર્યાં છે; જે સંધિશૂન્યતા સહન કરી છે અને શિક્ષણ-દારિદ્ય ભોગવ્યું છે તેનાથી તમે તમારા પુત્રને બચાવવા માગો છો; પરંતુ તમે તેના હાથમાં લાકડી આપવાને બદલે કાખઘોડી આપી છે; આત્મવિકાસ, આત્મોન્નતિ, આત્મશિક્ષણ અને સ્વાશ્રય, કે જેના વિના ખરી સફળતા, ખરૂં સુખ અને ખરૂં ચારિત્ર્ય કદી પણ શક્ય નથી; તેને જેના દ્વારા ઉત્તેજન મળે છે તે વસ્તુ તો તમે તેની પાસેથી લઇ લીધી છે. તેનો ઉત્સાહ ઉડી જશે; તેની શક્તિ વીખરાઈ જશે અને તેની મહત્ત્વાકાંક્ષા આત્મોન્નતિ માટેના વિગ્રહ વડે ઉત્તેજિત નહિ થવાથી ધીમે ધીમે નષ્ટ થઇ જશે. તમે તમારા પુત્રને માટે પ્રત્યેક કામ કરો અને તેને ઉદ્યોગ કરતાં નહિ શીખવો તો તમે એક એવું કામ બાકી રાખશો કે જે તેને મરણપર્યંત દુર્બળ બની રહેતો અટકાવવાની શક્તિ ધરાવે છે.

ઉદ્યોગ એ મનુષ્યજાતિનો મહાન શિક્ષક છે. એ જીવનરૂપી સૈન્યની મહાન કવાયત છે, કે જે કવાયત લીધા વિના આપણને જ્યારે કાર્યને માટે કટિબદ્ધ થવાનું કહેવામાં આવે ત્યારે આપણે ગભરાઇ જઇએ છીએ અને અશક્ત બની જઇએ છીએ.

ડીન ફેરાર કહે છે કે "કર્તવ્યપાલન, એ તો મનુષ્યના હાથમાં રહેલો ઉત્તમોત્તમ જન્મસિદ્ધ હક્ક છે. એ પ્રબળમાં પ્રબળ નૈતિક ઔષધિ છે અને બળવાનમાં બળવાન માનસિક દવા છે. સમગ્ર પ્રકૃતિ આપણને કાંઇક આવુંજ દર્શાવી રહી છે. બંધ ખાબોચીઆનું પાણી ગંદુ બની

દુર્ગંધ ફેલાવે અને વહેતો ઝરો નિર્મળ હોય છે. આપણે જે પૃથ્વી પર ચાલીએ છીએ અને જે હવા શ્વાસમાં લઇએ છીએ, તે પણ વાયુ અને સમુદ્રનાં ઉછળતાં બળો વિના રોગીષ્ઠ બની જાય. ઉષ્ણકટીબંધ કે જેમાં મનુષ્યને નિર્વાહનાં સાધનો પુષ્કળ મળે છે તેના મંદ અને બળહારક વાતાવરણમાં તે નિંદ્ય અને નિર્બળતાવાળા પ્રમાદમાં પડી જાય છે; પરંતુ જે પ્રદેશોમાં તેને પોતાના દૈનિક ખોરાકને માટે પ્રકૃતિનાં મહાન બળોની સાથે વિગ્રહ કરવો પડે છે; તે પ્રદેશોમાં તેની ઉંચામાં ઉંચી અને ઉત્તમોત્તમ શક્તિઓ પ્રકાશી નીકળે છે.”

ચાર્લ્સ કિંગસલી પોકારી ઉઠયો હતો કે “પ્રતિદિન પ્રાતઃકાળમાં તમે શય્યામાંથી ઉઠો ત્યારે ઈશ્વરનો આભાર માનો કે તે દિવસે તમારી પાસે કાંઇક એવું કામ કરવાનું છે કે જે તમારી મરજી હોય કે ન હોય તોપણ તમારે કરવું જ પડે. કામ કરવાની અને તમારી શક્તિનો ઉપયોગ કરવાની ફરજ પડવાથી મિત વ્યવહાર, આત્મનિયમન, ઉદ્યોગ, માનસિક દૃઢતા, સંતોષ અને બીજા શતાવધિ સદ્‌ગુણો, કે જે આળસુ માણસો કદી જાણતા નથી તે તમારામાં આવે છે.”

આપણી અમેરિકન પ્રજા પેઢી દર પેઢી ખંતપૂર્વક કામ કરતી આવી છે તેથીજ માત્ર આપણા રાષ્ટ્રીય જીવનને સ્થાયિતા અને સાર્થકતા પ્રાપ્ત થઇ છે. કામથીજ આપણા રંક વર્ગનો ઉદ્ધાર થયો છે. કામે હજારો માણસોને અકાળ મૃત્યુના પંજામાંથી, ખાસ કરીને આત્મહત્યાના પંજામાંથી બચાવ્યા છે.

બર્લિનવાળા અધ્યાપક વિરચાઉ પોકારી ઉઠયા હતા કે “અનેક વાર હું હતાશ અને નિરાશ થઈ જતો હતો; પરંતુ કામ કરવાની ટેવથી મારો બચાવ થયો છે. બાહ્ય આપત્તિના દિવસમાં પણ એ ટેવે મને દગો દીધો નથી. રાજકીય, સામાજિક અને ધાર્મિક બાબતોમાં થકવી નાખનારા અને નિરૂપયોગી પ્રયત્નો કર્યા પછી પણ મને વૈજ્ઞાનિક કાર્યથી હમેશાં આનંદ મળ્યો છે.”

સુપ્રસિદ્ધ ગ્રીક વૈદ્ય ગૅલોન કહે છે કે “કાર્ય એ તો પ્રકૃતિનો ખરો વૈદ્ય છે.”

મેથ્યુઝ કહે છે કે “સખ્ત પરિશ્રમનું આ એક કિંમતી

ઇનામ છે કે તેમાં શાંતિ આપવાની શક્તિ છે; કે જે શક્તિ શારીરિક અને માનસિક બંને પ્રકારનાં દુઃખોની સર્વોત્તમ ઔષધિ છે. એકાદ રુચિકર ધંધાના આનંદ અને ઉત્સાહથી મહાન સંકટોનું દુઃખ કેટલી બધી વાર ભુલાઈ જાય છે! પરંતુ કાલ્પનિક દુઃખોની સામે–ઉન્માદજનક ચિંતા, નિરાશા અને પ્રમાદની સામે તો તે લોઢાના બખ્તરનીજ ગરજ સારે છે. ઉદ્યોગ કરનાર કોઇ પણ માણસને તમે કદી પણ કંગાલ જોયો છે? જે યોદ્ધો સંપૂર્ણ સાહસથી લડાઇ લડી રહ્યો હોય તેને ઘાવનું ભાન રહેતું નથી. જે વક્તા પૂર્ણ જુસ્સાથી ભાષણ કરી રહ્યો હોય તે સંધિવાના દુઃખથી સંપૂર્ણ મુક્ત હોય છે. કામમાં નિમગ્ન થવું એ વસ્તુતઃ શું છે? શું એ વસ્તુતઃ ઘરમાં ભાડુત વસાવ્યા સમાન નથી? અને એક વાર એક સારા ભાડુતનો સંપૂર્ણ કબજો થઇ ગયો કે પછી કોઇ ખરાબ ભાડુત તેમાં પ્રવેશી શકતો નથી. પરંતુ આળસ કરવું એ આત્મમંદિરને ખાલી રાખવા સમાન છે; અને તે ખાલી રહે એટલે તેનાં બારણાં ખુલ્લાં થઇ જાય છે અને અસંતોષ, નિરુદ્યોગ અને નિરાશારૂપી દૈત્યો તેમાં ચાલ્યા આવે છે અને એક વાર તેમણે પ્રવેશ કર્યો એટલે પછી તેઓ સહેલાઇથી બહાર નીકળતા નથી."

બિસ્માર્ક કહેતો કે, સખ્ત પરિશ્રમ એજ માત્ર એક ખરા જીવનનો સંરક્ષક છે. તેના મૃત્યુથી થોડાં વર્ષો પૂર્વે જ્યારે તેને પૂછવામાં આવ્યું કે "સહેલાઇથી કહી શકાય અને સહેલાઇથી ભલામણ કરી શકાય એવો જીવનનો નિયમ કયો છે?" ત્યારે તેણે પ્રત્યુત્તર આપ્યો કે "એ નિયમનો-એ મંત્રનો માત્ર એકજ શબ્દમાં સમાવેશ થાય છે અને તે 'કામ' છે. કામવિનાનું જીવન પોકળ, નિરુપયોગી અને દુઃખી હોય છે. જે માણસ કામ કરતો નથી તે સુખી થઈ શકતો નથી. જીવનના ઉમરા ઉપર ઉભેલા તરુણને મારે શિખામણનો એક શબ્દ નહિ, પરંતુ ત્રણ શબ્દો કહેવાના છે અને તે 'કામ, કામ, કામ' એ છે."

કાર્લાઇલ કહે છે કે "ઉદ્યોગ હમેશાં ઉત્તમ અને પવિત્ર હોય છે; તે સમગ્ર સંપૂર્ણતાનું મૂળ છે. કોઇ પણ માણસ કામ કર્યા વિના સિદ્ધિ મેળવી શકતો નથી અથવા પ્રવીણ

થઇ શકતો નથી. એ આત્માના પુરુષત્વનો નાશ કરનારી વિષમય અને ભ્રષ્ટ અસરોને બાળી મૂકનારો પવિત્ર અગ્નિ છે.

કામ એ મનુષ્યના સમસ્ત રોગો અને દુઃખોનો મહાન ઉપાય છે. કામમાં શાશ્વત ઉચ્ચતા અને પવિત્રતા રહેલી છે. જે માણસ પ્રમાણિકતાપૂર્વક અને હૃદયપૂર્વક કામ કરે છે તેનો ઉદ્ધાર થવાની હમેશાં આશા હોય છે; અને જે માણસ અત્યંત મૂર્ખ બનીને અને પોતાનો મનુષ્ય તરીકેનો ઉચ્ચ દરજ્જો ભૂલી જઇને કામ કરવાનું મૂકી દે, તેને માટેજ માત્ર આશા નથી. માત્ર આળસમાંજ હમેશની નિરાશા રહેલી છે.

બધાંજ પ્રમાણિક કામ પવિત્ર છે; સમસ્ત પ્રમાણિક કામમાં, જો તે માત્ર ખરૂં અંગમહેનતનું કામ હોય તો, કાંઈક દિવ્યતા રહેલી છે. કામ પૃથ્વી જેટલું વિશાળ છે અને તેનું શિખર સ્વર્ગમાં છે.

કામ એ આરાધના છે, આ મર્મ જે સારી રીતે સમજે છે તે ભવિષ્યના ગર્ભમાં જે સર્વસ્વ રહેલું છે તે બધુંજ જાણે આ અંતિમ દેવવાણી છે અને એમાં બીજી બધી દેવવાણીઓનો સમાવેશ થાય છે.

હું આ બેજ માણસોને માન આપું છું, ત્રીજા કોઇને માન આપતો નથી. એમાં પણ શ્રમથી થાકેલો કારીગર, કે જે પાર્થિવ વસ્તુઓનાં બનાવેલાં ઓજારો વડે પરિશ્રમપૂર્વક પૃથ્વીને જીતે છે અને તેને મનુષ્યની બનાવે છે તેને હું પ્રથમ માન આપું છું. એવો સખ્ત પરિશ્રમ કરનારો મને પહેલો પૂજ્ય છે; પરંતુ એ ઉપરાંત એક બીજા પ્રકારના માણસને હું ઉચ્ચતર માન આપું છું, કે જે માણસ આધ્યાત્મિક જ્ઞાનના પ્રચારને માટે ઉદ્યોગ કરે છે; જે દૈનિક ખોરાકને માટે નહિ, પરંતુ જીવન સુધી પહોંચે એવા આધ્યાત્મિક ખોરાકને માટે પરિશ્રમ કરે છે તેને હું એ ઉચ્ચતર માન આપું છું. જો રંક માણસો આપણને સ્થૂળ ખોરાક આપવાને માટે ઉદ્યોગ કરતા હોય તો ઉચ્ચ કોટિના માણસોએ તેના બદલામાં તેમને માટે એવો પરિશ્રમ કરવો ન જોઇએ, કે જેથી એ અજ્ઞ મનુષ્યોને જ્ઞાન પ્રકાશ, આગેવાની, સ્વતંત્રતા અને અમરતા પ્રાપ્ત થાય? આ ઉભયને હું હૃદયપૂર્વક માન આપું છું; બીજું બધું છાલાં અને ધૂળ છે.

# प्रकरण १७ मुं–कार्य अने वैतरा वच्चे नो फरक

બે માણુસો એકજ કામ કરતા હોય; પરંતુ તેઓ જે જુદી જુદી રીતે કરે છે તેમાં બહુ તફાવત હોય છે. હું કેટલીક એવી સ્ત્રીઓને ઓળખું છું કે જે ગૃહવ્યવસ્થાના કાર્યને કલારૂપ બનાવી દે છે. તેઓ રોટલી કરતી હોય, શાક કરતી હોય, શય્યા પાથરતી હોય કે રાચરચીલાં પરની ધૂળ ખંખેરતી હોય, તોપણ તેઓ તે કાર્ય કલા જાણનારની દૃષ્ટિથી કરે છે; અને જે કાર્યને ઇતર સ્ત્રીઓ ધિક્કારતી જણાય છે તે કાર્ય કરવામાં તેઓ આનંદ માને છે. બાલકોની સંભાળ લેવાનું કે ગૃહની વ્યવસ્થા કરવાનું કામ તેમને વૈતરા સમાન લાગતું નથી. પરંતુ કર્તવ્યબુદ્ધિને લીધે તેઓ પ્રત્યેક કાર્યને ઉંચકીને કલાના પ્રદેશમાં મૂકી દે છે. અમે કેટલીક એવી સ્ત્રીઓને ઓળખીએ છીએ કે જે સાધારણમાં સાધારણ કામો એટલી ગંભીરતા, શાંતિ અને સરળતાથી બજાવે છે કે તેમને કામ કરતી જોઇને આનંદ થાય છે. તેઓ સર્વ રાચરચીલાં અને સર્વ વસ્તુઓ વ્યવસ્થાપૂર્વક ગોઠવવામાં આનંદ માને છે. તેમના ગૃહનું સમગ્ર વાતાવરણ સંસ્કારિતા અને સુવ્યવસ્થાથી ભરેલું હોય છે. તેમાં કાંઇક એવું તત્ત્વ રહેલું હોય છે કે જે મનને આનંદ આપે છે.

હું બીજી કેટલીક એવી સ્ત્રીઓને ઓળખું છું કે જે ગૃહમાંના પ્રત્યેક કાર્યને વૈતરા સમાન ગણે છે અને તેનો જેમ બને તેમ શીઘ્ર નિકાલ લાવવાનો પ્રયત્ન કરે છે. તેઓ કામથી ડરે છે; અને ત્યાંસુધી તેને મુલતવી રાખે છે અને પછી જેમ બને તેમ જલદી તેનો ફેંસલો આણવાને દોડાદોડી કરે છે. આથી જ્યારે તેઓ કામ કરી રહે છે, ત્યારે પણ ગૃહમાં લેશ પણ સુવ્યવસ્થા જણાતી નથી અને કોઈ પણ વસ્તુ જોવાથી આપણને આનંદ થતો નથી. આપણને પ્રત્યેક વસ્તુ અવ્યવસ્થિત પડેલી જણાય છે. પર્યાયમાં કહીએ તો કેટલીક સ્ત્રીઓ જ્યારે કલાવિદની દૃષ્ટિથી કામ કરે છે ત્યારે બીજી સ્ત્રીઓ મજૂરની દૃષ્ટિથી કામ કરે છે.

જે મનુષ્ય પોતાના કાર્યને ચાહે છે તેને તમે બહુ શીઘ્રતાથી ઓળખી શકો છો. તેના કાર્યમાં કાંઇક નવીનતા, નૈસર્ગિકતા, કોમળતા અને સ્વાભાવિકતા રહેલી હોય છે, કે જે વૈતરાની પેઠે કરેલા કામમાં કદી પણ જણાતી નથી.

એકાદ નોકરડી બિમાર પડે અથવા ગેરહાજર રહે અને પોતાને તેનું કામ કરવું પડે ત્યારે કેટલીક સ્ત્રીઓ ચીડાઈ જાય છે અને ક્રોધે ભરાય છે; જ્યારે અન્ય સ્ત્રીઓ ઉદાર હૃદય અને સહાનુભૂતિ ધરાવનારી હોવાથી તેઓ ઘણી ખુશીથી પ્રસંગોપાત પોતાની નોકરડીને રજા આપે છે અને રસોઈ કરવામાં તથા ઘરનું કામકાજ કરવામાં આનંદ માનતી જણાય છે. પર્યાયમાં કહીએ તો કેટલીક સ્ત્રીઓ ખુશીથી આનંદપૂર્વક, કલાવિદ્‌ની દૃષ્ટિથી પોતાનું કામ કરે છે. તેઓ તેમાં પોતાનો આત્મા પૂરે છે; પોતાની રુચિ પ્રદર્શિત કરે છે અને તેને સંસ્કારિતા તથા મૃદુતા સમર્પણ કરે છે; જ્યારે અન્ય સ્ત્રીઓ તેથી સર્વથા વિરુદ્ધ રીતે પોતાનું કાર્ય કરે છે.

ઑફિસ, દુકાન અને કારખાનામાં પણ આવોજ પ્રકાર જોવામાં આવે છે. કેટલાક નોકરો જાણે જીવવું એ એક ખરેખરો બોજો સમજતા હોય તેમ તેઓ હમેશાં તમારા મન પર એવી છાપ પાડે છે કે તેઓ પોતાના કાર્યને ધિક્કારે છે અને તે પતે તો સારૂં એમ ઇચ્છે છે; અને અન્ય માણસો જ્યારે વિશેષ આરામવાળી જગ્યા ભોગવે છે ત્યારે તેમનેજ આવું વૈતરૂં શામાટે કરવું પડે છે તે તેઓ સમજી શકતા નથી. આવા નોકરો પ્રત્યેક કાર્યને કઠિન ગણે છે. તેઓ પોતાના હાથમાંના પ્રત્યેક કાર્યને ધિક્કારતા જણાય છે. આવા નોકરોને જોઇને કોઇ પણ માણસને કંટાળો ઉપજ્યા વિના રહેતો નથી. પરંતુ જે નોકરો આનંદયુક્ત હૃદયથી કામ કરે છે, જેઓ હમેશાં આનંદી, આશામય અને ઉદ્યોગી હોય છે; જેઓ હમેશાં તમારે માટે કાંઇ ને કાંઇ કામ કરવાને તત્પર હોય છે, અને જેઓ તમારો ધંધો વધેલો જોવાને આતુર હોય છે; તેમને તમારી પાસે રાખવામાં તમને ખરેખરો આનંદ પ્રાપ્ત થાય છે. પૂર્ણ હૃદયથી અને અર્ધ હૃદયથી કરેલા કામમાં, ઉત્સાહપૂર્વક

કરેલા અને વેઠરૂપ ગણીને કરેલા કામમાં, અને ઉલ્લાસથી કરેલા તથા બેદરકારીથી કરેલા કામમાં બહુ તફાવત હોય છે.

સહૃદયતા, આનંદ, ઉત્સાહ અને ઉલ્લાસથી કામ કરનાર નોકરની ઉપયોગિતાની પ્રતીતિ પ્રત્યેક મેનેજર અને પ્રત્યેક શેઠને આપોઆપ થાય છે. તેનું કામ જોઈને તેને બહુ ઉત્સાહ મળે છે. આવા નોકરો ઉદ્યોગનું જે વાતાવરણ ફેલાવે છે તેની પ્રતીતિ શેઠને હમેશાં થાય છે. કયા નોકરો તેને સહાય કરવાનો પ્રયત્ન કરે છે તે તે જાણે છે અને જે નોકરો કામથી ડરે છે તથા તેનાથી બચવાનો પ્રયત્ન કરે છે તેમને કદી તેમના પગાર કરતાં એક પાઇ પણ વિશેષ મળતી નથી.

અન્ય પક્ષે કાળજી વિનાના, બેદરકાર, આળસુ નોકરો નિરાશા, વિલંબ, નિષ્કાળજી તથા નિરુત્સાહનું જે વાતાવરણ ફેલાવે છે તે પણ શેઠની જાણ બહાર રહેતું નથી. જેઓ ઉત્સાહપૂર્વક કામ કરે છે અને શેઠનું હિત સાધવાને પ્રયત્ન કરે છે તેમના તરફ તે આપોઆપ આકર્ષિત થાય છે અને જેઓ પોતાના શેઠના કામકાજનું શું થશે તેની દરકાર કરતા નથી તથા પોતાની જવાબદારી અને પોતાના કામથી બચવાનો પ્રયત્ન કરે છે તેમનું મોં પણ જોવું તેને ગમતું નથી.

કેટલાક મોચીઓ એવી સુઘડતા, મૃદુતા અને ઉત્તમતાથી જોડા પર થીગડું મારે છે અથવા એડી મૂકે છે કે તમને લાગે છે કે તેઓ ખરેખરા કલાવિદ્ છે અને તેઓ અંતઃકરણપૂર્વક કામ કરે છે; જ્યારે બીજા મોચીઓ એવી રીતે થીગડાં મારે છે કે જાણે તેઓ નિર્વાહને માટેજ તે કામ કરે છે અને તે કેવાં દેખાય છે તેની તેઓ દરકાર કરતા નથી. પહેલા વર્ગના મોચીઓ પોતે કામને ચાહતા હોવાથી કામ કરતા જણાય છે અને તે દ્વારા તેમને શું મળશે તેનો તેઓ વિચાર નહિ કરતાં શહેરના કોઇ પણ મોચી કરતાં વિશેષ સુઘડ કામ કરવાને આતુર હોય છે.

હું કેટલાક એવા ટુંકાક્ષરી નોંધ લેનારાઓને ઓળખું છું કે જેઓ બહુ શુદ્ધિ અને આનંદપૂર્વક કામ કરે છે અને તેથી તેમના શેઠોને ખરેખરો આનંદ થાય છે. અને હું બીજા કેટલાક એવા ટુંકાક્ષરી નોંધ લેનારાઓને ઓળખું

છું કે જેઓ બહુ અવ્યવસ્થા, નિષ્કાળજી અને બેદરકારીથી કામ કરે છે અને તેથી તેઓ હમેશાં પોતાના શેઠોના મનમાં ચિંતા ઉપજાવે છે. પ્રથમ કોટિના માણસો તેમનાથી એકાદ ભૂલ થાય અથવા તેઓ પોતાના શેઠોને ચિંતા કિંવા હાનિ ઉપજાવે ત્યારે જાણે કામ તેમનું પોતાનું હોય તેમ દુઃખી થતા જણાય છે; જ્યારે બીજી કોટિના માણસો પોતાનાથી ભૂલ થાય તો તેની લેશ પણ ચિંતા કરતા જણાતા નથી.

હું કેટલાક એવા શિક્ષકોને ઓળખું છું કે જેઓ એક મહાન ચિત્રકાર ચિત્રાલેખન કરવાને જેવી રીતે પ્રવૃત્ત થાય તેવી રીતે શિક્ષણકાર્યનો આરંભ કરે છે–તેમનું સમગ્ર અંતઃકરણ ઉપકાર કરવાની વૃત્તિ અને સહાનુભૂતિથી ઉછળી રહ્યું હોય છે અને તેઓ વિદ્યાર્થીઓને ખરેખરી મદદ કરવાને અતિ આતુર હોય છે. તેઓ પોતાની આસપાસ પ્રકાશ અને ઉપકારનું વાતાવરણ ફેલાવવાને પ્રયત્ન કરતા જણાય છે; શાળાનો ઓરડો તેમનો સ્ટુડિયો હોય એમ જણાય છે; તેઓ પોતાના કાર્યમાં પારંગત હોય છે; તેમનું સમગ્ર હૃદય તેમના કામમાં હોય છે; જ્યારે અન્ય શિક્ષકો એવા હોય છે કે જેમને પ્રાતઃકાળમાં લાગે છે કે, શાળામાં જવું અને મૂર્ખ છોકરાંઓને શીખવવાનો પ્રયત્ન કરવો એ અતિ કંટાળાભરેલું કામ છે અને તે કરવાનું ન હોય તો સારૂં. તેમના શિક્ષણમાં ઉત્સાહ, ચૈતન્ય કે સહૃદયતા હોતી નથી. તેમના નિરુત્સાહની અસર વિદ્યાર્થીઓ પર થાય છે અને કોઇ પણ પ્રકારે જ્ઞાન મેળવવા માગતા એકાદ બે વિદ્યાર્થીઓ સિવાય અન્ય કોઈ પણ તેમના શિક્ષણમાં રસ લેતા નથી.

ધર્માચાર્યોની સ્થિતિ પણ આવીજ હોય છે. પ્રાતઃકાળ થાય કે તરતજ પોતાના પ્રિય કામને હાથ ધરી શકાય એટલા માટે સંગેમરમરના ટુકડાને પોતાની શય્યાની બાજુમાં રાખનાર માઇકેલ એન્જેલોની પેઠે કેટલાક ધર્માચાર્યો ઉપદેશ કરવાનું કાર્ય હાથમાં લે છે. તેઓ પોતાના કાર્યને એક મહાન હક્ક, એક શાશ્વત આનંદનું સાધન ગણે છે. તેઓ તેને એક કલાવિદ્‌ની દૃષ્ટિથી કરે છે; જ્યારે ઇતર ધર્માચાર્યો પોતાના યજમાનોના કલ્યાણ વિષે

બેદરકાર જણાય છે. તેઓ સંભવતઃ લખેલો ઉપદેશ વાંચી જવાનું કે લોકોમાં હરવા ફરવાનું પસંદ કરે છે; પરંતુ તેઓ મહાન ધર્માચાર્યોની પેઠે પરમ ઉત્સાહ અને ઉલ્લાસ, પરમ સહૃદયતા અને સહાય કરવાની કે ચૈતન્ય આપવાની વૃત્તિથી કામ કરતા નથી.

આ કલાની દૃષ્ટિ, આ આત્માનો જુસ્સો, આ પરમ સહૃદયતા એક કલાવિદ્‌ના કાર્યને એક વેઠીઆના કામથી જુદું પાડે છે.

હ્યૂડ દ્વીપમાં મારા પરિચયનો એક માણસ હતો. તેણે એક ચિત્રકાર પોતાનું શ્રેષ્ઠતમ ચિત્ર તૈયાર કરે તેવી વૃત્તિથી એક પાષાણની દિવાલ બાંધી હતી. તે પ્રત્યેક પાષાણને ફેરવી ફેરવીને તપાસતો; તેનો સારામાં સારો ઉપયોગ થઇ શકે એવી રીતે તેને ગોઠવવાનો પ્રયત્ન કરતો અને દિવાલ બંધાઇ રહે ત્યાર પછી તે પાંચ છ વાર દૂર ઉભો રહીને એક મહાન શિલ્પી પોતાના સંગે મરમરમાંથી બનાવેલા પૂતળાને જેટલા સંતોષથી જુએ તેટલા સંતોષથી તે તેને પ્રત્યેક ખૂણાથી જોતો. તે પોતાના ગોઠવેલા પ્રત્યેક પાષાણમાં પોતાનું ચારિત્ર્ય અને પોતાનો ઉત્સાહ પૂરતો. ગ્રીષ્મઋતુમાં હવા ખાવા માટે જતા શ્રીમંતો ઘણી વાર તે ખેડુતને ત્યાં જતા; ત્યારે તે, કેટલી જાતના પાષાણોનો પોતે ઉપયોગ કર્યો છે; તેમનો સારામાં સારો ઉપયોગ થઇ શકે એવી રીતે તેણે તેમને કેમ ગોઠવ્યા છે અને સો વર્ષસુધી ટકે એવી દિવાલ બાંધવામાં કેટલો શ્રમ પડે છે તે વિષે રસપૂર્વક વાત કરતો.



# प्रकरण १८ मुं-प्रकृतिने अठीक मानवानी टेव

"બાહ્યસ્વરૂપ એ હમેશાં અંતઃસ્વરૂપની છાયા અને મૂર્તિ હોય છે."
**મઝુમદાર**

ગેટેએ જ્યારે એમ કહ્યું કે "સર્વ મનુષ્યો દીર્ઘ કાળ જીવવાની ઇચ્છા રાખે છે, પરંતુ કોઇ પણ માણસ વૃદ્ધ થવાની ઈચ્છા રાખતો નથી" ત્યારે તેણે એક મહત્ત્વનું સત્ય ઉચ્ચાર્યું હતું. પ્રત્યેક સાધારણ મનુષ્ય આરોગ્ય, સૌંદર્ય, આયુષ્ય અને આનંદ તથા ભોગો ભોગવવાની ઇચ્છા રાખે છે. આ ઇચ્છાની સફળતા ગમે તેટલાં વર્ષો જાય તોપણ આપણને વૃદ્ધ બનતાં અસરકારક રીતે અટકાવે છે.

જે વસ્તુની આપણે બહુ આતુર ઇચ્છા રાખીએ તે વસ્તુ હમણાં ને હમણાં પ્રાપ્ત કરવી શકય છે; જો તેમ ન હોય તો તેની ઈચ્છા આપણામાં એટલી બધી પ્રબળ હોય નહિ. જો આપણે આ અનુમાન સ્વીકારીએ તો આપણે એક પગલું આગળ જવું જોઇએ અને આ વાત પણ સ્વીકારવી જોઇએ કે, જે સ્થિતિઓ પ્રાપ્ત કરવાની આપણે ઇચ્છા રાખીએ છીએ તે સ્થિતિઓ મેળવવાનું આપણા પોતાનાજ હાથમાં છે.

થોડાજ લોકો આ વાત જાણે છે કે, તેમનાં દુઃખો ઘણે અંશે તેમણે પોતેજ ઉત્પન્ન કરેલાં હોય છે. પોતાની પ્રકૃતિ સારી નથી એમ માનવાની તેમને ટેવ પડી જાય છે. પ્રાતઃકાળમાં ઉઠતી વખત તેમનું મસ્તક સહેજ દુઃખતું હોય અથવા કોઇ બીજા પ્રકારની સહેજ શારીરિક અસ્વસ્થતા જણાતી હોય તો તેઓ એ સ્થિતિ પ્રત્યે દુર્લક્ષ્ય કરવાનો પ્રયત્ન કરવાને બદલે જે કોઇ સાંભળે તેની સમક્ષ પોતાની પ્રકૃતિ વિષે રોદણાં રડવામાંજ આનંદ માને છે. ફેફસાં શુદ્ધ તાજી હવાથી ભરીને દુઃખની માન્યતા સામે થવાને બદલે તેઓ "મસ્તકશૂળની ગોળીઓ" અથવા તેમનું દુઃખ ટાળવાની ખાત્રી આપતી બીજી કોઇ પેટન્ટ દવા લે છે. તેઓ પોતાની જાતની દયા ખાવા લાગે છે અને બીજાઓ તરફથી દયા અને સહાનુભૂતિ મેળવવાનો

પ્રયત્ન કરે છે. દુઃખનાં ચિહ્નોનું વર્ણન અને વિવેચન કરીને તેઓ બિમારીના પ્રાથમિક સાદા વિચારોને રોગના વિચારો, ભીતિઓ અને કલ્પનાઓની સમગ્ર સેનાનો ટેકો આપે છે અને અંતે તેઓ કામ કરવાને બિલકુલ નાલાયક બની જાય છે.

કહ્યું છે કે, મનુષ્ય એ એક આળસુ પશુ છે. આપણે સર્વ થોડે ઘણે અંશે આળસુ બનવાની વૃત્તિ ધરાવીએ છીએ અને શ્રમ કિંવા બિમારીના બહાનાથી સૂઇ જવાની કિંવા કોચ ઉપર આડા પડવાની ટેવ પાડવી એ તરુણ મનુષ્યોને માટે જગતમાં સૌથી સહેલું અને સૌથી સ્વાભાવિક કાર્ય છે. કહેવાતી બિમારીનો ઘણો ભાગ તો માત્ર બાલ્યાવસ્થાથી ઉછેરેલા અને ભોગવેલા પ્રમાદને લીધે હોય છે.

જે તરુણ છોકરીઓ બાલ્યાવસ્થામાં નાજુક હોય છે; ઘરમાં ને ઘરમાં રહે છે અને લેશ પણ અસ્વસ્થતા જણાતાં સૂઈ જાય છે; તેમને પુખ્ત સ્થિતિએ પહોંચતાં જરા જરામાં બિમાર થવાની ટેવ પડશે એવો મહાન ભય રહેલો છે.

આ કોટિની કેટલી બધી છોકરીઓ જ્યારે તેમને ઉલ્લાસ કે આનંદ આપે એવી કોઇ ઘટના બને છે ત્યારે એકદમ પોતાના પ્રમાદનો ત્યાગ કરે છે ! એકાદ સત્કાર-સમારંભ, એકાદ નૃત્યસમારંભ અથવા બીજા કોઈ આનંદ-દાયક સામાજિક સમારંભમાં તેમને આમંત્રણ કરવામાં આવે તો તેમની ઉપર તેની અસર બળવર્ધક ઔષધિ જેવી થાય છે. તે સમયને માટે તેમની સર્વ અશક્તિ નિવૃત્ત થઇ જાય છે; અને સમારંભની પરિસમાપ્તિ થાય ત્યાંસુધી તેઓ બીજા કોઇ પણ માણસના જેટલી સાજી હોય છે.

છોકરીઓના આ શારીરિક અને માનસિક પ્રમાદને માટે ઘણી વાર સંતાનોને લાડ લડાવવાની વૃત્તિવાળી માતાઓ જવાબદાર હોય છે. ઘણાં ઘરોમાં કોચ કે પલંગ અવશ્ય શાપ સમાન હોય છે. કારણ કે તેથી સહેજ અસ્વસ્થતા કે શારીરિક દુઃખ જણાતાં સૂઇ જવાની પ્રબળ લાલચ થાય છે; પણ જ્યારે "રુચિ ન હોય" ત્યારે કામ છોડી દેવું એ વૃત્તિ કાર્યસિદ્ધિને માટે તથા આત્મશિક્ષણ, આત્મસ્વસ્થતા અને ગંભીરતા તથા મહત્તાને માટે નુકસાનકારક હોય છે.

જ્યારે એક સુપ્રસિદ્ધ ગાયિકાને કોઇએ પૂછ્યું કે "તમે કદી પણ બિમાર પડયાં છો અને તમારાં નિયત કાર્યો કરવાને અશક્ત થયાં છો ?" ત્યારે તેણે કહ્યું કે "ના, અમારા જેવાં ગાવાનો ધંધો કરનાર માણસોને બિમાર પડવું પાલવી શકતું નથી. અમારે તો અમારાં નિયત કાર્યો કરવાંજ જોઇએ; તે છોડવા જેટલાં અમે શ્રીમંત નથી."

નટો અને નટીઓ તથા ગાવાનો ધંધો કરનારાંઓને તેમના ધંધાની આવશ્યકતાઓને લીધે અંગત લાગણીઓને તિલાંજલિ આપવાની અને જનપદ પ્રત્યે પ્રમાણિક રહેવાની ફરજ પડે છે. પછી તેમની પ્રકૃતિ સારી હો વા ન હો. તેઓ ખરેખર બિમાર હોય ત્યારે પણ તેઓ રજા ભોગવી શકતાં નથી; તો પછી તેઓ પોતાની મનોવૃત્તિઓ અથવા કાલ્પનિક દુ:ખોના નિમિત્તે શી રીતે રજા ભોગવી શકે ? જ્યારે જ્યારે તેમની "રુચિ ન હોય" ત્યારે ત્યારે તેઓ જાહેરમાં દેખાવ ન દે તો તેમની કીર્તિનું શું થાય ?

નટો અને ગાયકોને આવી મનોવૃત્તિઓ અને લાગણીઓને જીતવાની જરૂર પડે છે તેની અસર તેમની ઉપર કેવી થઇ છે ? શું આ એક જાણીતી વાત નથી કે, તેમનાં કર્તવ્યો કઠિન છે ? તેમને મોડી રાત સુધી કામ કરવાની ફરજ પડે છે અને તેમની માનસિક અને શારીરિક શક્તિઓ નિરંતર ઘસાય છે; તોપણ જો તેઓ પોતાના આરોગ્યની સંભાળ લે છે તો તેઓ અન્ય ધંધાઓ કરનારાં સ્રીપુરુષો કરતાં ઘણી લાંબી વયપર્યંત પોતાનું તારુણ્ય અને શક્તિ જાળવી શકે છે. આ સંબંધમાં સદ્‌ગત તથા વર્તમાન ઘણા માણસોના દાખલાઓ આપી શકાય એમ છે.

શરીર એ એક બેદરકાર ઘોડા સમાન છે. તેને જો તેનો કોચમૅન નિયમ અને ધોરણમાં નહિ રાખે તો તે પ્રમાદી અને આળસુ બની જશે અને મંદ ગતિથી અટકતો અટકતો ચાલશે. મન કે જે શરીરનો નેતા છે તે જો લગામ ઢીલી છોડી દે અને શરીરને તેની વૃત્તિઓ અનુસાર ચાલવા દે તો તેનાં ધોરણો અલ્પ સમયમાં નીચાં પડી જશે.

કોઈ પણ માણસની વૃત્તિઓ હમેશાં આપોઆપ કાર્યપરાયણ રહેતી નથી; માટે મનુષ્યને તેનું કામ પસંદ

હોય કે ન હોય તોપણ તેને હમેશાં તેના કાર્યમાં નિમગ્ન રાખવાની જરૂર છે.

વ્યાપારી કે જેને હમેશાં કામ કરવાની ફરજ પડે છે અને જેને તેની પ્રકૃતિ સારી છે કે નહિ તેની તપાસ કરવાનો સમય કે સંધિ મળતી નથી; તે જો તેના "તરંગો અને તેની કલ્પનાઓ"નો દાસ બની જાય તો તેનું શું થાય? ધારો કે, તે પોતાના મનમાં વિચાર કરે કે "હું આ ગ્રીષ્મ-ઋતુમાં બિમાર પડું એવો સંભવ છે, અને મારે ખરાબમાં ખરાબ પરિણામને માટે તૈયાર રહેવું જોઇએ. મને જ્યારે અસ્વસ્થતા જણાય ત્યારે હું સૂઈ જઇ શકું એટલા માટે મારે મારી ઑફિસમાં એક પલંગ રાખવો પડશે અને કોઇ પણ આપત્તિને પહોંચી વળવાને માટે મારે એક ઔષધિભંડાર પણ રાખવો પડશે." સાદી સમજ ધરાવનાર કોઈ પણ વ્યાપારી આવો વિચાર કરવો પણ લજ્જાજનક ગણશે. તે સારી રીતે જાણે છે કે, જો તે એ રીતે વર્તશે તો તેનો ધંધો થોડાજ સમયમાં નષ્ટ થશે. વળી તે અનુભવદ્વારા જાણે છે કે, જ્યારે જ્યારે તેની રુચિ ન હોય ત્યારે ત્યારે કામનો ત્યાગ કરવો આવશ્યક નથી.

ધારો કે, એક સેનાપતિના જાણવામાં આવે કે તેના સૈનિકો છાવણીની આસપાસ ફરે છે; વૃક્ષોની નીચે સૂઇ વિશ્રાંતિ લે છે અને તેમાંના ઘણાને કવાયત કરવાની રુચિ નથી. હવે ધારો કે, તેઓ સર્વને કવાયત કરવાની રુચિ થાય ત્યાંસુધી થોભવાનો તે સેનાપતિ નિશ્ચય કરે; તો પછી તેની સેના કેવા પ્રકારની થશે? તેની રીત કેવા પ્રકારની રહેશે? માટે તે માણસોને રુચિ હોય કે ન હોય તોપણ તેમણે નિયત સમયે હારબંધ ઉભા રહેવું જોઇએ અને કવાયત કરવીજ જોઇએ. જો તેઓ ખરેખર બિમાર હોય તો તેમણે હૉસ્પિટલમાં જવું જોઇએ; પરંતુ તેમણે કાં તો વૈદ્યની સંભાળ નીચે રહેવા જેટલા બિમાર થઈનેજ હૉસ્પિ-ટલમાં રહેવું જોઇએ કે કાં તો તેમણે કવાયત કરવી જોઇએ.

જગત એ એક છાવણી છે. આપણે સર્વ એક સર્વોત્તમ સેનાપતિની આજ્ઞા નીચે સૈનિકો છીએ. તે સેનાપતિની એવી ઇચ્છા છે કે, જ્યાંસુધી આપણે ખરેખર અશક્ત ન બની

જઇએ ત્યાં સુધી પ્રતિદિન આપણે કવાયત કરવી જોઇએ.

જે ક્ષણે તમે તમારી મનોવૃત્તિઓ અને તમારા તરંગો-ને તાબે થાઓ છો તે ક્ષણથી તમે તમારા આરોગ્ય, તમારી સફળતા અને તમારા સુખના અનેક શત્રુઓને માટે દ્વાર ખુલ્લાં કરો છો. કોઇ પણ સંયોગોમાં બિમારી, રોગ અને પ્રમાદના વિચારો પ્રત્યે સહાનુભૂતિ ધરાવશો નહિ. જો તમે એક વાર આવા વિચારોને તાબે થશો તો તમને ખબર પડે તે પૂર્વે તમે તેના દાસ બની જશો.

કેટલાક લોકો નિરંતર બિમારી વિષે વિચાર કરીને તેને પોતાની તરફ આકર્ષે છે. તેઓ ખાત્રીપૂર્વક માને છે કે, જો તેમના પગ ભીંજાશે તો અલ્પ સમયમાં તેઓ ન્યૂમો-નીઆ કે ઇન્ફ્લ્યુએન્ઝાથી પટકાઇ પડશે. જો તેઓ થોડી મિનિટ સુધી પવનમાં રહે તો તેઓ વિશ્વાસપૂર્વક માને છે કે, તેઓ ભયંકર સ્થિતિમાં આવી પડશે. તેઓ શરદી અથવા ગળાના સોજાના ભોગ થઇ પડશે. જો તેમને થોડી ખાંસી થાય તો તેમના મનમાં ક્ષયની ભયંકર કલ્પનાઓ ઉપસ્થિત થાય છે. “અમારા કુટુંબમાં ક્ષયનો રોગ ચાલ્યોજ આવે છે.” આ પ્રકારે તેઓ પોતાના મનમાં બિમારીની મૂર્તિઓ સ્થાપિત કરે છે અને તેમ કરીને તેની રોગની સામે થવાની શક્તિ ઘટાડે છે તથા શરીરને તે જે વસ્તુઓથી ડરે છે તેમનાજ પંજામાં વિશેષ ફસાવે છે.

સર્વ સ્થિતિઓમાં આપણી જાત ઉપર આપણે કાબુ રાખવો જોઇએ; એવો નિશ્ચય રાખવાથી જેના આપણે સહેલાઇથી ભોગ થઈ પડીએ એવાં ઘણાં દુઃખોથી આપણે બચીએ છીએ. જો આપણે રોગના વિચાર કરીએ તો આપણે રોગને આકર્ષીએ છીએ. જો આપણે આરોગ્યના વિચાર કરીએ તો આપણે આરોગ્યને આકર્ષીએ છીએ.

તમે તમારી જાત ઉપર કાબુ રાખશો અને તમે કોઇ પણ પ્રકારની મનોવૃત્તિઓ અથવા કલ્પનાઓ કિંવા તરંગોના દાસ બનશો નહિ એવો તમારો નિશ્ચય એ તમારા રક્ષણનું ઉત્તમોત્તમ સાધન છે. તમને પ્રતીત થશે કે, જો તમે તમારી જાતની પાસેથી મહાન કાર્યોની આશા રાખશો, જો તમે હમેશાં ઉચ્ચ ધોરણ ટકાવી રાખશો અને શારીરિક

બહાનાં સ્વીકારશો નહિ તો તમારૂં આરોગ્ય વધારે સારૂં રહેશે અને તમારી લાગણીઓનું દાસત્વ સ્વીકારવાથી તમે જેટલી કાર્યસિદ્ધિ કરી શકો તે કરતાં અનંતગણી વિશેષ કાર્યસિદ્ધિ કરી શકશો.

મનમાં દૃઢતાપૂર્વક આરોગ્ય અને આનંદના વિચાર ધારણ કરવાથી અસ્વસ્થતાનું કોઈ પણ સાધારણ ચિહ્ન દૂર કરી શકાય છે અને તેમ કરવા માટે ઘણા અભ્યાસની જરૂર પડતી નથી. આગ્રહપૂર્વક તમારા કાર્યને વળગી રહો અને તે તમારા સર્વ બળથી કરો. જો એમ કરશો તો સંભવતઃ અર્ધો દિવસ વ્યતીત થશે. તે પૂર્વે તમને તમારી પ્રકૃતિ સુધરેલી જણાશે. આ અનુમાન નથી, પરંતુ અનુભવસિદ્ધ વાત છે.

આપણે સર્વ એવા માણસોને ઓળખીએ છીએ કે જેમને કદી પણ પોતાની પ્રકૃતિ સારી લાગતી નથી. તેઓ ગમે તેટલી પ્રગાઢ નિદ્રા લેતા હોય, તેમને ગમે તેટલી સારી ભૂખ લાગતી હોય, તેઓ ગમે તેટલા નીરોગી દેખાતા હોય, તોપણ તેમની પ્રકૃતિ વિષે પૂછેલા પ્રત્યેક પ્રશ્નનો એકજ નિરાશાજનક ઉત્તર ઉદાસ સ્વરમાં મળે છે અને તે આ છેઃ—"બરાબર સારી નથી," "છે તેવી ને તેવી છે," કિંવા "બહુ સારી નથી." આવા લોકોને કદી પણ પોતાની પ્રકૃતિ યથાવત્ લાગતી નથી. તેઓ માત્ર પોતાની જાત વિષે વાત કરવામાંજ રસ લે છે. તેઓ રોગનાં ચિહ્નોની ચર્ચા કરતાં કદી પણ કંટાળતા નથી. તેઓ અપચો, મસ્તકશૂળ, પીઠમાં થતી વેદના અથવા શરીરના ભિન્ન ભિન્ન ભાગોમાં થતાં દુઃખો વિષે કલાકોના કલાકો સુધી વિવેચન કરે છે.

આવા લોકો પોતાની કાલ્પનિક અથવા માત્ર ક્ષણસ્થાયી ક્ષુલ્લક વેદનાઓ વિષે એટલી બધી ચર્ચા કરે છે કે જેથી તેમના સંબંધી તેમની એ સર્વ કલ્પનાઓ સત્યજ હોવી જોઈએ; એવી તેમની માન્યતા થઇ જાય છે.

દુઃખી થવાની ટેવ ખાસ કરીને વસંત ઋતુ અને ગ્રીષ્મ ઋતુમાં પ્રબળ હોય છે. જ્યારે ઋતુ બદલાય છે અને હવામાં બહુ ફેરફાર થાય છે; ત્યારે દુઃખી થવાની ચાલુ ટેવવાળા લોકો એમજ ધારે છે કે, હવે તેમની પ્રકૃતિ બહુ

સારી રહેવાની નથી અને તેથી તેઓ મન અને શરીરથી ખરાબમાં ખરાબ પરિણામોને માટે તૈયાર બની રહે છે. ઉષ્ણ હવાને લીધે તેમને લેશ પણ અશક્તિ જણાય તો તેઓ નવીન ઔષધિઓ અજમાવવા માંડે છે અને અગાઉ કરતાં વિશેષ ફરિયાદ કરવા લાગે છે. આ પ્રમાણે તેઓ પોતાની જાતને જેમ જેમ વિશેષ પંપાળે છે તથા જેમ જેમ વિશેષ ફરિયાદ કરે છે; તેમ તેમ તેમને કાંઇ પણ કામ કરવાની વૃત્તિ ઘટતી ચાલી તેઓ આખો દિવસ કોચ પર અથવા આરામખુરશી પર પડી રહે છે; અને શરીરની એવી આળસ-ભરેલી સ્થિતિની મન ઉપર પણ શીઘ્ર અસર થતી ચાલીને સર્વ ધોરણો નીચાં પડી જાય છે.

જો તમે જગતમાં કદી પણ કાંઈ મહત્ત્વનું કાર્ય કરવાની આશા રાખતા હો તો તમારે બીજા આળસુ માણસની પેઠે આડા પડવાની અથવા સૂઇ જવાની વૃત્તિનો ત્યાગ કરવો જોઇએ. જો તમે સૂઇ જવાની ટેવને તાબે થશો તો તમે કદી પણ તમારી જાતનો વિશેષમાં વિશેષ ઉપયોગ કરી શકશો નહિ. એ ટેવ એટલી ખરાબ છે કે પ્રાયઃ તમને ખબર પડે તે પૂર્વે તે તમારી મહત્ત્વાકાંક્ષાને હરી લેશે અને તમારી સફળતાની તકો ઓછી કરશે. તમને રુચિ હોય કે ન હોય તોપણ ઉઠવાની, આળસનો ત્યાગ કરવાની અને ખોરાક પેટ ભરીને ખાતા હોય અથવા વારંવાર ખાતા હોય તેમાં ઘટાડો કરીને યોગ્ય ધોરણ રાખવાની તમારી જાતને ફરજ પાડો.

આળસ, અતિ આહાર, અવ્યવસ્થા અને પ્રમાદની વૃત્તિઓની સાથે મિત્રતા રાખશો નહિ. જેવી રીતે તમે તમારા ઘરમાંથી ચોરને હાંકી કાઢતા હો, તેવી રીતે એ સર્વ વૃત્તિઓને તમારા મનમાંથી હાંકી કાઢો.

જ્યારે તમે અર્ધો વખત આળસ અને પ્રમાદથી ઘેરાયેલા રહો ત્યારે તમે શરીરમાં અને મનમાં નીરોગી અને મજબૂત થવાની આશા શી રીતે રાખી શકો ? જ્યાં સુધી તમે આળસનો ત્યાગ કરી સુદૃઢ મનુષ્યની પેઠે કામ કરશો નહિ ત્યાં સુધી તમે કદી પણ નીરોગી કે સફળ થશો નહિ. જ્યાં સુધી તમે સફળતાનો માર્ગ ગ્રહણ કરશો નહિ

ત્યાંસુધી તમે મહત્ત્વનું કાર્ય સિદ્ધ કરી શકશો નહિ. જ્યારે તમારાં માનસિક અને શારીરિક ધોરણો નીચાં હોય ત્યારે તમારી કર્તૃત્વશક્તિમાં તમને શ્રદ્ધા હોઈ શકે નહિ.

આત્મશ્રદ્ધાને આરોગ્ય સાથે બહુ સંબંધ હોય છે.

દાખલાતરીકે જો તમારે કોઇ મહત્ત્વનું કાર્ય કરવાનું હોય અને તે ન થઇ શકે તો તમને મોટી હાનિ થવાનો સંભવ હોય; તો તમે અસ્વસ્થતાની કોઇ સાધારણ લાગણીને વશ રહી તેને સિદ્ધ કરતા અટકશો નહિ. અમુક કામ તમારે કરવુંજ જોઇએ એવો નિશ્ચય, તમારામાં તે કાર્ય કરવાની શકિત છે એવી માન્યતા અને ગમે તે ભોગે તે કામ કરવાનો તમારો ઠરાવ ઘણે અંશે તમારી માનસિક કે શારીરિક અસ્વસ્થતાને દાબી દે છે.

તમે તમારૂં નિત્ય કાર્ય કરી શકશો એવી આશા રાખવી અને તેની તમારી જાત પાસે માગણી કરવી; એની અસર જાદુના જેવી થાય છે. કેમકે એ એક બળવાન શક્તિવર્ધક ઔષધિ છે.

આ વાત સ્મરણમાં રાખજો કે, તમારી રોગની સામે થવાની શક્તિ કે જે તમને આત્મસંરક્ષણને માટે આપવામાં આવી છે; તે માત્ર તમારાં માનસિકજ નહિ, પરંતુ શારીરિક દુઃખો સામે પણ ઢાલરૂપ છે.

એક લડાઇ કરતો સેનાપતિ અને તેની સેના, જે ક્ષણે લડાઇ બંધ પાડે છે તે ક્ષણે પરાભવ પામે છે. જે ક્ષણે તમારૂં મનોબળ શત્રુને તાબે થાય છે—જે ક્ષણે તમે માનો છો કે, હવે તમે શત્રુના હાથમાં પકડાશો—તેજ ક્ષણે તમે તમારાં શસ્ત્રો મૂકી દો છો અને વસ્તુતઃ શત્રુના કબજામાં જાઓ છો.

જ્યાંસુધી તમે ખરેખરા બિમાર ન હો ત્યાંસુધી તમારા જીવનના પ્રત્યેક દિવસે તમે નિત્યકાર્ય કરશો એવો દૃઢ નિશ્ચય ધારણ કરવાની ટેવ તમને જગતનાં સર્વ આરોગ્યાલયો કરતાં વિશેષ ઉપયોગી થઇ પડશે.

જેઓ આખું જીવન બિમાર હતા અને શારીરિક વેદનામાંથી ક્વચિતજ મુક્ત હતા એવા કેટલાક માણસોએ મોટી સફળતા પ્રાપ્ત કરી છે. ચાર્લ્સ ડાર્વિન, એલિઝાબેથ, બૅરેટ બ્રાઉનિંગ, હર્બર્ટ સ્પેન્સર, રૉબર્ટ લુઈ,

સ્ટિવન્સન, ડૉ૦ સૅમ્યુઅલ જૉન્સન, ડૉ૦ કેન આદિ અનેક થોડે કે ઘણે અંશે પ્રસિદ્ધ થયેલી વ્યક્તિઓએ પોતાનાં કામો સિદ્ધ કરવાને માટે ખરેખરાં શારીરિક દુઃખોને જીતી લીધાં હતાં. જો આ વ્યક્તિઓએ અનુકૂળ મનોવૃત્તિની વાટ જોઇ હોત; જો તેમણે રુચિની વાટ જોઈ હોત; તો તેમણે સંભવતઃ કોઇ પણ મહત્ત્વનું કાર્ય કદી સિદ્ધ કર્યું ન હોત. જે સ્ત્રીપુરુષોએ સંસ્કૃતિને જંગલી અવસ્થામાંથી ઉન્નત કરી છે તેમણે જો અરુચિ થતાં કામનો ત્યાગ કર્યો હોત તો આજે જગતની શી સ્થિતિ હોત ?

આરોગ્ય કે બિમારીની લાગણી કિંવા ઉદ્યોગ કે આળસની આ બાબત ઘણે અંશે મનોબળની સાથે સંબંધ ધરાવે છે.

પ્રસ્તુત લેખક એક વૈદ્યની પત્નીને ઓળખે છે કે જે બહુ ભલી બાઇ છે; પરંતુ જેને વર્ષો થયાં કોઇ કોઇ વાર મસ્તકશૂળના સખ્ત હુમલાઓ સહન કરવા પડે છે અને તે ત્રણ ચાર દિવસપર્યંત પહોંચે છે. જ્યારે આ હુમલાઓ થાય છે ત્યારે તે બાઇ સંપૂર્ણતઃ અશક્ત બની જાય છે; છતાં તે કહે છે કે, જ્યારે તેને સૌથી વિશેષ મહત્ત્વનું કાર્ય કરવાનું હોય છે અને તેને પોતાનું કર્તવ્ય બજાવવાની ફરજ પડે છે; ત્યારે તે હમેશાં મસ્તકશૂળનો હુમલો મુલતવી રાખવાને-કેટલીક વાર તો ઘણા દિવસો સુધી મુલતવી રાખવાને-શક્તિમાન થાય છે.

હવે જો કોઇ માણસ કોઇ ખાસ કર્તવ્ય બજાવવાને માટે દિવસોના દિવસો સુધી મસ્તકશૂળ અથવા કોઇ બીજી વેદના મુલતવી રાખી શકે તો તે સદાને માટે પણ મુલતવી રાખી શકાય, એમ ધારવું શું ન્યાયસંગત નથી?

નિશ્ચય કરો કે, તમે કોઈ પણ પ્રકારની અસ્વાભાવિકતા સાથે સંબંધ ધરાવશો નહિ. ઠરાવ કરો કે, તમે તમારાં માનસિક, નૈતિક અને શારીરિક ધોરણો ઉંચાં રાખશો અને તમે સૌથી વિશેષ નજીકનું કર્તવ્ય બળ અને નિશ્ચય-પૂર્વક ગ્રહણ કરી લેવાને હમેશાં તત્પર રહેશો.

જ્યારે જ્યારે તમને તમારી ઑફિસ, દુકાન કે ધંધાના સ્થાને જવાની રુચિ ન હોય ત્યારે ત્યારે ઘેર રહી જવા-

ની ટેવ પાડશો નહિ. ઘણી વાર, ખાસ કરીને ગ્રીષ્મ ઋતુમાં, પ્રાતઃકાળમાં ઘેર રહેવાની લાલચ બહુ પ્રબળ હોય છે. એ સમયે તે ઉષ્ણતાથી પ્રમાદને વશ થઈ મનમાં બોલે છે કે "આજે મને કામ કરવાની રુચિ જણાતી નથી. મને લાગે છે કે, જ્યાં સુધી મારામાં કામ કરવાનો પૂરતો ઉત્સાહ આવે ત્યાંસુધી હું વિશ્રાંતિ ભોગવું અને કામ મુલતવી રાખું તો ઠીક." હવે આળસુ શરીરને તો આ પ્રકારનુંજ ઉત્તેજન જોઇએ છે, પણ તમને એ પ્રલોભનના દાસ બનવું પાલવી શકશે નહિ. તમારે હમેશાં પરિસ્થિતિ પર અંકુશ રાખવો જોઇએ અને તમારી શકિતઓ તથા તમારા અવયવો જ્યારે કવાયત કરવાની દરકાર નહિ રાખનારા પરંતુ તે પ્રકારની ફરજ ધરાવનારા સૈનિકો સમાન બની જાય ત્યારે તમારે હુકમ કરનારા સેનાપતિનું પદ ગ્રહણ કરવું જોઇએ.

તમે તમારા આરોગ્ય અને તમારા સુખનું નિકંદન કાઢનારી કંગાલ નાની નાની વસ્તુઓના ગુલામ બનશો નહિ. જ્યારે જ્યારે તમારા મનમાં ખરાબ ખરાબ વિચાર આવે; તમારા આરોગ્ય અને કાર્યસિદ્ધિને હાનિ કરનારો વિચાર આવે; ત્યારે ત્યારે તેને એકદમ દૂર કરજો. તે વિષે ચર્ચા કરવાને, તેની તુલના કરવાને કિંવા તે વિષે વિચાર કરવાને થોભશો નહિ. તેને હાંકી કાઢજો અને તેના સ્થાનમાં બળ, આરોગ્ય તથા સુંદરતાનો વિચાર સ્થાપિત કરજો. જો તમે આગ્રહ-પૂર્વક આ માર્ગનું અવલંબન કરશો તો તમે તમારૂં મસ્તક આરોગ્ય, સૌંદર્ય અને સફળતાના પુષ્કળ વિચારોથી ભરી દેશો અને તેથી તમે શરીરમાં તથા મનમાં બળવાન, સંતુષ્ટ અને સુખી બનશો.



# પ્રકરણ ૧૯ મું—કામને હમેશાં લાયક રહેવું.

જગતના અર્ધા માણસો અને કામદારો અનેક માર્ગે પોતાની શક્તિ વેરાઇ જવા દેતા મહાન વિદ્યુદ્યંત્ર સમાન છે. કોઇક સજ્જને કહ્યું છે કે "તેઓ પોતાની અર્ધી શક્તિ, અર્ધી બુદ્ધિ, અર્ધ શરીર અને અર્ધા મનનો ઉપયોગ કરતા નથી."

ઘણા થોડા લોકો પોતાની સમગ્ર શક્તિનો ઉપયોગ પોતાના કાર્યમાં કરે છે. આ સ્થિતિનાં કારણો અનેક છેઃ– વ્યવસ્થારહિત કામ, દુરાચારી જીવન, ખોટા વિચાર, ખોટી પદ્ધતિઓ, અયોગ્ય ધંધાઓ.

તમારી કારકીર્દિની રચના કરવાનું ખરેખરૂં સાધન તમારામાંજ રહેલું છે. તમારી પોતાની જાત એ તમારી મોટામાં મોટી મૂડી છે. તમારી ભાવી સિદ્ધિની ચાવી તમારા મસ્તિષ્કમાં, તમારા જ્ઞાનતંતુઓમાં, તમારા સ્નાયુઓમાં, તમારી મહત્ત્વાકાંક્ષામાં, તમારા નિશ્ચયમાં અને તમારા આદર્શ-માં રહેલી છે. પ્રત્યેક વસ્તુ તમારી શારીરિક અને માનસિક સ્થિતિ પર આધાર રાખે છે. કારણ કે તે તમારા સામર્થ્ય પર, તમારા બળ પર અને તમારી કર્તૃત્વશકિત પર શાસન ચલાવે છે. તમારા ધંધામાં તમે જેટલી શારીરિક અને માનસિક શક્તિ ખર્ચવાને શકિતમાન થશો; તેના પ્રમાણમાં તમને અંતિમ સફળતા પ્રાપ્ત થશે અને જે જે વસ્તુ આ શક્તિ ઘટાડે અથવા તમારી કાર્યસિદ્ધિની મૂડીની અસરકારકતા ઘટાડે તે તે વસ્તુ તમારી ઉપયોગિતા અને તમારી સફળતાની સંધિઓ ઘટાડશે. બેંકમાં તમારી જે રકમ જમા હોય તેની ઉપર તમારી કાર્યસિદ્ધિનો જેટલો આધાર રહેલો છે તે કરતાં તમારી પાસે જે શક્તિરૂપી મૂડી હોય; જે અસરકારક-તાથી તમે તેનો ઉપયોગ કરી શકો અને તમારા ધંધામાં તમારી જેટલી શક્તિનો ઉપયોગ કરી શકો તે ઉપર તેનો વિશેષ આધાર રહેલો છે. જે માણસ અનારોગ્યથી નિર્બળ બની ગયો હોય અથવા જેણે તંબાકુ કે દારૂના અતિ ઉપયોગથી કિંવા કોઇ ઈતર પ્રકારના વ્યસનથી પોતાની શક્તિનો હ્રાસ કર્યો હોય; તેને જેનો પ્રત્યેક અવયવ અને

શક્તિ સુદૃઢ તથા બળવાન હોય એવા માણસની સ્પર્ધામાં સફળતા મળવાનો થોડોજ સંભવ હોય છે.

મનુષ્યની કોઇ પણ નિર્બળતા તેની સમગ્ર કારકીર્દિને બાધિત કરે છે; તે તેના સમગ્ર કાર્યમાં ભૂતની પેઠે આવીને ખડી થશે અને તેને ભૂતકાળની ભૂલને માટે લજ્જિત કરશે; દોષિત ઠરાવશે તથા સજા કરશે. પ્રત્યેક અવિચાર અથવા ખરાબ વ્યસન એક છિદ્ર પાડે છે, કે જેમાંથી સફળતાની મૂડી વહી જાય છે.

તમારી પાસે મહાન સફળતાની મૂડી હોય તથા મહાન શારીરિક અને માનસિક શક્તિ હોય; તોપણ જો તમે ડહાપણપૂર્વક તેનો ઉપયોગ કરી તે દ્વારા વિશેષમાં વિશેષ લાભ મેળવી ન શકો અને તમારી સફળતા પૂર્ણ થતાં સુધી તેને નિભાવી ન શકો તો તે શા કામની ?

જેણે પોતાની શારીરિક શક્તિ ગુમાવી દીધી હોય; જેની શક્તિઓ અર્ધી કેળવાઇ હોય; જેની સફળતાની મૂડી પૂરેપુરી ખર્ચાઇ ગઇ હોય અને અસ્વસ્થ શરીરથી જેની સફળતાની આશા નષ્ટ થઇ ગઇ હોય; એવા તરુણને ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરતો જોવો એ એક શોકજનક દૃશ્ય છે. સૌથી વિશેષ શોક તો એટલા માટે થાય છે કે, જો તેણે સારી રીતે જીવનક્રમ ચલાવ્યો હોત તો તેની મહત્ત્વાકાંક્ષા સિદ્ધ થઇ હોત અને જગતમાં એક ઉત્તમ સર્વાંગસંપૂર્ણ વ્યક્તિનો વધારો થયો હોત.

એટલા માટે પ્રત્યેક માણસની સમક્ષ ઉભેલો મહાન પ્રશ્ન, શક્તિ કેવી રીતે ઉત્પન્ન કરવી, કેવી રીતે તેનો સંચય કરવો અને સૌથી આગળ શી રીતે રહેવું એ છે.

જો તમે બુદ્ધિમાન, સહૃદય અને તમારી જાતનો વિશેષમાં વિશેષ લાભ લેવાના નિશ્ચયવાળા હશો; તો તમે સામર્થ્યના પ્રત્યેક ટુકડાને શારીરિક, માનસિક અને નૈતિક શક્તિના પ્રત્યેક સાધનને જીવનની કિંમતી મૂડી ગણુશો; અને જ્યાંસુધી કાંઇક યોગ્ય બદલો નહિ મળે ત્યાંસુધી તેને ખર્ચશો નહિ. તમે શક્તિના પ્રત્યેક પ્રકારના અપવ્યયને અક્ષમ્ય હાનિપાપ અને અપરાધ સમાન ગણુશો. તમે જેમાંથી શક્તિ વહી જાય એવા પ્રત્યેક છિદ્રને બંધ

કરશો અને તમારી સફળતાની મૂડીના પ્રત્યેક અનાવશ્યક હ્રાસને અટકાવશો; તો તેથી તમે જે બળ એકઠું કરી શકશો-જે શક્તિ મેળવી શકશો તે સર્વ અત્યંત થોડા પ્રમાણમાં અને અત્યંત અસરકારક રીતે વપરાશે. તમે તમારી પ્રત્યેક શક્તિ અને પ્રત્યેક અવયવને સર્વોત્તમ દશામાં રાખશો કે જેથી પ્રાતઃકાળમાં તમારામાં સંપૂર્ણ બળ હોય. તમારી પ્રત્યેક શક્તિ સતેજ હોય અને તમારો પ્રત્યેક અવયવ સુસ્થિત હોય એવીજ દશામાં તમે તમારૂં કામ ચાલુ કરશો. જો તમે પ્રતિદિન જુસ્સા અને બળપૂર્વક કામ કરી ન શકો અથવા જો તમે તમારા કાર્યમાં તમારી શક્તિના કેવળ એક નાના ભાગનોજ ઉપયોગ કરી શકો, તો તો તમને માત્ર થોડાજ પ્રમાણમાં સફળતા પ્રાપ્ત થશે.

પ્રાતઃકાળમાં શક્તિ અને ઉત્સાહ હોય નહિ અને શરીર એટલું બધું શ્રમિત થઇ ગયું હોય કે સ્વાભાવિકતા તથા જુસ્સાથી કામ કરી શકાય નહિ અને પ્રત્યેક કામ કેવળ મનોબળથીજ કરવાની ફરજ પડે; એવી દશામાં કામ હાથમાં લેવું એ અતિમૂર્ખતાભરેલું અથવા ગાંડપણ છે.

તમારી જાતને હમેશાં કામને માટે લાયક રાખો, કે જેથી તમે સરળતા અને ગંભીરતાપૂર્વક કરી શકો અને તમારે વિશેષ શ્રમ કરવો પડે નહિ તથા તમારી શક્તિનો હ્રાસ થાય નહિ. એક વિજેતાની પેઠે કામ હાથમાં લો; ખુદ તમારી ચાલમાં વિજયની ખાત્રી હોય એવી દશામાં કામ ગ્રહણ કરો. જો તમારામાં અખંડ બળ ભરેલું હશે તો તમારી રીતભાત પણ શક્તિનો પ્રકાશ ફેલાવશે અને તમારા સમસ્ત અંગમાંથી શક્તિનો પ્રકાશ નીકળશે. એક માણસના સમગ્ર શરીરમાં જો આરોગ્ય ઉછળી રહ્યું હશે તો તે શરીર નીરોગી સ્થિતિમાં આખા દિવસમાં કરી શકે તે કરતાં વિશેષ કામ માત્ર એકજ કલાકમાં કરશે.

ખવાઈ ગયેલા મનુષ્યની નિર્બળતામાં સફળતા રહેલી નથી. તેના અનિશ્ચિત્ પગલામાં, તેની અપૂર્ણ ઇચ્છામાં, તેના અદૃઢ હાથમાં કે તેના શિથિલ મગજમાં વિજય રહેલો નથી. અશક્ત બની ગયેલો મનુષ્ય હમેશાં તકો ગુમાવી દે છે. કારણ કે તેમને ગ્રહણ કરવાનું, તેમને

નિભાવી રાખવાનું અને તેમનો ઉપયોગ કરવાનું સામર્થ્ય તેનામાં હોતું નથી. તેને પાછળ પડવાની અને પોતાનાથી અર્ધી પણ માનસિક શક્તિ નહિ ધરાવનાર, પરંતુ મજબૂત શરીર અને અખંડ શક્તિવાળા માણસોને તેની આગળ નીકળી જતા અને ઇનામો લઈ લેતા જોવાની ફરજ પડે છે.

ઘણા લોકો પોતાના ધંધામાં આખા દિવસમાં જેટલી શક્તિ ખર્ચે છે તે કરતાં વિશેષ શક્તિ તેઓ રાત્રે ખર્ચે છે. જો કે તેમને કોઇ એ વાત કહે તો તેઓ ચોંકી જાય અને ગુસ્સે થાય. તેઓ ધારે છે કે, શારીરિક અપવ્યય એજ માત્ર શક્તિ ખૂટાડવાનો માર્ગ છે; પરંતુ અનુકરણીય નીતિ ધરાવનાર સ્રીપુરુષો પોતાની શક્તિ શતાવધિ માર્ગે ગુમાવી દે છે; ખોટા વિચારો કરે છે; ચિંતા કરે છે; ખિન્ન થાય છે; અનેક કાલ્પનિક વસ્તુઓથી ડરે છે; પોતાનું કામ પોતાની સાથે ઘેર લેતા જાય છે અને કામ કરવાના વખતે તેઓ જેટલું સખ્ત કામ કરે છે તેટલુંજ સખ્ત કામ તેઓ મનદ્વારા ત્યારપછી પણ કરે છે.

જ્યારે જ્યારે તમને ગુસ્સો ઉત્પન્ન થાય; ચીઢ ચઢે કે બડબડાટ કરવાનું મન થાય; જ્યારે જ્યારે તમને ઉદાસી, ખેદ, કે વ્યગ્રતા થાય ત્યારે ત્યારે તમે તમારી શક્તિનો વ્યય કરો છો; તમારા બળનો હ્રાસ કરો છો અને તમારૂં માનસિક યંત્ર ચલાવવાને માટે શક્તિનો સંચય કરવાને બદલે તમારા માનસિક ભંડારમાં છિદ્રો પાડો છો.

થૅકરે કહે છે કે "પ્રત્યેક મનુષ્યના મુખ પર પરિચય-પત્ર લખેલા હોય છે." આપણે પોતેજ આપણી ઉત્તમોત્તમ જાહેર ખબર છીએ; અને જો આપણે કોઇ બાબતમાં ખરાબ દેખાઇએ તો અન્ય માણસો આપણી કિંમત ઓછીજ ગણશે. આપણા સંસર્ગમાં આવનારા ઘણા લોકો આપણને આપણા ઘરમાં જોતા નથી; સંભવતઃ તેઓ કદી પણ આપણા શૅરો અને આપણાં બૉન્ડો, આપણી જમીન અને આપણાં ઘરો જોતા નથી; પણ માત્ર કીર્તિથીજ ઓળખે છે. પરંતુ તેઓ આપણું વ્યક્તિત્વ જુએ છે અને તે દ્વારા તેઓ આપણી તુલના કરે છે. આપણે કેવા છીએ અને આપણે શું કરવાને શક્તિમાન છીએ

તેની તુલના તેઓ આપણા દેખાવ દ્વારા કરે છે અને જો આપણે પોષાકમાં કિંવા અંગત રીતભાતમાં અવ્યવસ્થિત હોઈએ તો તેઓ સ્વાભાવિક રીતે આપણને અવ્યવસ્થિત કામ કરનારા અને અવ્યવસ્થિત જીવન ગાળનારા માને છે. અને તેમની આ માન્યતા સત્યજ હોય છે. શિથિલતા કે બેદરકારી ગમે ત્યાં દેખાય, અથવા તેનો પ્રકાર ગમે તે હો; પણ તે આપણા કાર્યમાં, આપણી રીતભાતમાં અને આપણી જાતમાં જરૂર જણાઇ રહેશે. ઘણા લોકો પોષાક ધારણ કરતી વખતે બેદરકારી દર્શાવે છે. દાખલા તરીકે તેઓ પોતાના જોડાના આગલા ભાગમાંજ બ્લેકિંગ કરે છે અને એડી પર બ્લૅકિંગ કરતા નથી. તેમના લખેલા પ્રત્યેક અક્ષરમાં અને તેમના હાથમાં લીધેલા પ્રત્યેક કાર્યમાં આવીજ અપૂર્ણતા અને આવીજ ન્યૂનતા જોવામાં આવે છે. એથી ચારિત્ર્યવિકાસમાં બાધા થાય છે. અપૂર્ણતા કે અવ્યવસ્થાનું જ્ઞાન સ્વમાનનો નાશ કરે છે અને શક્તિ ઘટાડે છે.

આ સસ્તાં વસ્ત્રોના દિવસોમાં કોઈ પણ માણસ અસુઘડ સ્થિતિમાં ઘર બહાર નીકળે તો તે તેને પાલવી શકતું નથી. તેમજ એક વાર તેણે પોષાક ધારણ કર્યો એટલે તે વિષે વિચાર કરવો પણ તેને પાલવી શકતો નથી; એટલા માટે તેણે એવી રીતે પોષાક પહેરવો જોઇએ કે તેને કોઇ ખામીની બિલકુલ ખબરજ રહે નહિ. પોતે યોગ્ય અને ઉચિત રીતે પોષાક પહેર્યો છે એવી પ્રતીતિ મનુષ્યની કર્તૃત્વશક્તિ અને સ્વમાનમાં વૃદ્ધિ કરે છે અને તેને વિશેષ પ્રમાણમાં સફળતા અપાવે છે. જો તમે અવ્યવસ્થિત રીતે પોષાક ધારણ કર્યો હશે તો તમને લોકોને મળવામાં અમુક પ્રકારની ભીતિ લાગશે. આ તમારી શક્તિનો હ્રાસ છે. આથી તમને અશાંતિ અને ક્રોધ ઉત્પન્ન થશે અને તમારી શક્તિ તથા આત્મશ્રદ્ધાનો ખરેખરો નાશ થશે.

છોકરીઓ, કે જેમને પોતાના નિર્વાહનાં સાધનો પ્રાપ્ત કરવાને માટે ઘર છોડવાની ફરજ પડતી નથી; તેમને ઉચ્ચ ધોરણ જાળવી રાખવા માટે તરુણ પુરુષો જેટલું મજબૂત પ્રેરક બળ મળતું નથી. જો તેઓ સ્વભાવતઃ આળસુ હોય છે તો તેમને ઘણી વાર મોડે સુધી શય્યામાં પડી રહેવાની

અથવા અવ્યવસ્થિત પોષાકમાં ઘરની આસપાસ આમતેમ બેસી રહેવાની લાલચ થાય છે. આવી સ્થિતિમાં ઘણી છોકરીઓને બેદરકારીથી કામ કરવાની ટેવ પડી જાય છે; તેમની શારીરિક તથા માનસિક અધોગતિ થાય છે અને તેમને કોઇ પણ શ્રમભરેલું કામ કરવા પ્રત્યે તિરસ્કાર છૂટે છે. તેમનાં સર્વ ધોરણો નીચાં પડી જાય છે અને તેઓ શિથિલ, મંદ, બેદરકાર તથા નિરુપયોગી બની રહે છે.

અન્ય પક્ષે તરુણ પુરુષો કે જેઓ જાણે છે કે તેમણે અમુક સમયે ઉઠવું જોઇએ; સુઘડ પોષાક પહેરવો જોઇએ અને નિયત સમયે પોતાના કાર્યાલયમાં જઈ કાર્યારંભ કરવો જોઇએ, નહિ તો પોતાની જગ્યા ગુમાવવી જોઇએ; તેમને પોતાનું ઉચ્ચ ધોરણ જાળવી રાખવાની ફરજ પડે છે. તેમને પોતાની મનોવૃત્તિઓની સલાહ લેવાની કિંવા તેમને ઉઠવાની અને બહાર જવાની રુચિ છે કે નહિ તેની તપાસ કરવાની તકજ મળતી નથી. તેઓ જાણે છે કે, તેમને પોતાનાં નિયત કાર્યો કર્યા વિના છૂટકોજ નથી.

જે તરુણ પુરુષ પોતાના જીવનનો ઉત્તમોત્તમ લાભ લેવાને પ્રયત્ન કરતો હોય તે જેટલી સુવ્યવસ્થા જાળવે તેટલી ઓછી છે. જે માણસ પ્રતિ રાત્રે અનાકર્ષક, અગવડભરેલા અને નૈરાશ્યોત્પાદક ઘરમાં જાય છે તે સારી રીતે કામ કરી શકતો નથી. તેણે સારી બત્તી રાખવી જોઈએ; આરામખુરશી રાખવી જોઇએ; અને જો બને તો ચિત્રો તથા કલાનાં ઈતર કામોથી પોતાનું દિવાનખાનું શણગારવું જોઇએ. પ્રત્યેક મનુષ્યનું આસનગૃહ સગવડકારક હોવું જોઈએ અને તેણે એકાદ સ્થાને સગવડભરેલો ખૂણો રાખવો જોઇએ કે જ્યાં તે એકાંતમાં વાંચી શકે અને ચિંતન કરી શકે. જો તે આમ કરશે તોજ તે પ્રગતિ કરી શકશે. ઘણા છોકરાઓ અને તરુણો સારૂં કામ કરવાને માટે સર્વથા નાલાયક હોય છે. ખાસ કરીને સાયંકાળે તેઓ સારી રીતે કામ કરી શકતા નથી; અને તેનું કારણ માત્ર એટલુંજ હોય છે કે આત્મસંસ્કારને માટે લલચાવે એવું આકર્ષક સ્થાનજ તેમની પાસે હોતું નથી.



# प्रकरण २० मुं—सफळतानो दारू

"લક્ષ્ય વિંધવામાં ઘણાઓ નિષ્ફળ થાય છે તેનું કારણ એ હોય છે કે તેમનામાં ગોળીના પ્રમાણમાં દારૂ હોતો નથી."

ઘણા માણસો મુખ્યતઃ નિર્બળતાને લીધે-કાર્યસિદ્ધિ કરનારી અને વિઘ્નો હઠાવી આગળ ધસનારી શક્તિ નહિ હોવાને લીધે-સફળતા મેળવવામાં નિષ્ફળ થાય છે. એક તરુણ પુરુષ ગમે તેટલો હોંશિયાર, વિવેકી કે મિલનસાર કાં ન હોય; પરંતુ જો તેનામાં આગળ ધસવાનું બળ ન હોય, સફળતાનો દારૂ ન હોય તો તે કદી પણ ઝાઝી કાર્યસિદ્ધિ કરી શકશે નહિ.

આજે પ્રમાણિકતા સિવાય અન્ય કોઇ પણ વસ્તુની બળ જેટલી માગણી થતી નથી. પ્રત્યેક મનુષ્યને તેમાં શ્રદ્ધા હોય છે; પ્રત્યેક સ્થળે આપણા સાંભળવામાં આવે છે કે "અમને એવો માણસ આપો કે જે કાંઈક કાર્ય કરી શકે; જેનામાં આગળ ધસવાનું બળ હોય; જેનામાં લોઢું હોય." તમારામાં શક્તિનો પ્રયોગ કરવાનું બળ ન હોય તો તે નિરુપયોગી થઇ પડે છે. વિચારો ગમે તેટલા સારા હોય, પરંતુ તેમને પાર પાડવાનું બળ ન હોય તો તે નકામા છે. ધસારો માર્ગને સાફ બનાવે છે; એક બળવાન મનુષ્યના માર્ગમાંથી લોકો દૂર ખસી જાય છે. જો એક બંદુકમાંથી મીણબત્તી જેવી કોમળ વસ્તુ પણ પૂરતા વેગથી છોડવામાં આવે તો તે એક ઇંચ જાડા પાટીઆને વિંધીને બહાર નીકળી જાય છે.

આપણે પ્રત્યેક સ્થાને સુંદર તરુણ સ્ત્રીપુરુષોને આગળ ધસવાના બળના અભાવને લીધે નિષ્ફળ થતાં, તેમની શક્તિ ગુમાવી દેતાં અને જડ બની જતાં જોઇએ છીએ. જો આપણે માત્ર તેમને ઢંઢોળી શકીએ, તેમનામાં થોડો દારૂ પૂરી શકીએ અને તેમને કાર્યમાં પ્રવૃત્ત કરી શકીએ તો તેઓ કાંઈક કાર્ય કરે છે, પરંતુ જો તેમ કરવામાં ન આવે તો તેઓ બિલકુલ કાર્ય કરી શકતાં નથી. તેમનામાં ઇતર પ્રત્યેક ગુણ હોય એમ જણાય છે, પણ આગળ ધસીને માર્ગ કાઢવાનું બળ હોતું નથી તેથી પ્રાયઃ તેમની સર્વ શક્તિ નિરુપયોગી થઇ જાય

છે. એક સુંદરમાં સુંદર એન્જીનમાં જો તેને ચલાવવાનું અને માલને તેના મુકામે ઘસડી લઈ જવાનું બળ ન હોય તો તે સર્વથા નિરુપયોગી થઈ પડશે.

જગત બળવાન માણસોની પ્રશંસા કરે છે. તેમની ઉપર આ દિશાનો પવન વાય કે પેલી દિશાનો જોરાવર પવન વાય; પરંતુ તેથી તેઓ માત્ર વાંકાજ વળે છે; પણ ભાંગી જતા નથી. તેમના માર્ગમાં વિઘ્ન નાખશો તો તેઓ તેમને જીતી લેશે. આવા માણસોને અધોગતિમાં રાખવા અશકય છે. તમે તેમને પાડી નાખશો તો તેઓ તરતજ પાછા ખડા થઇ જશે; તમે તેમને કાદવમાં દાટી દેશો તો તેઓ તરતજ બહાર નીકળશે અને કાર્ય કરવા માંડશે.

આ પ્રકારનું બળ નહિ હોવાને લીધે નિષ્ફળ થયેલા માણસોનાં હાડપિંજરોથી જીવનનો માર્ગ પુરાઇ ગયેલો છે. તેઓ એક વિઘ્ન જુએ છે કે તત્ક્ષણ તેઓ અટકી પડે છે; તેમનામાં વિઘ્નની ઉપરથી જવાનું કે તેને દૂર કરવાનું સામર્થ્ય હોતું નથી. તેમનામાં કાર્યસિદ્ધિનું બળ મૂકવું રહી ગયું હોય એમ લાગે છે. તેમનામાં બળનું લોઢું, કાર્યસિદ્ધિનું સામર્થ્ય હોતું નથી.

પ્રત્યેક સાધારણ તરુણમાં પ્રકૃતિએ શારીરિક અને માનસિક બળનો એક ભંડાર ભરેલો હોય છે, તે ઘણે અંશે તેને ચારિત્ર્ય, સફળતા અને સુખ આપે છે. કરકસર એ શબ્દ સાધારણ રીતે દ્રવ્યના બચાવના અર્થમાં વપરાય છે; પરંતુ સંભવતઃ તેનો આ અર્થ સૌથી ઓછા મહત્ત્વનો હોય છે. શારીરિક અને માનસિક બળ તથા તકો ગુમાવવાના પ્રમાણમાં–આપણા સર્વોચ્ચ કલ્યાણને ભયમાં લાવી નાખનાર હાનિના પ્રમાણમાં–દ્રવ્ય ગુમાવવું એ વિસાત વિનાની વાત છે. દ્રવ્યની બાબતમાં અત્યંત કંજુસાઈ કરનાર ઘણા માણસો આ માનસિક અને નૈતિક બળ ભયંકર પ્રમાણમાં ઉડાવી દે છે.

જો એક તરુણ માત્ર એકજ રાતના મોજશોખમાં પોતાના પિતાના એક હજાર ડૉલરો ખર્ચી નાખે તો તે એક ભયંકર કાર્ય ગણાય છે; પરંતુ તેનાં જે જીવનબળો ખર્ચાઇ જાય છે, જેનો ઉપયોગ શારીરિક અને માનસિક

કાર્યસિદ્ધિમાં કરી શકાયો હોત એવાં તેનાં જે સામર્થ્ય નષ્ટ થઈ જાય છે તેનું શું? તે નીતિભ્રષ્ટ માણસની જે નૈતિક અધોગતિ થાય છે તેના પ્રમાણમાં તેની દ્રવ્યહાનિ શી વિસાતમાં છે? કિંમતી જીવનશક્તિના એક નાના અંશની તુલનામાં એક હજાર ડૉલરો શી ગણત્રીમાં છે? ગુમાવી દીધેલા પૈસા પુનઃ પ્રાપ્ત કરી શકાય છે, પરંતુ મોજશોખમાં ગુમાવી દીધેલી શક્તિ પુનઃ પ્રાપ્ત કરી શકાતી નથી; એટલુંજ નહિં પરંતુ તેની હાનિ પોતાના કરતાં હજારગણી ખરાબ હાનિને ખેંચી લાવે છે. કારણકે તે સર્વ શક્તિને વિશેષ ભ્રષ્ટ કરે છે; ચારિત્ર્યની અધોગતિ કરે છે અને જીવનની સર્વ ઉત્તમોત્તમ વસ્તુઓના પાયાને નિર્બળ કરી નાખે છે.

ઘણા ઉદ્યોગી લોકો લજ્જાજનક રીતે સમય અને તક ગુમાવી દે છે તેનું કારણ એ હોય છે કે, જ્યારે ઉચ્ચતર કાર્યો શક્ય હોય છે ત્યારે તેઓ હલકાં કામો કરે છે; જ્યારે તેમણે વધારે સારૂં પુસ્તક વાંચવું જોઇએ ત્યારે તેઓ કંગાલ પુસ્તક વાંચે છે અને જ્યારે સારા સોબતીઓ મળી શકતા હોય ત્યારે તેઓ ખરાબ સોબતીઓની સાથે પોતાનો સમય ગુમાવી દે છે. અધુરૂં કામ કરવામાં, અવ્યવસ્થિત રીતે કામ કરવામાં, દોષ અને ભૂલ કરવામાં અને પહેલી વખત યથાવત્ કામ નહિ કરી તેને પુનઃ પુનઃ કરવામાં તેઓ પોતાનો સમય ગુમાવી દે છે.

અનીતિ ભરેલા, દુષ્ટ અને ભ્રષ્ટ વિચારો કરવાથી માનસિક અને નૈતિક શક્તિનો ઘણો હ્રાસ થાય છે. નિરુપયોગી ચિંતાનો પ્રત્યેક અંશ—અને સર્વ ચિંતા નિરુપયોગી હોય છે—વ્યગ્રતાનો પ્રત્યેક અંશ, ખિન્નતા અને વ્યાકુળતાનો પ્રત્યેક અણુ, નિરાશા, ઉદાસી અને ભાવી ચિંતાનો પ્રત્યેક અંશ, ભયનો પ્રત્યેક અણુ—નિષ્ફળતા, હાનિ, બિમારી, વ્યાધિ, મૃત્યુ, અયોગ્ય ટીકા કિંવા ઉપહાસ અથવા અન્યોના પ્રતિકૂળ અભિપ્રાયોનો ભય—આ સર્વ વસ્તુઓ મનુષ્યના બળનો હ્રાસ કરે છે અને તેઓ બિલકુલ નિરુપયોગી છે. કારણકે તેઓ રચનાત્મક અને સૃજનાત્મક કાર્યને માટે જોઇતી શક્તિનો નાશ કરીને મનુષ્યને તે કાર્યને માટે

નાલાયક બનાવી દે છે.

મનુષ્ય જ્યારે જ્યારે નિષ્ફળતા, દુર્ભાગ્ય, સંકટો અને આપત્તિઓ, ગત દોષો અને ભૂલો વિષે વાત કરે છે ત્યારે ત્યારે તે જીવનબળ ગુમાવે છે. જે મનુષ્યને સફળતા પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તેણે ભૂતકાળ તરફ પીઠ કરવી જોઈએ અને પોતાની પાછળના સર્વ પૂલોને બાળી નાખવા જોઇએ. તેણે અંધકાર તરફ પીઠ ફેરવવી જોઇએ અને પ્રકાશ તરફ મુખ રાખવું જોઈએ. અપ્રમાણિકતા ભરેલું પ્રત્યેક કાર્ય બીજાઓ જોતા હોય કે ન જોતા હોય પરંતુ તે ભયંકર રીતે જીવનબળનો નાશ કરે છે. અપવિત્રતા ભરેલું પ્રત્યેક કાર્ય અથવા વિચાર–પ્રત્યેક ખરાબ વાસના–સદાચાર અને સફળતાનો નાશ કરે છે.

ગુસ્સો, વ્યગ્રતા, ખિન્નતા અને અસ્વસ્થતા ઉત્પન્ન કરનારી પ્રત્યેક વસ્તુ જીવનબળનો હ્રાસ કરે છે. જે જે વસ્તુઓ મનુષ્યના મનમાં અશાંતિ ઉત્પન્ન કરે છે તે સર્વ તેની શક્તિનો નાશ કરે છે. ઘષણુ એ સુખ અને સફળતાનો ભયંકર શત્રુ છે. લેશ પણ લાભ કર્યા વિના કે લેશ પણ કિંમત વધાર્યા વિના તે જીવનયંત્રના નાજુક સાંધાઓને ઘસી નાખે છે. જીવનને ઘર્ષણમાંથી મુક્ત કરવું, સર્વ શક્તિઓ-ને સરળતાપૂર્વક કાર્ય કરતી બનાવવી અને જેમાંથી શક્તિ વહી જાય એવાં સર્વ છિદ્રો બંધ કરવાં એ મનુષ્યનું પોતાની જાત પ્રત્યેનું અને અન્યો પ્રત્યેનું પ્રથમ કર્તવ્ય છે.

આપણે જ્યાં જ્યાં જઇએ છીએ ત્યાં ત્યાં આપણે માનવયંત્રોને ઘર્ષણને લીધે અવાજ કરતાં તથા તેલના અભાવથી નાજુક માનવયંત્રના સાંધાઓને ઘસાતા તથા ઉષ્ણ બનતા જોઈએ છીએ. આ નાજુક, જીવંત, ચૈતન્યમય યંત્ર ચિંતારૂપી ધૂળથી ભરાઈ જાય છે અને એના નાજુક સાંધાઓ વ્યાકુળતાથી ઘસાઇ જાય છે. પ્રત્યેક સ્થળે સામર્થ્યનો ભયંકર નાશ આપણા જોવામાં આવે છે. બેદરકારી અને મોજશોખરૂપી છિદ્રોમાંથી બળ વહી જતું આપણા જોવામાં આવે છે. અતિ અદ્ભુત રીતે તૈયાર કરેલું, અતિ સૂક્ષ્મ રીતે ગોઠવેલું અને નિદાન એક શતાબ્દિ પર્યંત ચાલવાને નિર્માણ કરેલું આ ચમત્કારિક યંત્ર તેનો સ્વામી

જીવનના મધ્ય ભાગમાં પહોંચે તે પૂર્વે કચરાના ઢગલા પર નંખાઇ ગયેલું આપણે જોઈએ છીએ. પોતાના ઘડિયાળને વખતસર ચાવી આપવાની, નિયમિત રીતે તેને સાફ કરવાની અને તેનો વખત બરાબર રાખવાની તે કેટલી બધી સંભાળ લે છે; પણ તેનું અપાર કિંમતનું જીવંત યંત્ર કે જેને તે કોઇ પણ પ્રકારે બદલી શકતો નથી તેનો તે પ્રતિદિન દુરુપયોગ કરે છે. તે પોતાના નાજુક ઘડિયાળના યંત્રકામને ભીની હવામાં ખુલ્લું કરવાનો કિંવા તેને ઇલેકટ્રીક ડાયનેમાની નજીક લઈ જવાનો વિચાર કરશે નહિ; પણ પોતાના જીવંત યંત્રનો તે સર્વ પ્રકારે દુરુપયોગ કરે છે. ઈર્ષ્યા, ક્રોધ, તિરસ્કાર અને ભયંકર શકિતહ્રાસ દ્વારા તે આ ગુંચવણ ભરેલા અને ચૈતન્યમય યંત્રને ખોખરૂં અને નિર્બળ બનાવે છે; જેથી તે અંતે ઘસાયા વિના ચાલી શકતું નથી અને અંતે તેના નિયત કાર્યનો એક પણ અંશ કર્યા પૂર્વે કિંવા તેનો ઉદ્દેશ પાર પાડયા પૂર્વે તે ભાગી તૂટીને સંપૂર્ણતઃ નષ્ટ થઇ જાય છે.

---

# प्रकरण २१ मुं—मनोवृत्तिओने जीती लो.

પાસ્કલ કહે છે કે "મનુષ્યની સર્વ મહત્તા તેના વિચારમાં રહેલી છે" અને "સારા વિચાર કરવા એજ તેનું મોટું કર્તવ્ય છે." આ સખ્ત કથન છે, અને તે છતાં આપણો પ્રત્યેક શબ્દ અને આપણું પ્રત્યેક કામ માત્ર આપણા વિચારનું મૂર્ત સ્વરૂપ છે. એટલા માટે આપણે જ્યાંસુધી સારા વિચાર કરતાં નહિ શીખીએ ત્યાંસુધી આપણું જીવન નિષ્ફળ થશે. આપણે મહત્તાયુકત, સુખી અને સુંદર થઇએ એવો પ્રભુનો ઉદ્દેશ છે. પરંતુ જો આપણે સારા વિચાર કરતાં શીખીશું નહિ તો તેનો એ ઉદ્દેશ પાર પડવાને બદલે આપણું જીવન ક્ષુદ્ર, અસુખી, સૌંદર્યવિહીન અને નિષ્ફળ બની જશે.

જીવનની સમસ્ત શકિતઓને ફળિભૂત કરવાને માટે સૌથી પ્રથમ આવશ્યક વસ્તુ આરોગ્ય છે. મન અને શરીરની

તે ઉભરાઇ જતી શક્તિ અને બળ છે કે જે જીવનને આનંદ-દાયક બનાવે છે—અને આરોગ્યનો આધાર સદ્વિચાર ઉપર રહેલો છે. શરીરના પ્રત્યેક અવયવ પર, પ્રત્યેક જ્ઞાનતંતુ પર અને પ્રત્યેક ગાત્ર પર વિચારની પ્રબળ અસર થાય છે. આ એક દૃઢ શાસ્ત્રીય સિદ્ધાંત છે કે, આપણા વિચારોની પ્રતિ-ક્રિયાને પરિણામે કાં તો આપણું બળ અને સામર્થ્ય વધે છે, કે કાં તો ઘટે છે.

જો આપણે આપણું શરીર સંપૂર્ણતઃ નીરોગી રાખવું હોય તો આપણે આપણા મનને આનંદી, નિર્વિકારી અને ઉત્સાહી રાખવું જોઇએ. પ્રેમ, શાંતિ, આનંદ, ઉલ્લાસ, માયાળુતા, નિઃસ્વાર્થતા, સંતોષ અને સ્વસ્થતા, આ માનસિક ગુણો સમસ્ત શારીરિક ક્રિયાઓને નિયમિત બનાવી શરીરને મજબૂત અને નીરોગી બનાવે છે. જે માણસની ઇચ્છા હોય તે આગ્રહપૂર્વક સદ્વિચાર કરી આ ગુણો મેળવી શકે એમ છે.

કાર્લાઇલ કહે છે કે "મેં મનુષ્યના મુખારવિંદપર અને તેની આંખોમાં એવો પ્રકાશ જોયો છે કે જે તમને ઉચ્ચતર પ્રદેશની ઝાંખી કરાવે છે." જો આપણે આપણી મનોવૃત્તિઓને જીતી લેવા માગતા હોઇએ અને સુદૃઢ આરોગ્ય તથા સુખ અર્પનારી શાંતિ અને સ્વસ્થતા પ્રાપ્ત કરવા માગતા હોઇએ તો આપણે નિરંતર તે ઉચ્ચતર પ્રદેશમાં વસવું જોઇએ. ખોટી ચિંતનપ્રણાલિને જીતી લેવી સહેલી નથી. વ્યાકુળતા, ખિન્નતા, ચિંતા, વ્યગ્રતા અને ભીતિ, એ સર્વ માનસિક દુર્ગુણો નિરંતર આપણને ઉચ્ચતર પ્રદેશમાંથી નીચા પ્રદેશમાં ઘસડી લાવવાનો પ્રયત્ન કરે છે અને તેમને માત્ર સતત સાવધાનતા તથા અત્યંત આતુરતા અને આગ્રહથીજ જીતી શકાય છે.

ખોટી વિચારપ્રણાલિ એ નિર્બળતાનું ચિહ્ન છે; વસ્તુતઃ એ એક પ્રકારનો ઉન્માદ છે. કારણ કે ખોટા વિચાર કરનાર મનુષ્ય હમેશાં તેની પોતાની માનસિક અને શારી-રિક રચનાને ભાંગી તોડીને છિન્નભિન્ન કરે છે. સત્ય વિચારક એજ માત્ર શાણો વિચારક છે અને તે સુખીમાં સુખી તેમજ સૌથી વિશેષ સફળ મનુષ્ય છે. તે હમેશાં પોતાની જાતને પ્રતિકૂળ વિચારથી નીચે તોડી પાડી વિનાશક સ્થિતિ

ઉત્પન્ન કરતો નથી.

ખોટી વિચારપ્રણાલિથી કેવાં ભયંકર પરિણામો આવે છે તે આપણે સર્વે જાણીએ છીએ. તે આપણને મનથી અને શરીરથી કેવા પાંગળા બનાવી દે છે તે આપણે અનુભવદ્વારા જાણીએ છીએ. વૈદ્યો સારી રીતે જાણે છે કે, ક્રોધ રક્તને દૂષિત કરે છે અને ભય, ચિંતા, ખિન્નતા તથા ઇતર સમસ્ત ખરાબ વિચારો સમસ્ત શારીરિક ક્રિયાઓની સ્વાભાવિક ગતિમાં મહાન વિઘ્ન ઉભાં કરે છે. વળી તેઓ આ વાત પણ જાણે છે કે, સંકટ આવી પડવાની ચિંતા કે ભય જો દીર્ઘકાળ પર્યંત રહે તો તેથી પક્ષાઘાત થવાનો સંભવ રહે છે. આ એક સિદ્ધ થયેલી વાત છે કે, એક માતાના વિચારની ગંભીર અસર માત્ર તેની ઉપરજ થતી નથી, પરંતુ તેના બાળક ઉપર તેની અસર એટલી હદ સુધી થાય છે કે માતા જે વ્યાધિથી પીડાતી હોય તે વ્યાધિ બાળકને પણ થાય છે. દ્વેષ અને ઈર્ષ્યાની વૃત્તિઓ જો દીર્ઘ કાળપર્યંત ધારણ કરવામાં આવે તો કલેજામાં ગંભીર રોગો ઉત્પન્ન થાય છે અને અમુક પ્રકારનો અગ્નિમાંદ્ય થાય છે. પોતાની જાત પર જો અંકુશ રાખવામાં ન આવે અને વારંવાર ક્રોધ કરવામાં આવે તો તેથી માનસિક રચના નષ્ટભ્રષ્ટ થઇ જાય છે; મનોબળ ઘટી જાય છે અને ગંભીર અવ્યવસ્થા ઉત્પન્ન થાય છે. વ્યગ્રતા એ માનવજાતિના મહાનમાં મહાન શત્રુઓ પૈકી એક છે. તે જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં ઉંડા ઘાવ પાડે છે અને પોતાની સાથે ઉદાસી અને દુઃખને લઇને ફરે છે. તે પચનક્રિયાને મંદ અથવા બંધ કરે છે અને અંતે ક્ષુધાપીડિત મસ્તિષ્ક અને જ્ઞાનતંતુઓ અનેક પ્રકારના રોગો દ્વારા બલ્કે કેટલીક વાર તો ઉન્માદ દ્વારા પોતાનો વિરોધ પ્રદર્શિત કરે છે.

ખોટા વિચારો ગમે તે હોય, પરંતુ તે પોતાની કદા પણ ભુંસાય નહિ એવી છાપ મન અને શરીર એ ઉભય ઉપર પાડે છે. તે ચારિત્ર્ય અને ભૌતિક ઉન્નતિ એ ઉભય પર અસર કરે છે. જ્યારે જ્યારે તમે બડબડાટ કે દોષાન્વેષણ કરો છો; જ્યારે જ્યારે તમે મિજાજ ગુમાવો છે; જ્યારે જ્યારે તમે ક્ષુદ્ર અને તિરસ્કરણીય કામ કરો છો; ત્યારે

ત્યારે તમે એવી હાનિ સહન કરો છો કે જે પૂરી શકાતી નથી. આવી સ્થિતિમાં તમે અમુક પ્રમાણમાં શક્તિ અને સ્વમાન તથા ઉન્નતિદાયક ચારિત્ર્યબળ ગુમાવો છો; અને તમને તમારી હાનિની પ્રતીતિ હોય છે, જેથી તમે અધિક નિર્બળ બનો છો.

એક વ્યાપારીને પ્રતીત થશે કે, પ્રતિકૂળ ઘટના બનતાં જ્યારે જ્યારે તેનું ચિત્ત અસ્વસ્થ બને છે; જ્યારે જ્યારે તે ક્રોધે ભરાય છે અને જ્યારે જ્યારે તે વ્યાકુળ થાય છે ત્યારે ત્યારે તે પોતાના આરોગ્યને ગંભીર હાનિ કરે છે; એટલુંજ નહિ પરંતુ તે પોતાનો ધંધો પણ ઘટાડે છે, તે પોતાને અનાદરણીય બનાવે છે અને સફળતાનાં સાધનોને નસાડી મૂકે છે.

જે માણસ પોતાની શક્તિનો ઉત્તમોત્તમ ઉપયોગ કરવા માગતો હોય તેણે પોતાના મનને ઉચ્ચ દશામાં રાખવું જોઇએ. જો તે ઉત્તમોત્તમ સફળતા પ્રાપ્ત કરવા માગતો હોય તો તેણે સદ્વિચાર કરવા જોઇએ. તે અસ્વસ્થતા ભરેલા વિચાર કરે તો સરળતાપૂર્વક તેના ધંધાની પ્રગતિ થશે નહિ. તેની ખોટી વિચારપ્રણાલિ તેના ભાવીને ભ્રષ્ટ કરશે.

જેઓ એક વાર સમૃદ્ધિશાળી હતા એવા ઘણા માણસો પોતાના વિચારોને કાબુમાં રાખતાં કદી પણ શીખેલા નહિ હોવાથી આર્થિક બાબતમાં પાયમાલ થઇ ગયા છે. તેઓ ચિંતા અને ભયના દાસ બની ગયા; તેઓ વ્યગ્ર અને ખિન્ન થવા લાગ્યા અને પ્રત્યેક જણનો દોષ કાઢવા લાગ્યા; દોષાન્વેષણ કરવાની ટેવ દૃઢીભૂત થઇ ગઇ અને અંતે તે એવી સ્થિતિએ પહોંચી કે કોઇ પણ વસ્તુ તેમને રુચિકર લાગતી નહિ અને કોઇ પણ માણસ તેમને સંતોષ આપી શકતો નહિ. તેમના જૂના નોકરો તેમનો ત્યાગ કરી ગયા; તેમના ગ્રાહકો ઓછા થઈ ગયા; તેમનો ધંધો ઘટવા લાગ્યો અને તેમના લેણદારો તેમની આર્થિક દૃઢતા વિષે શંકા કરવા લાગ્યા. તેમના ધંધામાં સામાન્ય મંદતા આવી અને અંતે તેઓ સંપૂર્ણતઃ પાયમાલ થયા.

આપણે આપણી મનોવૃત્તિઓને જીતી શકીએ છીએ. આપણે જેવા થવા ઇચ્છીએ તેવા આપણે થઈ શકીએ છીએ.

નિશ્ચયાત્મક અથવા સર્જનાત્મક વિચારના બળથી આપણે આપણામાં ચમત્કારિક પરિવર્તન કરી શકીએ તેમ છીએ; આપણે અનિષ્ટ સ્થિતિને બદલે ઇષ્ટ સ્થિતિ આકર્ષવાની શક્તિ પ્રાપ્ત કરી શકીએ તેમ છીએ.

મનુષ્યની રચના એવા પ્રકારની છે કે તેને જો એમ કહેવામાં આવે કે તે મૂર્ખ છે, તો તે તે વાત માને છે; અને તેને શાણો કહેવામાં આવે તો તે પોતાને શાણો પણ માને છે. ઘણા લોકો પોતાના દોષો વિષે વિચાર કરીને માત્ર તેમને વધારી મૂકે છે. પોતાના મનમાં વારંવાર તેમનાં ચિત્રો ખડાં કરીને તેઓ તેમને વિશેષ દૃઢીભૂત કરે છે. આપણે જ્યારે વિરુદ્ધ વિચાર કરતા હોઇએ ત્યારે ઇષ્ટ સ્થિતિ પ્રાપ્ત કરવી આપણે માટે અશકય થઇ પડે છે. ખરાબ સ્થિતિને જીતી લેવાનો અને ઉન્નત દશા પ્રાપ્ત કરવાનો કેવળ એકજ માર્ગ છે અને તે હમેશાં સુખ, ઉપકાર, પ્રેમ તથા ઉજ્જવલ ભાવીના વિચાર કરવા એ છે.

જે માણસે ઝેર ખાધું હોય તેને સાજો કરવાને માટે જ્યારે વૈદ્યને બોલાવવામાં આવે ત્યારે તે તત્કાળ તેને વિષ-નાશક ઔષધિ આપે છે. તેજ પ્રકારે દુષ્ટ વિચારોરૂપી વિષથી જ્યારે આપણે ગ્રસ્ત થઇએ ત્યારે આપણે માટે સાજા થવાનો કેવળ એકજ માર્ગ છે અને તે સદ્વિચારરૂપી વિષનાશક દવા લેવાનો છે. જો એક બત્તી સળગી ઉઠે તો આપણે તેની ઉપર વિશેષ ઘાસતેલ રેડીને તેને બુઝાવવાનો વિચાર કરીશું નહિ પણ અગ્નિ બુઝાવનારો કોઇ રાસાયનિક પદાર્થ તેની ઉપર નાખીશું અને તત્ક્ષણ અગ્નિને શાંત પાડી દઇશું. જ્યારે આપણે ક્રોધ, તિરસ્કાર, દ્વેષ અને ઈર્ષ્યાની લાગણી-ઓથી બળી રહ્યા હોઇએ ત્યારે વિશેષ ક્રોધ, વિશેષ તિરસ્કાર, અધિક દ્વેષ અને અધિક ઈર્ષ્યા ઉમેરવાથી તેની જ્વાળાઓ શાંત થશે નહિ. સમસ્ત ક્રોધ, વૈર અથવા ઈર્ષ્યા આદિની લાગણીઓની સ્વાભાવિક ઔષધિ તો પ્રેમની લાગણી છે.

જો તમે ઉદાસી, નિરાશા અને અરુચિની લાગણીથી ઘેરાઇ ગયા હો; જો તમે ખિન્નતા અને ક્રોધના દાસ બની ગયા હો અથવા તમારા વિકાસ કિંવા પ્રગતિને અટકાવનારા બીજા કોઈ દોષથી દૂષિત થયા હો; તો તમે આગ્રહપૂર્વક

તેથી વિરુદ્ધ એવા ગુણનું ચિંતન કરજો અને અભ્યાસના બળથી તે ઉપર તમારૂં સ્વામિત્વ સ્થાપિત થાય ત્યાં સુધી તેનું ચિંતન ચાલુ રાખજો.

જ્યારે તમને અસુખ જણાય અને સમસ્ત જગત પ્રત્યે તમને તિરસ્કાર છૂટે ત્યારે ખાત્રીપૂર્વક માનજો કે, એ લાગણીઓનું સંગોપન કરવાથી તેમાં વૃદ્ધિ થશે. જે વિચાર તમારા ગુસ્સાને દબાવી દેતો હોય તેનાથી વિરુદ્ધ પ્રકારનો વિચાર કરો, એટલે સ્વાભાવિક રીતેજ તમારી મનોવૃત્તિ બદલાઈ જશે. કલ્પનામાં અરુચિકર વિચાર કિંવા અનુભવને પરિવર્તિત કરવાની મહાન શક્તિ રહેલી છે. જ્યારે તમે દુષ્ટ મનોવૃત્તિઓના ભોગ થઇ પડો ત્યારે તમે તમારા મનને જણાવશો કે "આ સર્વ ભ્રમ છે; એને મારા ઉચ્ચતર અને શ્રેષ્ઠતર સ્વરૂપની સાથે કાંઇ પણ સંબંધ નથી; કારણ કે મને આવાં ખરાબ ચિત્રોનો દાસ બનાવવાનો પ્રભુએ કદી પણ ઉદ્દેશ રાખ્યો નથી."

તમારા જીવનના સૌથી આનંદદાયક અનુભવો અને સુખીમાં સુખી દિવસોનું આગ્રહપૂર્વક સ્મરણ કરો. કલા કિંવા પ્રકૃતિનો કોઇ સુંદર પદાર્થ જુઓ અથવા એકાદ ઉપકારક અને ઉન્નતિપથદર્શક ગ્રંથનો એકાદ ફકરો વાંચો. જે વસ્તુઓનો તમે ઉપભોગ લીધો હોય તેનું આગ્રહપૂર્વક સ્મરણ કરો. તમે જે કાર્ય સફળતાપૂર્વક સિદ્ધ કર્યાં હોય તેના સંબંધમાં વિચાર કરીને નિષ્ફળતાના વિચારોને હાંકી કાઢો. આશાને તમારી કુમકે બોલાવો અને તમારૂં ભાવી ઉજ્જવલ તથા સફળ છે એવો વિચાર કરો. માત્ર થોડીજ મિનિટ સુધી તમે સુખના વિચાર કરશો એટલે અંધકાર અને ઉદાસીના સઘળા ભૂતો, તમને વ્યગ્ર અને વ્યાકુળ કરનારા સઘળા વિચારો કેવા અદૃશ્ય થઈ જાય છે, તે જોઇને તમે આશ્ચર્યચકિત થઇ જશો. તેઓ પ્રકાશમાં ઉભા રહી શકતા નથી. આનંદ, ઉલ્લાસ અને શાંતિ, એ તમારા શ્રેષ્ઠતમ સંરક્ષકો છે; તેઓ જ્યાં હોય ત્યાં અશાંતિ, અંધકાર અને બિમારી રહી શકતાં નથી.

ઉત્સાહને દબાવી દેનારી અને દુર્વૃત્તિઓ ઉત્પન્ન કરનારી પ્રત્યેક વસ્તુ માનસિક બળનો નાશ કરે છે. જ્યારે

જ્યારે ખરાબ વિચાર ધારણ કરવામાં આવે છે, ત્યારે ત્યારે માનસિક શક્તિ અને કાર્યસિદ્ધિના બળનો નાશ થાય છે. સર્વ ખરાબ વિચારો નિષેધાત્મક હોય છે અને મન જ્યારે નિશ્ચયાત્મક હોય ત્યારેજ તે નવી રચના રચી શકે છે.

જેવી રીતે એક સેનાપતિ પોતાની સેનાને પોતાની ઇચ્છા પ્રમાણે પ્રવર્તાવી શકે છે, તે પ્રમાણે આપણે જ્યાંસુધી આપણી મનોવૃત્તિઓને કાબુમાં ન રાખી શકીએ અને આપણી ઇચ્છામાં આવે તેવા વિચારો ન કરી શકીએ ત્યાંસુધી આપણે કદી પણ ઉત્તમોત્તમ કાર્ય કરી શકીશું નહિ. આપણે તેમ નહિ કરીશું તો આપણે તેમના દાસ બની જઇશું. જે માણસ પોતાની વૃત્તિઓની દયા પર જીવતો હોય તે સ્વતંત્ર મનુષ્ય નથી. જે મનુષ્ય પોતાના માનસિક શત્રુઓની સામે થઇને સર્વોત્તમ સ્થિતિ પ્રાપ્ત કરી શકે છે તેજ માત્ર સ્વતંત્ર છે. જે મનુષ્ય પ્રત્યેક દિવસ પ્રાતઃકાળમાં, પોતે ઉત્તમોત્તમ કામ કરી શકશે કે નહિ તેના સંબંધમાં પોતાની વૃત્તિઓની સલાહ લે; જે મનુષ્ય સવારમાં ઉઠે ત્યારે આજે કામ કરવાનો ઉત્સાહ છે કે નહિ એવો પોતાના મનને પ્રશ્ન કરે; જે મનુષ્ય પોતાના મનમાં એવો વિચાર કરે કે "જો આજે મારી મનોવૃત્તિઓ બદલાય નહિ, જો આજે ધંધામાં કાંઇ વિક્ષેપ આવી પડે નહિ અને મારી મનઃશાંતિનો ભંગ થાય નહિ અથવા જો હું મારો મિજાજ કાબુમાં રાખી શકું, તો હું આજે સારી રીતે કામ કરી શકીશ." તે મનુષ્ય વૃત્તિઓનો ગુલામ છે; તે સફળ કે સુખી થઇ શકતો નથી.

જે મનુષ્યને પ્રત્યેક દિવસ પ્રાતઃકાળમાં એવી ખાત્રી હોય છે કે તે આજે સારી રીતે કાર્ય કરી શકશે; તે પોતાનાથી બની શકતું ઉત્તમોત્તમ કાર્ય કરી શકશે; તેની સ્થિતિ કેટલી ભિન્ન હોય છે! જે મનુષ્ય જાણે છે કે, તે પ્રતિદિન સૃષ્ટાની યોજના અમલમાં મૂકી શકશે અને પોતાના કાર્યના સંબંધમાં જેને ભય, શંકા કે ચિંતા હોતી નથી તે મનુષ્યનો દેખાવ કેવો ભવ્ય હોય છે! તે જાણે છે કે, તે પોતાની જાતનો સ્વામી છે અને તેને એવી નિશ્ચિત પ્રતીતિ હોય છે કે મનોવૃત્તિઓ કે સંયોગોમાં તેને અટકાવવાનું

બળ નથી. તે પોતાની જાત ઉપર કાબુ ધરાવે છે.

આજે લોકો અત્યંત દોડાદોડી અને પ્રવૃત્તિ કરી રહ્યા છે; આજે ઘણા લોકો સખ્ત સ્પર્ધા અને નિર્વાહ માટેના કઠિન વિગ્રહમાં રોકાયેલા છે; પરંતુ તેની વચ્ચે અત્રતત્ર કેટલાક એવા શાંત જીવો જોવામાં આવે છે, કે જેઓ આપણા મન પર સામર્થ્ય અને શાંત, દૃઢ નિશ્ચયની છાપ પાડીને નક્ષત્રોની પેઠે એકસરખી ગતિથી તથા ભવ્યતાપૂર્વક પોતાના લક્ષ્ય તરફ પ્રયાણ કરતા હોય છે. સદ્વિચાર કરવાની કળા તેઓ જાણે છે; સફળ જીવનની ચાવી તેમણે હસ્તગત કરેલી હોય છે.

આ સર્વોત્તમ આત્મસંયમ કે જે દ્વારા મનુષ્ય સર્વોચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરવાને શક્તિમાન થાય છે તે સંસ્કૃતિના અંતિમ પાઠો પૈકી એક છે; પરંતુ એ મહાન કાર્યસિદ્ધિનું પ્રથમ પગથીઉં છે અને સર્વ માણસોને પ્રાપ્ત થઈ શકે એવી વસ્તુ છે.

કોઇ દિવસ આપણે એક ક્ષણ પણ કોઇ આત્મઘાતક વિચાર કે વૃત્તિને સ્થાન આપવું નહિ એવો નિશ્ચય કરીશું. જેવી રીતે આપણે આપણા ઘરમાં ચોરો કે ખુનીઓને પ્રવેશવા દેતા નથી, તેવી રીતે આપણે ભય, ઈર્ષ્યા, દ્વેષ, ચિંતા, ખિન્નતા કે વ્યગ્રતાના વિચારોને આપણા મનમાં પ્રવેશવા દઇશું નહિ. એક સમય એવો આવશે, કે જ્યારે શિક્ષિત મનુષ્યો ક્રોધ, દ્વેષ, તિરસ્કાર, નિરાશા અને ઉદાસીના વિચારોનો વિષની પેઠે ત્યાગ કરશે.

આજે જેઓ કાંઇ પણ મહત્ત્વનું કાર્ય કરતા નથી એવા હજારો લોકો જો માત્ર પોતાની મનોવૃત્તિઓને જીતી લઈ શકે તો તેઓ મહાન કાર્ય સિદ્ધ કરી શકે.



# प्रकरण २२ मुं–निश्चय अंतिमज होवो जोइए.

સેંટ પિયર આગળ ભયંકર અકસ્માત બન્યો તેને આગલે દિવસે ઇટાલિયન વહાણુ "ઓર્સોલિના"માં માલ ભરાતો હતો; પરંતુ તેનો કૅપ્ટન જ્વાળામુખી પર્વતનો ભયંકર દેખાવ જોઇને એટલો બધો ભયભીત બની ગયો કે તેણે માલ ભરવો બંધ કરી એકદમ વહાણુ હંકારવાનો નિશ્ચય કર્યો. માલવાળાઓએ તે સામે પોતાનો વિરોધ દર્શાવ્યો અને માત્ર અર્ધો માલ લઇને વહાણુ હંકારી લઇ જવાનો તે પ્રયત્ન કરે તો તેને પકડાવવાની તેમણે ધમકી આપી. પરંતુ કૅપ્ટન દઢ રહ્યો. તેમણે ક્રોધપૂર્વક વિરોધ પ્રદર્શિત કર્યો અને વારંવાર જણાવ્યું કે, માઉન્ટ પેલીની સ્થિતિ ભયંકર નથી. પરંતુ તે દઢતાપૂર્વક એકજ ઉત્તર આપતો કે "માઉન્ટ પેલીના સંબંધમાં હું કાંઇ પણ જાણતો નથી, પરંતુ તમારો જ્વાળામુખી હમણાં જેવો જણાય છે તેવો જો વિસુવિયસ જણાય તો હું નેપલ્સની બહાર નીકળી જાઉં, અને હું અહીંઆંથી પણ ચાલ્યો જવાનો છું. અહીંઆં જેવું જોખમ ખેડવાનું છે તેવું જોખમ ખેડવા કરતાં અર્ધો માલ લઇને ચાલ્યા જવાનું હું વિશેષ પસંદ કરૂં છું."

ત્યાર પછી ચોવીસ કલાકમાં માલવાળાઓ અને જકાત ખાતાના બે અમલદારો કે જેમણે કૅપ્ટન લેબોફ્ને પકડવાનો પ્રયત્ન કર્યો હતો, તેઓ સેંટ પિયરમાં મરણુ પામ્યા; અને "ઓર્સોલિના" તેના કૅપ્ટન તથા ખલાસીઓ સાથે સમુદ્રમાં સુરક્ષિત હતું અને ફ્રાન્સ તરફ ચાલ્યું જતું હતું. આ પ્રસંગે દઢ મનોબળ અને દઢ નિશ્ચયનો વિજય થયો હતો; પરંતુ જો નિર્બળતા અને અનિશ્ચય બતાવવામાં આવ્યો હોત તો અવશ્ય નાશ થયો હોત.

બળવાન, મજબૂત, નિશ્ચયવાન મનુષ્યની આજે બહુ જરૂર છે. જે માણુસ નિશ્ચય કરે એટલુંજ નહિ પરંતુ દઢ નિશ્ચય કરે અને જે બાબતનો તેને નિશ્ચય કરવાનો હોય તે સંબંધી સર્વ સંયોગો અને સ્થિતિઓનો વિચાર

કર્યા પછી અંતિમ નિશ્ચય કરે અને પછી તેને પોતાના મનમાંથી બહાર કાઢી નાખે અને કોઈ બીજી બાબત હાથમાં લે તે માણસની આજે બહુ આવશ્યકતા છે. આવા માણસમાં સાધારણ રીતે ઉત્તમ કર્તૃત્ત્વશક્તિ હોય છે. તે એક કાર્યક્રમ ઘડી શકે છે એટલુંજ નહિ પરંતુ તેને પાર પણ પાડી શકે છે. તે એક કાર્યનો નિશ્ચય કરી શકે છે એટલુંજ નહિ પરંતુ તેને સાંગોપાંગ પૂર્ણ પણ કરી શકે છે.

પ્રત્યેક ઘડીઆળમાં ડાયલની પાછળ એક અદૃશ્ય સ્પ્રીંગ હોય છે કે જે ચક્રોને ફરવાની ગતિ આપે છે અને કાંટાઓને અચૂક વખત બતાવવાની ફરજ પાડે છે. તેજ પ્રકારે પ્રત્યેક મહાન સાહસિક કાર્યની પાછળ અને પ્રત્યેક મહાન ખાતાની પાછળ આ કોટિની એક બળવાન વ્યક્તિ હોય છે. જો કે ઘણી વાર તે જનપદની જાણમાં હોતી નથી. તે મનુષ્ય દૃઢ નિશ્ચયવાન હોઈ સંસ્થાનાં સર્વ કામોને ગતિ આપે છે; સંસ્થારૂપી યંત્રનાં ચક્રોને ફરવાની ફરજ પાડે છે અને તેમની ગતિનું નિયમન કરે છે. તે પોતાનો નિશ્ચય ફેરવતો નથી. તેનો નિશ્ચય એક, દૃઢ અને અંતિમ હોય છે. અન્યોના વિચાર, સલાહ અને સૂચના તે ધ્યાનમાં લે છે, પરંતુ કાર્યક્રમ તો તે પોતેજ નિશ્ચિત કરે છે અને તેને પાર પાડે છે. તે સૌની ઉપર વર્ચસ્વ ધરાવે છે; તે સર્વ કાર્યોનું નિયમન કરે છે અને સર્વ માણસો તેની પાસેથી હુકમ મેળવે છે. જો તે ખાતાનો ત્યાગ કરે અથવા કામ કરતો બંધ થાય તો ખાતું ભાંગેલી સ્પ્રીંગવાળી ઘડીઆળ સમાન બની જાય છે. ચક્રો સર્વ સુરક્ષિત હોય છે અને ઇતર સર્વ વસ્તુઓ પોતપોતાના સ્થાનમાં હોય છે; પરંતુ તેમને ગતિ આપનારી શક્તિ જતી રહેલી હોય છે તો કોઇ પણ વસ્તુ ફરતી નથી. તે સર્વની પાછળ રહેલો મજબૂત હાથ અને નિશ્ચયાત્મક શક્તિ તેને ગતિ આપતી બંધ થઇ છે.

એ. ટી. સ્ટુઅર્ટે જે બહોળો વ્યાપાર સ્થાપિત કર્યો હતો, તે તેની પાછળ રહેલી મહાન કર્તૃત્વશક્તિ અને વ્યવસ્થાશક્તિ દૂર થતાં નષ્ટ થઇ ગયો. જૂનું સુપ્રસિદ્ધ પત્ર "ન્યૂયોર્ક લેજર" કે જેને રૉબર્ટ બોનરે પોતાની સાહસિક અને નવીન વ્યવસાયવર્ધક પદ્ધતિઓથી "મર્ચન્ટ

લેજર" નામના દમ વિનાના નાના વ્યાપારવિષયક પત્રના પાયાથી વધારીને આ દેશનું પ્રધાન વાર્તિક પત્ર બનાવ્યું હતું તે તેના મહાન સ્રષ્ટાનું પ્રોત્સાહન દૂર થતાં તરતજ અધોગતિને પ્રાપ્ત થવા લાગ્યું.

આવો મહાન નેતા માત્ર એકજ હોય છે અને તેના અનુયાયીઓ હજારો હોય છે. નેતાનું અનુસરણ કરવું સહેલું હોય છે, પરંતુ ચપળતા અને નિશ્ચયપૂર્વક નવીન કાર્ય કરવામાં, દૃઢતાપૂર્વક પોતાના પગ ઉપર ઉભા રહેવામાં અને પોતાનીજ તુલનાશક્તિ ઉપર સંપૂર્ણ આધાર રાખવામાં હિંમત, દૃઢતા અને બળની અપેક્ષા હોય છે.

જો તમે અનિશ્ચયી હો, જો તમને અનિશ્ચિત વિચાર કરવાની, પુનઃ પુનઃ વિચાર કરવાની અને એક લક્ષ્ય નહિ રાખવાની ટેવ પડી હોય તો તમે કદી પણ નેતા બની શકશો નહિ. નેતાઓ એવા હોતા નથી; કારણ કે નેતાઓમાં ઇતર ગમે તે ખામી હશે તો પણ તેઓ દૃઢ નિશ્ચયવાન તો અવશ્ય હશે. પોતાને શી અપેક્ષા છે તે તેઓ જાણે છે અને તે એકદમ પ્રદર્શિત કરે છે. તેઓ ભૂલ કરે એવો સંભવ છે; તેઓ કોઇ કોઈ વાર ઠોકર ખાશે ખરા; પરંતુ તેઓ તરતજ ઉભા થશે અને આગળ ધસશે.

જે માણસ શીઘ્ર નિશ્ચય કરે તેને ભૂલ કરવી પાલવી શકે છે; કારણ કે તે ગમે તેટલી ભૂલો કરે તોપણ ભીરુ, અનિશ્ચયી અને ભૂલના ડરથી કાંઇ પણ કરવાનું માંડી વાળનાર માણસના કરતાં તે અધિક શીઘ્ર ગતિથી આગળ વધશે. જેઓ નિશ્ચિત ઘટનાની રાહ જુએ છે, જેઓ નદીના તટ ઉપર ઉભા રહીને કોઇ માણસ તેમને તેમાં હડસેલી પાડે તો સારૂં એવી ઇચ્છા રાખે છે તેઓ કદી પણ સામા તટે પહોંચતા નથી.

જે માણસ હમેશાં કાંઇ પણ નિશ્ચય વિનાનો હોય છે; કયે માર્ગે જવું તે જે કદી પણ જાણતો નથી; જે પરસ્પર વિરોધી અભિપ્રાયોનો ભોગ અને અત્યંત દબાણનો બલિ બનેલો હોય છે; જે તેને સલાહ આપનારા મનુષ્યના બોધને અનુસરે છે; જે થોડામાં થોડા વિરોધનો માર્ગ ગ્રહણ કરે છે અને જેને પોતામાં નિશ્ચયબળ દેખાતું નથી;

તે માણુસ જગતની સૌથી વિશેષ દયાજનક વસ્તુઓમાંની એક છે. જો તમારે વિષે એવી વાયકા ઉડેલી હશે કે તમારામાં દૃઢતા નથી અને તમારો નિશ્ચય સહેલાઈથી ફેરવી શકાય એમ છે; કિંવા તમારા અભિપ્રાયો અસ્થિર છે તો તમારી ઉપર કોઈ પણ માણુસ શ્રદ્ધા રાખશે નહિ–તમારી આંટ બંધાશે નહિ.

ઘણા માણુસો કોઈ પણ નિશ્ચય પર આવતાં અત્યંત ડરે છે. જવાબદારીનું પરિણામ કોણ જાણે કેવું આવશે એવા ડરથી તેઓ જવાબદારી ગ્રહણ કરી શકતા નથી. તેઓ ધારે છે કે, આજે તેઓ એક નિશ્ચય કરે અને કાલે કાંઇક વધારે સારી ઘટના બને તો તેમને પોતાના પ્રથમ નિશ્ચયને માટે શોક કરવાનો પ્રસંગ પ્રાપ્ત થાય. આ દૃઢીભૂત અસ્થિરતાવાળા માણુસો આત્મશ્રદ્ધા સંપૂર્ણતઃ ગુમાવી દે છે અને તેઓ પોતાની જાત ઉપર વિશ્વાસ રાખી કોઇ પણ મહત્ત્વની બાબતનો નિશ્ચય કરવાનું સાહસ કરી શકતા નથી. આ કોટિના ઘણા માણુસો અનિશ્ચિતતાની ભયંકર ટેવનું સંગોપન કરીને સ્વભાવતઃ શ્રેષ્ઠ એવાં મગજોને પાયમાલ કરી નાખે છે.

હું એક એવા માણુસને ઓળખું છું કે જે જ્યાંસુધી ચાલી શકે ત્યાંસુધી કદી પણ કોઇ મહત્ત્વની બાબતનો ફેંસલો કરતો નથી. પ્રત્યેક બાબત વિશેષ પ્રમાણુને માટે અપૂર્ણ રાખવામાં આવે છે. કદાચ તેને કાંઇક ફેરફાર કરવાની ઇચ્છા થાય એવા ભયથી તે છેક છેલ્લી મિનિટપર્યંત પોતાના પત્રો બંધ કરતો નથી. વારંવાર મેં તેને કાંઇક ફેરફાર કરવાને માટે ટિકિટ ચોઢી રવાના કરવા માટે તૈયાર કરેલા પરબીડાને ફાડી નાખતાં જોયો છે. લોકોને તેના પત્રો ઉઘાડયા વિના પાછા મોકલવાં માટે તાર કરનાર તરિકે સુદ્ધાં તેની ખ્યાતિ છે. જો કે આ માણુસ એક મહાન કાર્યકર્તા છે; તેનું ચારિત્ર્ય ઘણું સારૂ છે; મિત્ર તરીકે તે ઘણો સારો માણુસ છે; તોપણ તુલના કરવામાં તે એટલો બધો તરંગી અને અનિશ્ચિત છે. પોતાના હાથમાંના કોઇ પણ કાર્ય વિષે પુનઃ વિચાર કરવાને અથવા કરેલા કામને પુનઃ તપાસવાને તે એટલો તત્પર રહે છે; કે તેણે કદી પણ દૃઢ બુદ્ધિના વ્યાપારીઓનો વિશ્વાસ જીત્યો નથી.

તેને ઓળખનારો પ્રત્યેક માણસ તેની નિર્બળતાને માટે દિલગીર થાય છે અને વિશ્વાસપૂર્વક તેને કોઇ મહત્ત્વનું કાર્ય સોંપી શકતો નથી.

અનિશ્ચિતતાના બીજા એક ભોગને હું ઓળખું છું, જે એક સ્ત્રી છે અને ઇતર બાબતોમાં જેનું વર્તન પ્રશંસનીય છે. જ્યારે જ્યારે તેને કોઈ વસ્તુ ખરીદવાની ઇચ્છા હોય છે ત્યારે ત્યારે તે તેના શહેરમાં તેની અપેક્ષિત વસ્તુઓ જ્યાં વેચાતી હોય એવી સમસ્ત દુકાનોમાં ફરી વળે છે. તે દુકાનના દરેક ખાતામાં અને દરેક વિભાગમાં ફરે છે; સામાનને પીંખે છે; તેને સૂક્ષ્મ રીતે તપાસે છે; પરંતુ કયો માલ લેવો તેનો તે નિશ્ચય કરતી નથી. જરાક જુદા રંગનો અને જરાક જુદા પ્રકારનો માલ તે જોવા માગે છે. કયો માલ તેને સૌથી વિશેષ અનુકૂળ થઇ પડશે, તેનો તે દૃઢ નિશ્ચય કરી શકતી નથી. તે સર્વ ટોપીઓ પહેરી જોશે, સર્વ પોશાકો તપાસી જોશે અને પોતાના પ્રશ્નોથી સમસ્ત કારકુનોને થકવી નાખશે અને પછી સંભવતઃ કોઇ પણ વસ્તુ ખરીદ્યા વિના ઘેર જશે. તે કહેશે કે "મારે સારો માલ જોઇએ છે; પણ મોંઘો માલ જોઇતો નથી. મારે ગ્રીષ્મ અને શીત એ બન્ને ઋતુમાં અનુકૂળ થઇ પડે એવો માલ જોઇએ છે; ગિરિશૃંગ પર તથા સમુદ્રતટ પર, દેવાલયમાં તથા નાટકશાળામાં અનુકૂળ થઈ પડે એવો માલ મારે જોઇએ છે." તેને સર્વ સ્થળે અનુકૂળ થાય એવો કોઇ માલ જોઇએ છે, કે જે મળવો અશક્ય હોય છે. તે ખરીદી કરે તો તેણે યોગ્ય કાર્ય કર્યું છે કે કેમ તે વિષે તે શંકાશીલ હોય છે. માલ પાછો લઇ જઇને બદલી લાવવો કે નહિ તે વિષે વિચાર કરે છે અને તે પોતાના પરિચયના પ્રત્યેક માણસનો અભિપ્રાય પૂછે છે. તે કદી પણ ખરીદેલી વસ્તુ બે ત્રણ વાર બદલ્યા વિના રહેતી નથી અને તે છતાં તેને કદી પણ સંતોષ થતો નથી.

મનની આવી અસ્થિરતા અને ચંચલતા બીજા ગુણોનો નાશ કરે છે. જેનામાં આવી અસ્થિરતા હોય છે તેનું ચારિત્ર્ય કદી પણ દૃઢ કિંવા સ્થાયી થતું નથી. આ અસ્થિરતા મનુષ્યની આત્મશ્રદ્ધા નષ્ટ કરે છે; તેની તુલના-

શક્તિ પરનો તેનો વિશ્વાસ નષ્ટ કરે છે અને તેના મનને કદી પણ દૃઢતા ધારણ કરવા દેતી નથી.

જે પ્રકારે સમુદ્રના ઉંડાણમાં શાંત જળ રહે છે તે પ્રકારે તમારી તુલનાશક્તિ તમારા મનના ઉંડા ભાગમાં રહેવી જોઇએ અને તેની ઉપર વૃત્તિઓ, લાગણીઓ, આ; સક્તિઓ અને અન્યોની સલાહ તથા ટીકારૂપી તરંગોની અને ક્ષુલ્લક તોફાનોની કાંઇ પણ અસર થવી જોઇએ નહિ. કોઈ પણ મહત્ત્વની બાબતમાં હમેશાં આજ પ્રકારની તુલનાશક્તિની માગણી થાય છે–કે જે તુલનાશક્તિ ઉપર સત્ય સિવાય કોઈ પણ વસ્તુની અસર થતી નથી. જે માણસની ઘણી શક્તિઓ સુદૃઢ અને મજબૂત હોય અને જેનું મહાન સામર્થ્ય એકાદ ક્ષુલ્લક નિર્બળતાને લીધે ઇષ્ટ ફળ ઉપજાવતું ન હોય તેની દશા અતિ શોચનીય છે. આજે હજારો લોકો ઉન્નતિના શિખર પર ચઢવાની શક્તિ ધરાવતા હોવા છતાં માત્ર એક ખામીને લીધે–શીઘ્ર અને અંતિમ નિશ્ચય કરવાની શક્તિની ન્યૂનતાને લીધે સાધારણ સ્થિતિમાં અથડાયા કરે છે. ખરેખરી અશક્તિ કરતાં અનિશ્ચયને લીધેજ જગતમાં ઘણા માણસો નિષ્ફળ થયા છે.

જે એન્જીનિયર એક પૂલ બાંધવાને પ્રવૃત્ત થાય અને તેના સ્તંભોને માટે સુયોગ્ય સ્થાન શોધવાને પ્રયત્ન કરે અને કોઈ પણ સ્થાનની ચોક્કસ પસંદગી ન કરે તે કદી પણ નદી ઉપર પૂલ બાંધી શકશે નહિ. તેણે નિશ્ચય કરવો જોઇએ અને પછી આગળ વધીને ગમે તેટલાં વિઘ્નો આવે તેની દરકાર નહિ કરતાં પૂલ બાંધવો જોઇએ. મનુષ્યે ચારિત્ર્ય-રચના પણ આજ પ્રકારે કરવી જોઇએ. શું કરવું તે વિષે તેણે અંતિમ નિશ્ચય કરવો જોઇએ અને પછી પાછળ જોયા વિના કે માર્ગચ્યુત થયા વિના પોતાના લક્ષ્ય તરફ પ્રયાણ કરવું જોઇએ.

સારૂં આરોગ્ય, સારૂં શિક્ષણ અને સારી શક્તિ ધરાવનારા હજારો તરુણો જીવનના માર્ગે પ્રયાણ કરતાં એક પૂલના છેડા પર ઉભા છે. તેઓ ધારે છે કે, તેઓ ખરા માર્ગ પર છે, તેઓ માને છે કે તેઓ સત્ય કાર્ય કરે છે અને તે છતાં પણ તેઓ ઓળંગેલો પૂલ બાળી મૂકવાની હિંમત કરતા નથી. તેઓ ધારે છે કે, જો તેમણે ભૂલ કરી હશે તો

તેઓ તે પૂલ દ્વારા પાછા ફરી શકશે. પાછા ફરવાનું સાધન બિલકુલ રહેવા દેવું જ નહિ, એ વિચાર તેઓ સહન કરી શકતા નથી. તેમણે કયો માર્ગ ગ્રહણ કરવો તે વિષે અંતિમ નિશ્ચય કરવાની શક્તિ તેમનામાં હોતી નથી.

આવા યુવકો પોતાની અસ્થિરતાના કારણથી પોતાનાં જીવન પાયમાલ કરવાના ભયમાં હોય છે. જો તેઓ માત્ર પોતાની પાછળ પોતાના પૂલો બાળી મૂકવાનો નિશ્ચય કરે અને તેમ કરીને એક નિશ્ચિત સ્થાન ઉપર પોતાની શક્તિઓ એકાગ્ર કરે તો તેઓ પોતાની સફળતાના સંભવોને અત્યંત સુદૃઢ કરશે. જો તેઓ તેમ કરશે તો તેમનાં સમસ્ત સાધનો ઉક્ત સંભવોની કુમકે ધસી જશે; સર્વ વિઘ્નોની સામે તેમને સહાય કરશે અને તેમને અવશ્ય વિજય અપાવશે; પરંતુ જો તેમના મનમાં શંકા હોય અને તેઓ પાછા ફરવાનો માર્ગ ખુલ્લો રાખે તો તેઓ કદી પણ મહત્ત્વનું કાર્ય કરી શકશે નહિ.

જો અનિશ્ચિતતા તમારા રક્તમાં વહેતી હોય તો તમારી કાર્યસિદ્ધિનો આ ક્રૂર શત્રુ તમારી શક્તિ ચૂસી લે અને તમારા જીવનસાફલ્યના સંભવને નષ્ટ કરે તે પૂર્વે જાગ્રત થાઓ અને તેનો નાશ કરો. આવતી કાલસુધી રાહ જોશો નહિ, પરંતુ આજેજ પ્રારંભ કરજો. હમેશાં દૃઢ નિશ્ચય કરવાનો અભ્યાસ રાખીને તમારી નિશ્ચયશક્તિનો વિકાસ કરવાની તમારી જાતને ફરજ પાડો. ગમે તેવી ક્ષુલ્લક વસ્તુના સંબંધમાં તમારે નિશ્ચય કરવાનો હોય—એકાદ ટોપી કિંવા એકાદ વસ્ત્રના રંગ કે શૈલીના સંબંધમાં તમારે નિશ્ચય કરવાનો હોય; તોપણ અપૂર્ણ નિશ્ચય કરશો નહિ. જે બાબતનો નિશ્ચય કરવાનો હોય તેની સૂક્ષ્મમાં સૂક્ષ્મ તપાસ કરો; પ્રત્યેક દૃષ્ટિબિંદુથી તેની તુલના કરો અને તેના પર વિચાર કરો; નિર્ણય કર્યા પૂર્વે તમારી સાદી સમજ અને ઉત્તમોત્તમ તુલનાશક્તિને તમારી મદદે બોલાવો; અને પછી એક વાર જ્યાં તમે નિશ્ચય કર્યો એટલે તેને કદી પણ ફેરવો નહિ. નિશ્ચયમાંથી ડગશો નહિ તથા પુનઃ વિચાર અને વિશેષ ચર્ચા કરશો નહિ. દૃઢ અને નિશ્ચયાત્મક બનો. હવે અભિપ્રાય લેવામાં નહિ આવે એમ જાહેર કરો.

જ્યાં સુધી દૃઢ નિશ્ચય કરવાની ટેવ સ્થાયી અને ત્યાં

સુધી આ માર્ગનું અવલંબન કરો. એમ કરવાથી તમારી આત્મશ્રદ્ધા અને આંટ કેટલી વધે છે તે જોઇને તમે આશ્ચર્ય પામશો. પ્રારંભમાં તમે ભૂલો કરશો, પરંતુ તુલનાશક્તિ મજબૂત બની તે ઉપર તમને શ્રદ્ધા ઉત્પન્ન થશે અને તે દ્વારા તેનો સંપૂર્ણ કરતાં અધિક બદલો વળી રહેશે. દૃઢ નિશ્ચયબળ તમારી શક્તિનો પાયો છે. જો તમે દૃઢ નિશ્ચય નહિ કરી શકો તો તમારૂં જીવનરૂપી વહાણ હમેશાં અહીંતહીં અથડાતું રહી કદી પણ બંદરે પહોંચશે નહિ. તમે વાવાઝોડાંઓ અને તોફાનોની દયા પર રહી સમુદ્રમાં અત્રતત્ર અથડાશો અને કદી પણ બંદરનાં દર્શન કરશો નહિ.

# प्रकरण २३ मुं–महान निश्चयबळ अने थोडी शक्ति

જગતનાં મહાનમાં મહાન કાર્યો પૈકી ઘણાં કાર્યો અમુક એકજ શક્તિ ધરાવનાર માણસો દ્વારા થાય છે અને દશ શક્તિઓ ધરાવનાર સર્વગ્રાહી માણસોને ક્વચિતજ કોઇ ઓળખે છે; તેનું કારણ શું છે? પ્રત્યેક સ્થળે આપણે એવા તરુણો જોઈએ છીએ, કે જેમને તેમની શક્તિના પ્રમાણમાં અત્યંત સફળતા મળેલી જણાય છે અને તેનું કારણ આપણે બિલકુલ સમજી શકતા નથી. જે છોકરો શાળા કે પાઠશાળામાં આપણા વર્ગને છેડે પડયો રહેતો હતો તેણે મહાન જીવનની શરતમાં આપણને શામાટે પાછળ નાખી દીધા તે આપણે સમજી શકતા નથી તેનું કારણ કે આપણામાં જેટલી શક્તિ હતી તેમાંની અર્ધી શક્તિ પણ તેનામાં નહોતી અને શાળામાં આપણે તેનો ઉપહાસ કરતા હતા; પરંતુ કોઇક પ્રકારે તેણે પોતાની શક્તિઓ એક કાર્ય પર એકાગ્ર કરી છે અને કાચબાની પેઠે ખંતપૂર્વક ચાલીને અંતે તે આપણાથી આગળ નીકળી ગયો છે. તેનામાં જે એકજ શક્તિ હતી તેનો વિકાસ કરવાનો તેણે બને તેટલો બધો ઉદ્યોગ કર્યો છે; જ્યારે આપણામાં દશ શક્તિઓ હોવા છતાં તે હજી કાંઇ પણ એક લક્ષ્યમાં એકાગ્ર

નહિ થયેલી હોવાથી કાંઇ પણ પરિણામ વિના એ શક્તિઓ અહીં તહીં અથડાય છે.

પોતે મંદ બુદ્ધિનો અને મૂર્ખ છે, એવી પ્રતીતિ થવાથી તે તે છોકરાઓ તેમનામાં જે અલ્પ શક્તિ હોય તેનો સૌથી વિશેષ લાભ લેવાને ઉત્તેજિત થયા છે. શિક્ષકો અને માબાપોએ તેમને વારંવાર મંદ બુદ્ધિના કહેવાથી તેમને જે લજ્જા ઉત્પન્ન થાય છે તેથી તેઓ એવો નિશ્ચય કરે છે કે, તેઓ જગતમાં એવા વિસાત વિનાના માણસો બનશે નહિ. કદાચ તેમના બંધુઓની તીવ્ર બુદ્ધિ જોઈને તેમણે તેમના કુટુંબની બધી શક્તિ માત્ર તેમના બંધુમાંજ ઉતરી નથી એમ દર્શાવી આપવાનો નિશ્ચય કર્યો હશે.

તેમની શક્તિઓ સંકુચિત હોવાની તેમની પ્રતીતિ હોવાથી કિંવા અન્ય લોકોએ તેમનાં મન પર એવી છાપ પાડેલી હોવાથી તેઓ મહાન ઉદ્યોગ કરે છે અને તેઓ સર્વગ્રાહી નહિ હોવાથી તેમને કુડીબંધ બાબતો પર પોતાની શક્તિઓ ખર્ચી નાખવાની લાલચ થતી નથી; પરંતુ તેઓ માત્ર પોતાની એક શક્તિ ખીલવે છે અને તેનો વિશેષમાં વિશેષ લાભ લે છે. દશ શક્તિઓવાળા માણસ કરતાં તેઓ વિશેષ સરલતાથી પોતાની શક્તિઓને એકાગ્ર કરે છે. તેઓ બીજું કાંઇક વધારે સારૂં કામ કરી શકે એમ છે, એવી દલીલ પ્રત્યેક દિશાથી તેમને વારંવાર સાંભળવી પડતી નથી. તેઓ જાણે છે કે, જો તેઓ કદી પણ સફળતા પ્રાપ્ત કરવાના હોય તો તેઓ પોતાની માત્ર એક શક્તિનો વિકાસ કરીને અને પોતાનું સમગ્ર ધ્યાન માત્ર તે પરજ એકાગ્ર કરીને તે પ્રાપ્ત કરી શકશે.

આપણે ઘણી વાર સાંભળીએ છીએ કે બુદ્ધિ, શક્તિ, ભાગ્ય, સંયોગ, હુંશીઆરી અને સારી રીતભાત, એ મનુષ્યની સફળતામાં મોટો ભાગ ભજવે છે. અમે કબૂલ કરીએ છીએ કે, ભાગ્ય અને સંયોગને બાદ કરીએ તો આ તત્ત્વો જીવન-યુદ્ધમાં મહત્ત્વનાં અંગો હોવા છતાં મનુષ્યમાં એમાંનો કોઇ પણ ગુણ કે સર્વ ગુણો હોય અને તેની સાથે નિશ્ચિત લક્ષ્ય કે ઉદ્દેશ ન હોય તો તેને સ્થાયી સફળતા પ્રાપ્ત થશે નહિ. મહાન સફળતા પ્રાપ્ત કરનાર મહાપુરુષમાં ગમે તે ખામી હશે, પરંતુ આપણને તેમનામાં એક સામાન્ય ગુણ-

સ્થાયી ઉદ્દેશ–પ્રતીત થશે.

એક તરુણ ગમે તેટલો હુંશીઆર હોય; તેના પાઠશાળાના વર્ગમાં તે પહેલો નંબર રાખતો હોય કિંવા તેની જ્ઞાતિના સર્વ છોકરાઓથી વિશેષ બુદ્ધિમાન હોય; પરંતુ જો તે આ દૃઢ લક્ષ્યનો આવશ્યક ગુણ નહિ ધરાવતો હોય તો તેને કદી પણ સફળતા પ્રાપ્ત થશે નહિ. ઘણા માણસો કે જેઓ લોકોના વિરોધી અનુમાન છતાં ઉત્તમ સંગીતશાસ્ત્રીઓ, કલાધરો, શિક્ષકો, વકીલો, સમર્થ વૈદ્યો કે શસ્ત્રવૈદ્યો થઇ શકયા હોત તેમનામાં આ ગુણ નહિ હોવાથી તેમને સફળતા મળી નથી.

સ્થાયી લક્ષ્ય એ એક જાતની શકિત છે. તે બીજાઓમાં વિશ્વાસ ઉત્પન્ન કરે છે. દૃઢતાવાળા માણસ પર સર્વ જણ શ્રદ્ધા રાખે છે. તે કોઇ પણ કાર્ય હાથમાં લે છે ત્યારે તેનું યુદ્ધ અર્ધું જીતાઈ ચૂકે છે. કારણકે તે એકલોજ નહિ, પરંતુ તેને ઓળખનારો પ્રત્યેક માણસ માને છે કે, તે જે કાર્ય હાથમાં લેશે તેને તે પાર ઉતારશે. લોકો જાણે છે કે, જે માણસ વિઘ્નકારક પાષાણોનો સીઢીનાં પગથીઆંતરીકે ઉપયોગ કરે છે; જે પરાજયથી ડરતો નથી; જે નિંદા કે ટીકાને લીધે કદી પણ કર્તવ્યભ્રષ્ટ થતો નથી; જે કદી પણ જવાબદારીથી બચવા માગતો નથી; પોતાની આસપાસ ગમે તેટલાં તોફાનો થતાં હોય તોપણ જે હમેશાં પોતાના હોકાયંત્રની સોયની અણી પોતાના ઉદ્દેશરૂપી ઉત્તરધ્રુવ તરફ રાખે છે; તેનો વિરોધ કરવો નકામો છે.

ગ્રાન્ટ જેવા માણસનો વિરોધ કરવાથી શો લાભ થશે? સૂર્યને દબાવી દેવાનો અને તેને દબાવી દેવાનો પ્રયત્ન કરવો સમાન છે. ઉત્તર તરફની સેનામાં તેના કરતાં વિશેષ હુંશીઆર એવા ઘણા માણસો હતા, પરંતુ તેના જેવો ખંતીલો અને દૃઢ ઉદ્દેશવાળો બીજો કોઇ માણસ નહોતો. તે માત્ર એકજ વસ્તુ તરફ પોતાનું સર્વ લક્ષ પરોવી શકતો હતો; તેનું પરિણામ આવતાં ગમે તેટલો વખત લાગે તેની ચિંતા નહિ કરતાં તે પ્રાપ્ત કરવાને માટે વિગ્રહ કરવો એ તેનો ઉદ્દેશ હતો.

નેપોલિયન વેલિંગ્ટન કરતાં ઘણો હુંશીઆર હતો; પરંતુ ખંત અને આગ્રહની બાબતમાં તેની સામે ટકવાની

તેનામાં શક્તિ નહોતી. લોહમય વેલિંગ્ટન વિજય અને પરાજયના પ્રસંગોમાં એકસરખી દઢતા જાળવી શકતો હતો. પાછા હઠવાની વાત તે જાણતો નહોતો.

આગ્રહી મનુષ્ય તે હારે છે કે જીતે છે તે તપાસવાને કદી પણ થોભતો નથી. પ્રગતિ કેવી રીતે કરવી; જરા આગળ કેવી રીતે ધસવું; પોતાના લક્ષ્યની જરા વધુ નજીક શી રીતે જવું તેજ પ્રશ્નનો તે માત્ર વિચાર કરે છે. પર્વતો, નદીઓ અથવા ખાડા–ખાબોચીઆંવાળી જગ્યામાંથી તેને પોતાના સાધ્યની સમીપ જવાનું હોય તોપણ તે તેને પ્રાપ્ત થયા વિના રહેતો નથી. આ એક મહાન ઉદ્દેશને માટે ઇતર સર્વ વિચારનો ભોગ આપવામાં આવે છે.

મંદ બુદ્ધિના અથવા સાધારણ બુદ્ધિના તરુણની સફળતા અને તીવ્ર બુદ્ધિના માણસની નિષ્ફળતા, એ અમેરિકન ઇતિહાસમાં વારંવાર બનતી આશ્ચર્યકારક ઘટના છે; પરંતુ એવા જુદા જુદા બનાવોની સૂક્ષ્મ તપાસ કરવામાં આવે તો આપણને પ્રતીત થશે કે, બહારથી મંદ બુદ્ધિના જણાતા છોકરામાં જ્યારે ટકી રહેવાનું બળ હોય છે; સર્વ સંયોગોમાં ખડકની પેઠે દઢ રીતે ઉભા રહેવાનું–કોઇ પણ વસ્તુથી લક્ષ્યચ્યુત નહિ થવાનું સામર્થ્ય હોય છે ત્યારે તીવ્ર બુદ્ધિનો પરંતુ તરંગી છોકરો એક નિશ્ચિત ઉદ્દેશરૂપી સુકાન નહિ ધરાવતો હોવાથી પોતાની શક્તિ અનેક દિશાઓમાં ખર્ચી નાખી તેનો નાશ કરે છે.

આપણને ઘણી વાર પ્રતીત થાય છે કે, આ દેશમાં જે છોકરાઓ પ્રાયઃ શાળામાં અભ્યાસ કર્યા વિના કે શિક્ષકોની મદદ લીધા વિના અભ્યાસ કરે છે તેઓ સૌથી મહાન ચિંતકો નીવડે છે. કેટલીક બાબતોમાં તેઓ બહુ સુધરેલા કે શિક્ષિત નહિ હોય; પરંતુ તેમનામાં બાહ્ય ટાપટીપ કરતાં કાંઇક વિશેષ અર્થાત્ માનસિક બળ, કાર્યપદ્ધતિની નવીનતા અને સ્વતંત્રતા હોય છે. તેઓ શાળાના અભ્યાસ પર કે ડિપ્લોમા પર આધાર રાખતા નથી; આવશ્યકતા એ તેમનો શિક્ષક હોય છે અને તેમને વ્યવહારૂ બની સ્વતંત્ર રીતે કામ કરવાની ફરજ પડેલી હોય છે. સિદ્ધાંતો વિષે તેમને થોડી માહિતી હોય છે, પરંતુ કાર્યસિદ્ધિ શાથી થશે તે

તેઓ જાણે છે. પોતાના પ્રશ્નોનો ફેંસલો પોતે કરીને તેમણે સામર્થ્ય પ્રાપ્ત કરેલું હોય છે. આવા આત્મશિક્ષિત અને આત્મરચિત માણસો સામર્થ્યવાન હોવાથી અને દૃઢતાપૂર્વક વિચાર કરી શકતા હોવાથી તેઓ પોતાની નાતમાં વજનદાર બને છે.

જો તમે જીવનમાં મહાન સફળતા પ્રાપ્ત કરવાની ઈચ્છા રાખતા હો તો તમારે માટે પ્રાથમિક મહત્ત્વની વાત એ છે કે, તમારે તમારૂં વ્યક્તિત્વ, તમારી સ્વતંત્રતા અને તમારી દૃઢતા એવી રીતે કેળવવી જોઈએ કે તમે લોકોમાં ખોવાઈ જાઓ નહિ. કોઇ બીજો માણસ તમારા પ્રશ્નનો નિર્ણય કરી શકશે નહિ; તમારા પ્રમેયનો ફેંસલો કરી શકશે નહિ; તમે પોતેજ તેનો નિર્ણય કરી શકશો. ઈશ્વરે તમારે માટે જે કાર્યક્રમ ઘડયો છે તે પાર પાડવા ઉપરજ તમારા સુખ, તમારા કલ્યાણ, તમારી સફળતા અને તમારા ભાગ્યનો આધાર રહેલો છે.

એન્જીન ગમે તેટલી ચતુરાઈથી બનાવવામાં આવ્યું હોય અથવા તે ગમે તેટલું બળવાન હોય; પરંતુ તેમાંનું પાણી જો ઉકળતું ન હોય તો આગગાડી એક ઇંચ પણ ચાલશે નહિ. ઉકળતું પાણી એન્જીનની જે ગરજ સારે છે, તે માણસની ગરજ ઉત્સાહ સારે છે. તેનું સામર્થ્ય ગમે તેટલું મહાન હોય કિંવા તેની શક્તિઓ ગમે તેટલી અધિક હોય તોપણ જેવી રીતે ઉકળતું પાણી આગગાડીને ચલાવનાર વરાળ ઉત્પન્ન કરે છે; તેવી રીતે મહાન ગતિ અર્પનાર સામર્થ્યને ઉત્પન્ન કરનાર ઉત્સાહથી જ્યાંસુધી એક માણસ ભરેલો ન હોય ત્યાંસુધી તે કદીપણ કોઇ મહત્તાનું કાર્ય સિદ્ધ કરી શકશે નહિ. ગમે તે ધંધો કે ગમે તે વ્યાપાર કરનારો પ્રત્યેક સફળ મનુષ્ય આ પ્રોત્સાહક બળથી ભરેલો હોય છે. તેના દ્વારા તે વિઘ્નોને જીતી લેવાને, સંકટો અને દુઃખોને દૂર કરવાને અને પોતાના ધ્યેયને પ્રાપ્ત કરવા માટે ગમે તેવાં જોખમ ખેડવાને શક્તિમાન થાય છે.

આ અમર અગ્નિ સૂતેલી શકિતઓને જાગ્રત કરે છે; ગુપ્ત સામર્થ્યોને સચેત કરે છે અને પૂર્વે જેનો સ્વપ્નમાં પણ ખ્યાલ ન હોય એવાં સાધનોને જાગ્રત કરે છે. તે શક્તિની વૃદ્ધિ કરે છે અને ઘણી વાર બુદ્ધિબળનું સ્થાન ગ્રહણ કરે છે.

# પ્રકરણ ૨૪ મું–મુશ્કેલીઓને ઓછામાં ઓછું મહત્ત્વ આપો.

દુર્બળ અને અશક્ત મનુષ્યની જગતને થોડીજ ગરજ હોય છે, પરંતુ વિજેતા કે જેના દેખાવમાં વિજય ભરેલો હોય છે; નિર્બળ મનુષ્યોને ભયભીત કરી નાખનાર વિરોધને જે જીતી લે છે; જે પોતાના કઠિન પ્રશ્નોમાં માત્ર ચંચુપાત કરતો નથી પરંતુ પોતાના માર્ગમાં આવનારી પ્રત્યેક વસ્તુને હઠાવી દે છે; તેવાની હમેશાં માગણી થાય છે. જે લોકો માત્ર થોડીજ કાર્યસિદ્ધિ કરે છે તેમને હાથ ધરેલા પ્રત્યેક કાર્યમાં હમેશાં મુશ્કેલીઓ જોવાની ટેવ હોય છે; માર્ગમાં આવતાં વિઘ્નોને તેઓ પોતાની કલ્પના દ્વારા મોટા પર્વત સમાન બનાવી દે છે અને પોતાની હિંમત ખોઇ નાખે છે. વિઘ્નો તેમને બહુ દૂરથી દેખાય છે. તેઓ કોઈ પણ કાર્યની યોજના કરે કે તરતજ તેમાં વિઘ્નો જોવા લાગે છે; તેઓ તેમની વાટ જોયા કરે છે અને તેથી અલબત્ત તેઓ તેમને મેળવે છે.

આ લોકો વિઘ્નો જોવાનાંજ ચશ્માં પહેરતા જણાય છે અને તેથી તેઓને મુશ્કેલીઓ સિવાય બીજું જણાતું નથી. તેમના માર્ગમાં હમેશાં એકાદ "જો," એકાદ "પરંતુ" કિંવા એકાદ "શક્ય નથી" હોય છે અને માત્ર તેટલાથીજ તેઓ આવશ્યક પગલું લેતા અથવા ઇષ્ટ વસ્તુ મેળવવાનો પ્રબળ પ્રયત્ન કરતા અટકી જાય છે.

એકાદ જગ્યાને માટે જાહેર ખબર છપાયેલી તેઓ જુએ છે તો તેઓ તે જગ્યા મેળવવાનો પ્રયત્ન કરવામાં કાંઇ લાભ જોતા નથી; કારણ કે તેઓ ધારે છે કે, તેમની પૂર્વે કદાચ સેંકડો ઉમેદવારો ત્યાં પહોંચી જશે. તેઓ એટલા બધા માણુસોને ધંધા વિનાના જુએ છે કે તેમને જગ્યા મળશે એવી તેમને આશા હોતી નથી; અથવા જો તેમને જગ્યા મળવાની આશા હોય તો તેમને પગાર વધવાની આશા હોતી નથી. કારણકે ઘણા જણ પર શેઠની મહેરબાની થવાનો અને પોતાની ઉપર તેની મહેરબાની

નહિ થવાનો તેઓ સંભવ જુએ છે અને પોતાની પ્રગતિના માર્ગમાં ઘણાં વિઘ્નો જુએ છે.

જે માણસ વિઘ્નો જોઇને કામ કરતો અટકી પડે છે તે કોઇ પણ મહત્ત્વનું કાર્ય કરી શકતો નથી. મનુષ્યને વિઘ્નોને જીતી લેવાની શક્તિના પ્રમાણમાંજ સફળતા પ્રાપ્ત થાય છે.

એક માણુસ જ્યારે એવો બડબડાટ કરે છે કે, તેને તક મળતી નથી; તે જ્યારે એવી ફરિયાદ કરે છે કે, સાધારણ સ્થિતિમાંથી બહાર નીકળવાનું તેના ભાગ્યમાંજ નથી; તે જ્યારે કહે છે કે, તે કદી પણ સ્વતંત્ર રીતે કાર્ય કરી શકશે નહિ, પરંતુ તેને હમેશાં બીજાઓને માટેજ કામ કરવું પડશે; તેને જ્યારે સર્વત્ર અજેય વિઘ્નો દેખાયા કરે છે; તે જ્યારે કહે છે કે, તેને સાધન મળે, માત્ર કોઇ તેને સહાય કરે તો તે આ અથવા પેલું કાર્ય કરી શકે; ત્યારે હું જાણી જાઉં છું કે, તેનામાં સફળતા મેળવવાની શક્તિ ઘણી થોડી છે અને જે ગુણો દ્વારા ઉન્નતિ પ્રાપ્ત કરી શકાય છે તે તત્ત્વોનો તે બનેલો નથી. તે કબૂલ કરે છે કે, તેની સામે આવીને ઉભાં રહેનારાં સંકટોને જીતવાની તેનામાં શક્તિ નથી. તે પોતાની દુર્બળતા અને બીજાઓ જે વિઘ્નોને જીતી લે છે, તે વિઘ્નોને હઠાવવાની પોતાની અશકિતનો સ્વીકાર કરે છે. જ્યારે એક માણુસ કહે છે કે, તે હતભાગી છે અને તે પોતાનું ઇષ્ટ કાર્ય કરવાનો કોઇ માર્ગ જોઈ શકતો નથી; ત્યારે તે કબૂલ કરે છે કે, સંયોગોને જીતી લેવાની તેનામાં શક્તિ નથી અને વિઘ્નને જીતી શકે એવો તે બળવાન નહિ હોવાથી તેણે તેનાથી પાછા હઠવું જોઈએ. તેનામાં સંભવતઃ એક તણખલું પણ સીધું પકડવાનું બળ હોતું નથી.

જે મનુષ્યમાં વિઘ્ન જીતવાને માટે જોઇએ તેટલી દૃઢતા હોતી નથી તે હમેશાં પોતાના ઈષ્ટ કાર્યના માર્ગમાં મહાન વિઘ્ન જુએ છે. સખ્ત પરિશ્રમ કરવા માટે કટિબદ્ધ થવાની તેની વૃત્તિ હોતી નથી. તેને સફળતાની જરૂર હોય છે; પરંતુ તે તેની કિંમત આપવા જેટલી આતુરતા ધરાવતો નથી તેથી અક્રિય પડી રહીને તણાયા કરવાની અને વિશ્રાંતિ તથા આરામ ભોગવવાની ઇચ્છા તેની

મહત્ત્વાકાંક્ષાને દબાવી દે છે.

જે લોકોમાં મુશ્કેલીઓને મોટા સ્વરૂપમાં જોવાની વૃત્તિ હોય છે તેમનામાં જીતવાને માટે આવશ્યક શક્તિ કે બળ હોતું નથી. તેઓ થોડા સુખ કે મોજશોખનો ભોગ આપવાને રાજી હોતા નથી. પાઠશાળાનો સંપૂર્ણ અભ્યાસ કરવામાં કે મૂડી વિના વ્યાપારનો પ્રારંભ કરવામાં તેઓ એટલી બધી મુશ્કેલી જુએ છે કે તેઓ એ બેમાંનું એક પણ કાર્ય કરતા નથી. તેઓ હમેશાં બીજાની સહાયની અપેક્ષા રાખે છે.

જ્યારે એક છોકરો મને કહે છે કે, તે શિક્ષણ મેળવવાની આતુરતા ધરાવે છે; તે પાઠશાળામાં જવાની ઇચ્છા રાખે છે, પરંતુ જેવી રીતે અન્ય છોકરાઓને મદદ મળે છે તેવી રીતે તેને કોઇ મદદ કરનાર નથી અને જો તેનો પિતા તેને પાઠશાળામાં મોકલવા જેટલો શ્રીમંત હોત તો તે કાંઇક મહત્ત્વનું કાર્ય કરી શકત; તો હું સારી રીતે જાણી જાઉં છું કે, તે છોકરો શિક્ષણ પ્રાપ્ત કરવા માટે આતુરતા ધરાવતો નથી, પરંતુ તે જો ઝાઝા પ્રયત્ન વિંના મળી શકતું હોય તો તે તેને મેળવવા માગે છે અને શિક્ષણ મેળવવા માટે લિંકનના જેવી આતુરતા ધરાવતો નથી. આજે જ્યારે એક છોકરો એમ કહે કે, તે પાઠશાળામાં જઈ શકતો નથી–જો કે બહેરી, મૂંગી અને આંધળી છોકરીઓ પણ પાઠશાળામાં જઈ શકે છે–ત્યારે મને લાગે છે કે, તે પાઠશાળામાં જશે નહિ; એટલુંજ નહિ, પરંતુ સંભવત: તે જીવનની સમસ્ત કિંમતી વસ્તુઓ ગુમાવશે.

જે તરુણ પુરુષ જગતમાં તે શું કરવા માગે છે તેનો નિશ્ચય કર્યા પછી પોતાના માર્ગમાં વિઘ્નો જોવા, તેમને મોટાં કલ્પવા, તેઓ પર્વતસમાન બની જાય ત્યાંસુધી તે પર વિચાર કરવા અને પછી અન્ય વિઘ્નોની પ્રતીક્ષા કરવા લાગે છે; તે મહાન સાહસો હાથ ધરી શકતો નથી. જે માણસ પ્રત્યેક શક્ય સંકટ કે વિઘ્નની તુલના અને વિચાર કરવા થોભે છે; તે કોઇ પણ મહત્ત્વનું કાર્ય કરી શકતો નથી. તે નાનો માણસ છે અને નાનાં કામો માટેજ જન્મેલો છે. વિઘ્ન જો સહેલાઇથી દૂર થઇ શકે એમ હોય તો તેને

દૂર કરવાનો તે પ્રયત્ન કરે છે; પરંતુ જો તેને દૂર કરવાનું કાર્ય કઠિન હોય તો તે અટકી જાય છે.

મજબૂત, દૃઢ નિશ્ચયવાળો આત્મા કે જેનો નિયત કાર્યક્રમ હોય છે અને જે તેને પાર પાડવાને નિશ્ચયવાન હોય છે; તે તો મુશ્કેલીઓની પરવા કર્યા વિના પોતાના ધ્યેય તરફ ધસ્યો જાય છે; ત્યારે દુર્બળ અને હિંમત વિનાનો માણસ પાછો હઠે છે અને આડે માર્ગે પોતાનું ધ્યેય પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરે છે. જે માણસો ખરા કાર્યકર્તા હોય છે; જેઓ હાથમાં લીધેલાં કામ પાર પાડનારા હોય છે; તેઓ મુશ્કેલીઓ વિષે વિચાર કરવામાં કે તેઓ તેને જીતી શકશે કે નહિ તે વિષે ચિંતન કરવામાં સમય ગુમાવતા નથી. મહાપુરુષો પોતાના લક્ષ્ય ઉપરજ દૃષ્ટિ રાખે છે. તેઓ એટલા આગ્રહપૂર્વક ધ્યેય ઉપર દૃષ્ટિ રાખે છે અને તે તેમને એટલું ભવ્ય તથા ઇચ્છનીય ભાસે છે કે વચ્ચેનાં પગલાં ગમે તેટલાં મુશ્કેલ હોય તોપણ તે તેમને પ્રમાણમાં થોડા મહત્ત્વનાં લાગે છે. મહાપુરુષ "આ કાર્ય થઇ શકે એવું છે કે નહિ ?" એટલોજ પ્રશ્ન પૂછે છે. તે એવો પ્રશ્ન પૂછતો નથી કે "મને કેટલી મુશ્કેલીઓ નડશે ?" કેમકે જો કાર્ય થઇ શકે એવું હોય તો સમસ્ત પ્રત્યવાયો દૂર કરવા જોઇએ. આંખની છેક નિકટ જો એક આની જેવી છેક નાની વસ્તુ ધરવામાં આવે તો તે સૂર્યનાં દર્શન થવા દેશે નહિ; પોતાની આગળ શું છે તે જોવાને જો એક માણસ ભૂમિ પર સૂઇ જશે તો એક નાનો ખડક પણ એક પર્વતને ઢાંકી દેશે; તેમ નાનો માણસ નાની નાની મુશ્કેલીઓને એટલી બધી દૃષ્ટિ સમીપ રાખે છે કે તે બહારના મહાન પદાર્થો બિલકુલ જોઇ શકતો નથી.

આવા સંકટ વહોરનારા અને મુશ્કેલી જોનારા લોકો પ્રત્યેક સ્થળે આપણા જોવામાં આવે છે. પ્રત્યેક સ્કૂલ-બોર્ડમાં અને ધર્મસભામાં, પ્રત્યેક ડાયરેક્ટરો અથવા ટ્રસ્ટીઓની બોર્ડમાં એકાદ બે તો એવા સભાસદો હોય છેજ કે જેઓ હમેશાં બીજાઓને દેખાય એવી મુશ્કેલીઓ જુએ છે અને જો તેમની ઉપર પ્રત્યેક કાર્યનો આધાર હોય તો તો કોઇ પણ કાર્ય કદી સિદ્ધ થાય નહિ. આપત્તિ

જોનારા અને વિઘ્નોની વાટ જોનારા લોકોની વાત પર જો લક્ષ્ય આપવામાં આવ્યું હોત તો જગતને સમૃદ્ધ બનાવનાર પ્રાયઃ પ્રત્યેક શોધ, કિંવા મહત્કાર્ય નિષ્ફળ થયું હોત.

વિજય મેળવવાનેજ સરજાયેલો તરુણ મુશ્કેલીઓ જુએ છે, પણ તેનાથી ડરતો નથી. કારણ કે તે જાણે છે કે, તેના સામર્થ્ય આગળ તે ટકી શકે એમ નથી. તેને પોતામાં અતિશ્રેષ્ઠ શક્તિ જણાય છે. તે સારી રીતે જાણે છે કે, સાહસ વડે મુશ્કેલીઓનો નાશ કરી શકાય એમ છે. તેના દૃઢ નિશ્ચય આગળ મુશ્કેલીઓ ટકી શકતી નથી. નેપોલિયનની આગળ આલ્પ્સ ટકી શકયો નહોતો અને તેનું કારણ એ નહોતું કે, તે પર્વત મહાન નહોતો અને ભરશિયાળામાં અનુલ્લંઘનીય નહોતો; પરંતુ તેનું કારણ એ હતું કે, નેપોલિયન પોતાને તેના કરતાં મોટો માનતો હતો. તેના સેનાપતિઓ આલ્પ્સ અને તેના સમસ્ત ત્રાસોને જોતા હતા અને તેને અનુલ્લંઘનીય ધારતા હતા; પરંતુ મહાન નેપોલિયન માત્ર શાશ્વત બરફની પેલી તરફ હરિયાળાં મેદાનો પર વિજયજ જોતો હતો.

તમને જણાશેજ કે, અડચણો અથવા મુશ્કેલીઓને ઓછું મહત્ત્વ આપવાની, તમને પ્રાપ્ત થતી પ્રત્યેક વસ્તુનો ઉત્તમોત્તમ લાભ લેવાની, આનંદદાયક અને અનુકૂળ વસ્તુઓને મોટું સ્વરૂપ આપવાની અને પ્રતિકૂળ તથા અરુચિકર વસ્તુઓને ઓછામાં ઓછું મહત્ત્વ આપવાની ટેવ તમને માત્ર તમારા કામમાંજ નહિ, પરંતુ સુખપ્રાપ્તિમાં પણ અદ્ભુત સહાય કરશે. તે પ્રતિકૂળ વસ્તુને અનુકૂળ બનાવે છે; અરુચિકર કામોમાં ગદ્ધા વૈતરું ભાસવા દેતા નથી; જીવનનાં દુઃખોને ચમત્કારિક રીતે ઓછાં કરી નાખે છે અને દ્રવ્ય કરતાં તે અનંતગણું વિશેષ કિંમતી હોય છે. એ ટેવથી તમે વિશેષ મોટા મનુષ્ય બનશો. ખુશમિજાજી, ઉત્સાહી અને આનંદી માણસો પોતાની સ્થિરતા ગુમાવ્યા વિના મુશ્કેલીઓ અને અડચણોને જીતી લેવાને શક્તિમાન થાય છે; ત્યારે બીજા માણસો તેથી પોતાની સ્થિરતા ગુમાવી દે છે અને દુઃખી તથા ચીડીઆ બની જાય છે.

મનુષ્ય કે જે સૃષ્ટિની ભવ્યમાં ભવ્ય વસ્તુ છે તેને

સ્રષ્ટાએ કદી પણ ક્ષુલ્લક વસ્તુઓની દયા પર છોડયો નથી; અથવા તેને વિઘ્નો દ્વારા છુંદી નાખવાનો કિંવા ખિન્નતાથી ચારિત્ર્યનો નાશ કરવાનો કદી પણ ઉદ્દેશ રાખવામાં આવ્યો નથી. પરંતુ જે મનુષ્યે કાળાં ચશ્માં વાપરવાનો નિશ્ચય કર્યો હોય તેને તો ખુદ ઇશ્વર પણ વસ્તુઓ શ્વેત સ્વરૂપમાં જોવરાવી શકતો નથી. તમારાં ચશ્માંના રંગ ઉપરજ—તમારી પોતાની મનોવૃત્તિ ઉપરજ—સર્વ આધાર રહે છે. પ્રત્યેક મનુષ્યમાં કાળા રંગને શ્વેત રંગમાં ફેરવી નાખવાની—પ્રતિકૂળ વસ્તુને અનુકૂળ વસ્તુમાં ફેરવી નાખવાની શક્તિ રહેલી છે; પ્રત્યેક મનુષ્યની પાસે પાસાદાર કાચ રહેલો હોય છે, કે જે કાળા રંગને પણ મેઘધનુષ્યના રંગમાં ફેરવી નાખવાની શક્તિ ધરાવે છે.

મનુષ્ય જ્યાંસુધી બાધા કરનારી વસ્તુઓને માર્ગમાંથી દૂર કરતો નથી; અથવા વિઘ્ન કરનારા પદાર્થોને ગમે તે ભોગે ખસેડતો નથી; ત્યાંસુધી તે કદી પણ આ જગતમાં મહત્ત્વનું કાર્ય કરી શકતો નથી. મનુષ્યની પોતાનીજ જાત તેને સૌથી વિશેષ વિઘ્ન કરે છે. આપણી પોતાની સ્વાર્થવૃત્તિ, સુખસગવડ, મોજવિલાસની આપણી ઇચ્છા, એ સમસ્ત પ્રગતિના માર્ગમાં મહાનમાં મહાન વિઘ્ન છે. ભીરુતા, શંકા અને ભીતિ, એજ મહાન શત્રુઓ છે. તમારી દુર્બળતાને સંભાળો, તમારી જાતને જીતો, એટલે તમે ઇતર સર્વ વસ્તુઓને જીતી શકશો.

મુશ્કેલીને તમે કેવી દૃષ્ટિથી જુઓ છો તેની ઉપર ઘણો આધાર રહેલો છે. વિઘ્નો તો જંગલી પશુઓ જેવાં હોય છે કે જે ભીરુ હોય છે; પરંતુ જો બની શકે તો બહાદૂરીનો આડંબર કરીને તમને ડરાવે છે. જો તેઓ જાણે કે તમે તેમનાથી ડરો છો; જો તમે ઉભા રહો અને શંકા ધારણ કરો; જો તમે તમારી આંખો તેમની આંખો ઉપરથી ખસેડી લો; તો તો તેઓ તમારી ઉપર કૂદકોજ મારશે. પરંતુ જો તમે નીડરતાથી ઉભા રહેશો અને તેની દૃષ્ટિ સામે સીધી દૃષ્ટિ રાખશો તો તેઓ નાસીને અદૃશ્ય થઇ જશે. મુશ્કેલીઓ પણ એજ પ્રકારે સંપૂર્ણ નીડરતા જોઇને પલાયન કરી જાય છે. જો કે ભીરુ અને શંકાશીલ

મનુષ્યને માટે તેઓ બહુ મજબૂત અને પ્રબળ હોય છે અને તે શંકાશીલ જેમ જેમ વિચાર કરે છે તેમ તેમ એ મુશ્કેલીઓ અધિકાધિક મોટી અને બળવાન બનતી જાય છે.

ચાર્લોટ પર્કિન્સ ગીલ્મૅન પોતાના "એક વિઘ્ન" એ નામના કાવ્યમાં એક પ્રવાસીનું વર્ણન કરે છે તે નીચે પ્રમાણે છેઃ–ઉક્ત પ્રવાસી પર્વતના એક ભાગ પર ચઢી રહ્યો છે. તેને મહત્ત્વનું કાર્ય કરવાનું છે અને તેના શિર પર એક ભારે બોજો છે. એવામાં એકાએક એક પ્રચંડ વિઘ્ન તેના માર્ગમાં આવે છે. તે ગભરાઇ જાય છે; તે નમ્રતાપૂર્વક વિઘ્નને પોતાના માર્ગમાંથી દૂર થવા વિનવે છે, પરંતુ તે ત્યાંથી ખસતું નથી. તે ક્રોધે ભરાઇ ગાલિપ્રદાન કરે છે, અથવા તેને પગે પડીને પોતાને જવા દેવાની પ્રાર્થના કરે છે; પરંતુ તે વિઘ્ન અડગપણે ઉભું રહે છે. પછી તે પ્રવાસી તેની આગળ લાચાર બનીને બેસે છે; પરંતુ એવામાં એકાએક તે પ્રવાસીને પ્રોત્સાહન થઇ આવે છે. તે બાબતનો ફેંસલો તેણે કેવી રીતે કર્યો તે આપણે તેના પોતાનાજ શબ્દોમાં જોઇશું:—

"મેં મારી ટોપી અને મારી લાકડી લીધી, મારો બોજો સારી રીતે ગોઠવ્યો અને હું જાણે કાંઇ જાણતો ન હોઉં તેવી રીતે તે ભયંકર વિઘ્નની પાસે ગયો અને તે જાણે ત્યાં હોયજ નહિ તેવી રીતે સીધો તેની ઉપર થઇને આગળ ચાલ્યો ગયો."

આપણાં ઘણાં વિઘ્નો, જો આપણે તેમની આગળ લાચાર બનીને બેસી રહેવાને બદલે સાહસપૂર્વક તેમની ઉપરથી ચાલી જવાનો નિશ્ચય કરીએ તો તે અદૃશ્ય થઇ જાય.



# પ્રકરણ ૨૫ મું—મહાન સંપત્તિનું બીજ

જે માણસે પાંચ કે દશ વર્ષ સુધી સારો પગાર લીધો હોય તે જો એકાએક પોતાની નોકરી ગુમાવી બેસે અને તેણે કાંઇ પણ દ્રવ્ય બચાવ્યું ન હોય તો તે સંભવતઃ તે બાબત પ્રત્યે નિષ્પક્ષપાત દૃષ્ટિથી જોશે નહિ અને એમ સમજશે નહિ કે, અનુભવ તેની સમક્ષ અત્યંત ખાત્રીભરેલો એક એવો પાઠ રજૂ કરે છે, કે જે તેણે હમેશાં યાદ રાખવો જોઈએ. તે તો પોતાના ભાગ્યને દોષ દેશે.

જો તે પોતાના ભાગ્યને દોષ દેવાને બદલે એક શાંત નાના અવાજ પ્રત્યે લક્ષ્ય આપશે તો તેને પ્રતીત થશે કે, તેણે પાઈઓ, આનાઓ અને રૂપિયાઓ સુદ્ધાં નકામા ખર્ચી નાખ્યા છે અને તેની કિંમત ઉપભોગના રૂપમાં મળી નથી. યોગ્ય કાર્યમાં ખર્ચેલા પૈસા માટે કદી પણ શોક કરવો પડતો નથી.

આ લેખક એક એવા માણસને ઓળખે છે, કે જે એકાએક પોતાની જગ્યા ખોઇ બેઠો છે. અનેક વર્ષો સુધી ભવિષ્યનો કશોજ વિચાર કર્યા વિના તેણે જેટલો પગાર મળ્યો તેટલો ખર્ચ્યા કર્યો છે. તેણે એક વાર ઉદ્વેગપૂર્વક મને જણાવ્યું કે "જો મેં ગયાં પંદર વર્ષથી દરરોજ દશ સેન્ટ (બે પૈસાની કિંમતનો એક અમેરિકન સિકકો) બચાવ્યા હોત તો હમણાં મારી પાસે પાંચસો સુડતાળીસ ડૉલર હોત. જો કે તેનું વ્યાજ તો એમાં ગણ્યુંજ નથી! અને કોઇ પણ ખરી જરૂરિયાતનો ત્યાગ કર્યા વિના હું એથી પણ વધુ રકમ બચાવી શકયો હોત. મારી એ મૂર્ખતાનો વિચાર આવતાં મસ્તક ભમી જાય છે અને મારા પર જે સંકટ આવી પડયું છે તેને હું લાયકજ જણાઉં છું."

તમે કદાચ એમ ધારશો કે, એક મજૂરનું કુટુંબ જો પ્રતિદિન સેન્ટ બચાવે તો તેને ઘણી અગવડ પડયા વિના રહે નહિ. પરંતુ અમે જો એમ કહીએ કે, આ દેશમાં સાધારણ મજૂર મુશ્કેલી વેઠયા વિના દરરોજ પાંચ સેન્ટ સહજે બચાવી શકે એમ છે, તો એ ખરેખર અતિશયોક્તિ નથી.

ધારો કે, એકવીસ વર્ષનો એક તરુણ દરરોજ નિદાન પાંચ સેન્ટ જુદા મૂકવાની પ્રતિજ્ઞા કરે અને દશ વર્ષ-સુધી તે બચતને હાથ લગાડે નહિ, તો રોજ જણાય નહિ એટલી નાની રકમ જુદી કાઢવાના પરિણામ તરીકે તેની પાસે એકસો બ્યાસી ડૉલર જમા થશે !

એકત્રીસ વર્ષની વયે જો એક માણુસની મગજશક્તિ સારી હોય; તેનામાં બલ હોય અને એકસો બ્યાસી ડૉલર-ની તેની પાસે મૂડી હોય અને તેનામાં માત્ર સામાન્ય બુદ્ધિબળ હોય તો એકતાળીસ વર્ષની વયે તેની પાસે સારી રકમ શા માટે જમા થવી ન જોઇએ, તે સમજી શકાતું નથી. અને જો તેનામાં દ્રવ્ય પેદા કરવાની બુદ્ધિ હોય તો તે શ્રીમંતાઇના માર્ગ પર શા માટે આરૂઢ ન થાય તે પણ સમજી શકાતું નથી.

જીવનની સૌથી મહત્ત્વની બાબતોમાં એક બાબત એ છે કે, નાની નાની વસ્તુઓમાં ઘણું બળ રહેલું છે અને તેને જેટલું મહત્ત્વ આપીએ તેટલું ઓછું છે. એક વિના દશ કે સો બની શકતા નથી, ત્યારે એકને ધિક્કા-રવો એ મૂર્ખતાભરેલું અને અયોગ્ય કૃત્ય છે. એક એકલો માણુસ ક્ષુલ્લક અને વિસાત વિનાનો હશે; પરંતુ જ્યારે એક એક કરીને ઘણા માણુસો એકત્ર થાય છે ત્યારે તેઓ એટલા બળવાન બને છે કે તેઓ પૃથ્વીને જીતી લે છે.

એક આની તમને બહુ ક્ષુલ્લક વસ્તુ લાગતી હશે, પરંતુ એ નાના બીજમાંથી મહાન શ્રીમંતાઇને જન્મ મળે છે. જો આપણે એકાદ છોડ ઉગાડવો હોય તો આપણે બીજ સારી ભૂમિમાં રોપીએ છીએ અને તે સારી રીતે વિકાસ પામે એટલા માટે આપણાથી બનતી સર્વ મહેનત કરીએ છીએ. કોઇ વાર તેમ કર્યા વિનાજ આપણને એકાદ અર્ધવિકસિત છોડ મળી આવે તો કોઇક સમયે, કોઇક સ્થળે, કોઇ માણુસે તેનું બીજારોપણ અવશ્ય કરેલું હોય છે.

જો તમે આ ચમત્કારિક છોડ મેળવવા માગતા હો; જો તમે વૃદ્ધાવસ્થામાં તેની શાખાઓ નીચે આરામપૂર્વક બેસવા માગતા હો; તો તમે પણ યોગ્ય માર્ગે તે મેળવવાનો પ્રયત્ન કરો. આજ ક્ષણુથી તે આની તરફ

બને તેટલું ધ્યાન આપો. આવાં કિંમતી બીજોને નકામાં ગુમાવી દેશો નહિ.

ભાગ્યેજ એવો કોઇ સશક્ત મજૂર હશે, કે જે માત્ર પોતાને મળતા પૈસાનો સંભાળપૂર્વક ઉપયોગ કરવાથી અને નાના નાના અનાવશ્યક ખર્ચો બંધ કરવાથી આર્થિક બાબત-માં સ્વતંત્ર ન બની શકે. પરંતુ દુર્ભાગ્યવશાત્ મજૂરને આ કાર્ય કરવું સૌથી વિશેષ કઠિન લાગે છે. જ્યારે સો મજૂરો સખ્ત પરિશ્રમ કરવાને રાજી હોય છે; ત્યારે માત્ર અર્ધો ડઝન મજૂરોજ પોતાની કમાઇનો યોગ્ય રીતે ઉપયોગ કરવાને રાજી હોય છે. બિમારી કે બેકારીના સમયમાં કામ લાગે એટલા માટે પોતાની કમાઇનો એક નાનો ભાગ અલગ રાખવાને બદલે તેઓ જેમ જેમ પૈસા મળતા જાય, તેમ તેમ તેને ખાવા પીવામાં ખર્ચી નાખે છે. આથી જ્યારે મિલો અને કારખાનાંઓ બંધ થઈ જાય અને મૂડીવાળાઓ પોતાના પૈસા મહાન સાહસોમાં રોકવાને બદલે ત્રિજોરીમાં પૂરી રાખે; ત્યારે તેઓ પાયમાલ થઇ જાય છે. આ પ્રકારે જે માણસો પોતાની સર્વ કમાઈ ખર્ચી નાખે છે અને એક દિવસ જો રોજી ન મળે તો ભૂખે મરવાની સ્થિતિમાં આવી પડે છે; તેઓ ખરેખર ગુલામગીરીજ ભોગવે છે.

ફિલિપ ડી. આર્મરે કહ્યું હતું કે "કરકસરીઓ અને પ્રમા-ણિક એવો કોઇ પણ તરુણ કાંઈક બુદ્ધિબળ અને સારી સમજશક્તિ ધરાવતો હોય તો તે શામાટે દ્રવ્ય સંચય ન કરે અને પોતાના જીવનમાં કહેવાતી સફળતા પ્રાપ્ત ન કરે તે હું સમજી શકતો નથી." જ્યારે તેમને એવો પ્રશ્ન પૂછવામાં આવ્યો કે "આપને કયા ગુણોથી સફળતા પ્રાપ્ત થઇ છે ?" ત્યારે તેમણે પ્રત્યુત્તર આપ્યો કે "હું ધારૂં છું કે, મને ઘણે અંશે કરકસરથી સફળતા પ્રાપ્ત થઇ છે. મારી માતાની કેળવણી અને હમેશાં કરકસર કરનારા મારા કેટલાક સ્કૉચ પૂર્વજો તરફથી મળેલા કરકસરના ગુણને હું ઘણો આભારી છું."

રસલ્સે જે કહ્યું હતું કે "જીવનનો પ્રારંભ કરતાં પ્રત્યેક તરુણે જાણવું જોઇએ કે જ્યાંસુધી તે દ્રવ્ય બચાવવાની ટેવ પાડશે નહિ ત્યાં સુધી તે કદી પણ પૈસા એકત્ર કરી

શકશે નહિ. તે પ્રારંભમાં માત્ર થોડા સેન્ટો બચાવી શકશે તોપણ તે બિલકુલ નહિ બચાવવા કરતાં તો સારૂંજ થઇ પડશે. અને જેમ જેમ મહિનાઓ જશે, તેમ તેમ તેને પોતાની કમાઇનો એક ભાગ અલગ મૂકવાનું કામ વધારે સહેલું લાગશે. સેવિંગ્સ બૅન્કમાં કેટલી શીઘ્રતાથી મોટી રકમ સંચિત કરી શકાય છે તે એક આશ્ચર્યકારક ઘટના છે અને જે છોકરો તેમાં પૈસા જમા કરાવે અને તે કામ ચાલુ રાખે તે વૃદ્ધાવસ્થા સમૃદ્ધિમાં વ્યતીત કરે એવો ઘણો સંભવ છે. જે કેટલાક લોકો પોતાની કમાઇની પાઇએ પાઇ પોતાના નિર્વાહને માટે ખર્ચી નાખે છે, તેઓ પોતાની અશ્રીમંતાઇને માટે હમેશાં શોક કર્યા કરે છે."

એન્ડ્રુ કાર્નેગી કહે છે કે "મનુષ્યે સૌથી પ્રથમ દ્રવ્ય બચાવતાં શીખવું જોઇએ. દ્રવ્ય બચાવવાથી તે સૌથી વિશેષ કિંમતી ગુણ જે કરકસર તેને ઉત્તેજન આપે છે. કરકસર એ લક્ષ્મીને ખેંચી આણનારો મહાન ગુણ છે. જંગલી અને સંસ્કૃત મનુષ્યને જુદા પાડનારો એ ગુણ છે. કરકસર લક્ષ્મીની વૃદ્ધિ કરે છે; એટલુંજ નહિ પરંતુ તે મનુષ્યનું ચારિત્ર્ય પણ સુધારે છે."

---

# प्रकरण २६ मुं—गुंचवणकारक संबंधो

થોડા વખત પર ન્યૂયૉર્કમાં એક તરુણ સ્ત્રી પોતાને આકસ્મિક રીતે મળેલા એક તરુણ પુરુષથી મોહિત થઇ અને માત્ર થોડા દિવસની ઓળખાણ પછી તેની સાથે પરણી. તેણે તે પુરુષનો ઇતિહાસ તપાસ્યો નહિ અને તે તેના ભૂતકાળ વિષે કાંઇ પણ જાણતી નહોતી. તેઓ જ્યારે લગ્ન કરવાને માટે જતાં હતાં ત્યારે વરને ચોરી કરવા માટે પકડવામાં આવ્યો અને એવી વાત બહાર આવી કે, તે પૂર્વે કેટલીક વાર કારાગૃહમાં ગયો હતો. કન્યાનું હૃદય ભગ્ન થઇ ગયું, પરંતુ તેણે પોતાનું ભાગ્ય એક સજા પામેલા ચોરની સાથે જોડવાનું જે ખોટું પગલું ભર્યું હતું તેને તે પાછું ખેંચી લઇ શકી નહિ. થોડી સાવચેતી નહિ

વાપરવાથી આ નિર્દોષ છોકરીએ આવી રીતે પોતાનું જીવન પાયમાલ કરી નાખ્યું છે.

આપણી પ્રગતિને બાધા કરનારી અને આપણી કીર્તિને ઝાંખપ લગાડનારી મુશ્કેલીઓમાં ફસાઇ પડવું એ તો જગતમાં સરળમાં સરળ કાર્ય છે. કેટલી બધી બેદરકાર તરુણ છોકરીઓ અજ્ઞાત રીતે તરુણ પુરુષોના સંબંધમાં ફસાઇ પડે છે, કે જેમના વિષે તેઓ વ્યવહારતઃ બિલકુલ જ્ઞાન ધરાવતી નથી; અને અંતે તેમને પ્રતીત થાય છે કે, તેઓ સમગ્ર જીવનને માટે ફસાઈ પડી છે !

આપણાં મોટાં શહેરોમાં શ્રીમંત અને દેખીતી રીતે સુખ આપનારી પ્રત્યેક વસ્તુ ધરાવનાર કેટલા બધા માણસો પાસેથી આજે તેમના ખરાબ સંબંધના ભાગીદારો ધમકી આપીને પૈસા કઢાવે છે અને તેમનું જીવન તેમણે પૃથ્વી પર નરકરૂપ બનાવી દીધું છે ! પ્રતિવર્ષ કેટલાં બધાં ગૃહો ભાગે છે અને કેટલાં બધાં નિર્દોષ તથા શંકારહિત બાલકો, ભયંકર વાતો પ્રકટ થવાથી અને તે દ્વારા તેઓ જે પિતાને ચાહતાં હતાં અને દેવતરીકે માન આપતાં હતાં તેનું ખરૂં સ્વરૂપ પ્રકટ થવાથી લજ્જા પામે છે ! થોડા વખત પર આગેવાન પુરુષો કે જેમાંના કેટલાક તો કરોડપતિ છે તેમના પ્રાયઃ ગુન્હાભરેલા સંબંધોની જે વાત બહાર આવી છે તેથી તેમની કેટલી ગેરઆબરૂ થઇ છે અને તેમનાં નિર્દોષ સ્રીબાળકોને કેટલું અપમાન, સામાજિક બહિષ્કાર તથા અવર્ણનીય દુઃખ સહન કરવું પડયું છે તેનો વિચાર કરો !

કેટલા બધા શ્રીમંતો, જો માત્ર તેઓ કુટુંબના નામને તેમણે લગાડેલું કલંક ધોઇ નાખી શકતા હોય અથવા જે ખોટા પગલાથી તેઓ તેમની શાંતિ, સુખ અને પૃથ્વીપટ પરની તેમની સમસ્ત વહાલામાં વહાલી વસ્તુઓને લૂંટી લેનાર માણસોના પંજામાં જઇ પડયા તેને પાછું ખેંચી લઇ શકતા હોય તો તેમના સમગ્ર જીવનમાં સંચિત કરેલું દ્રવ્ય આપી દેવાને રાજી થાય !

હું એક એવા તરુણને ઓળખું છું, કે જે એક મોટી જગ્યા મેળવવા માટે જનપદનો વિશ્વાસ મેળવવાને પ્રયત્ન કરે છે. તે પોતાના તરુણ સ્થિતિમાં જે કેટલાક

ખરાબ સંબંધોમાં ફસાઇ પડયો હતો તેને જો તે ભૂંસી નાખી શકે તો તે લાખો રૂપિયા આપી દેવાને રાજી છે. તે જે જે તરફ ફરે છે તે તે તરફ તે સંબંધો તેની સામે ડોળા ઘુરકતા અને તેને ધમકી આપતા ઉભા રહે છે. તે જ્યારે જ્યારે એકાદ પત્ર હાથમાં લે છે, ત્યારે ત્યારે તેની કારકીર્દિની પાછળ ભમતા આ ભયંકર ભૂતો પૈકી કેટલાક તેની દૃષ્ટિએ પડવાનો સંભવ હોય છે.

દુર્ભાગ્યવશાત્ અધિપતિઓ અને પ્રતિસ્પર્ધીઓ જે માણસ ઉન્નત થવાનો પ્રયત્ન કરે છે તેની ઉપર નિંદા-રૂપી કાદવ નાખવાની અથવા તેને નીચે ખેંચી પાડવાની તક મેળવવાને હમેશાં તલપી રહે છે. માટે જે માણસનો ભૂતકાળ નિષ્કલંક હોય છે; જેનો ઇતિહાસ શુદ્ધ હોય છે; જે જગતની સામે અનિમેષ નેત્રે જોઇ શકે છે અને જે કોઇ પણ માણસને એકાદ અપ્રમાણિક કે અવિશ્વાસજનક કાર્ય બતાવી આપવાનું આહ્વાન કરી શકે છે તે અદ્ભુત લાભ મેળવી જાય છે.

તરુણ અમેરિકન પ્રજાને જ્યૉર્જ વૉશિંગ્ટને કહ્યું હતું કે "ગુંચવનારા સંબંધોથી સાવધાન રહેજો." આજે આ દેશમાં સર્વ પ્રકારના ગુંચવણકારક સંબંધોના એવા હજારો લોકો છે, કે જે તેમની વાત જો જીવનનો પ્રારંભ કરનારા તરુણો સાંભળે તો તેમને વૉશિંગ્ટનના ઉપરોક્ત સાવચેતીના શબ્દો ખુશીથી કહે.

એક મહાન શક્તિ ધરાવનારો આશાજનક તરુણ કે જેને પોતાની શક્તિની પ્રતીતિ હોય પરંતુ પોતે કરજના બોજા તળે બહુ દબાઇ ગયેલો હોવાથી અથવા મુક્ત ન થઇ શકાય એવી રીતે બીજી સ્વરચિત શૃંખલાઓથી બંધાઇ ગયેલો હોવાથી જે પોતાની શક્તિ લાભદાયક રીતે વાપરવાની સંધિ મેળવી શકતો ન હોય અને પોતાની મહત્ત્વાકાંક્ષા પાર પાડી શકતો ન હોય, તેના કરતાં વિશેષ શોકજનક બીજું શું હોઇ શકે ? પોતે એક રાજા હોવાને બદલે અને પોતાની પરિસ્થિતિનો પ્રભુ હોવાને બદલે તે પોતાની ગુંચવણકારક સ્થિતિનો ગુલામ હોય છે અથવા વર્ષો થયાં તેના લેણદારો તેની પાછળ પડેલા હોય છે.

તમારી જાતને સ્વતંત્ર રાખો. તમારા પુરુષત્વ કે તમારા સ્ત્રીત્વને ભ્રષ્ટ કરે એવી સર્વ પ્રકારની ગુંચવણોથી દૂર રહો. ગુંચવણ ગમે તે પ્રકારની હોય પરંતુ તે એક જાતની કેદ છે અને તે ઐચ્છિક હોવાથી કાંઈ ઓછી ભયંકર નથી. જો તમારૂં મસ્તિષ્ક અબાધિત, તમારૂં મન બોજા રહિત તથા તમારા હાથો અને તમારી સર્વ શક્તિઓ મુક્ત હશે તો તમે દ્રવ્યની નાની રકમથી પણ અથવા કદાચ કિંચિદ્ દ્રવ્ય વિના પણ મહાન કાર્યો કરી શકશો. પરંતુ જ્યારે તમે કરજના બોજા નીચે કચરાતા હો, અને તમારી ઇચ્છા પ્રમાણે કામ કરવાને સ્વતંત્ર ન હો પરંતુ તમે જેના આભાર નીચે હો અને જેની સાથે તમે ગુંચવણ ભરેલો સંબંધ બાંધ્યો હોય તેમને લીધે તમે આમથી તેમ અથડાતા હો તો તો તમે વિશેષ કાર્ય કરી શકશો નહિ. કેમકે એવા સંયોગમાં તમે સ્વતંત્ર મનુષ્ય નથી, પરંતુ બદ્ધ મનુષ્ય છો.

આજે ચાળીસ, પીસતાળીસ કે તેથી અધિક વર્ષની વયના શતાવધિ તરુણો કે જે તેમના શેઠોના જેટલાજ કે તેમનાથી અધિક સમર્થ છે; તેઓ સામાન્ય જગ્યામાં પડી રહી કામ કર્યા કરે છે. કારણ કે તેઓ જલદી પૈસાદાર થવાને એટલા બધા આતુર હતા કે તેઓ મીઠી મીઠી વાત કરનારા કંપનીસ્થાપકોના સહેલાઇથી ભોગ થઈ પડયા હતા. તેઓ સાહસિક યોજનાઓ અને લાભકારક જણાતા સટ્ટાઓમાં એટલા બધા ગુંચવાઈ પડયા કે તેમાંથી છૂટવાને કદી પણ શક્તિમાન થયા નથી. આ દેશમાં કેટલાંક ભલાં સ્ત્રીપુરુષો કે જેઓ જો માત્ર સ્વતંત્ર હોય તો અદ્ભુત કામ કરી શકે; તેઓ તેમને કચરી નાખે એટલા બોજા સહિત ઘણા બળથી મહેનત કરી રહ્યાં છે; અને તેઓ માત્ર નિર્વાહ પૂરતુંજ દ્રવ્ય મેળવે છે. તેમને માટે સંધિનાં સર્વ દ્વારો બંધ થઇ ગયેલાં જણાય છે. કારણ કે તેઓ મળતી તકને પકડી લેવાની સ્થિતિમાં હોતાં નથી—તે સંધિને પાર પાડવાને સ્વતંત્ર હોતાં નથી. તેઓ જે જે કાર્ય કરે છે, તે તે બહુ ગેરલાભ વેઠીને કરે છે. જો તેમણે મૂર્ખતાથી એકાદ હાનિકારક ધંધામાં પોતાનું દ્રવ્ય ગુમાવી દીધું

ન હોત કિંવા માલ ગીરો મૂકીને અથવા કરજ કરીને વ્યાપારની બાબતમાં તેઓ કેદી બની બેઠા ન હોત; તો જે કામ માત્ર થોડા સૂત્રધારપણાથી થઇ શકત તે કાર્ય કરવાને માટે તેમને જાતે મહેનત કરવી પડે છે તે ન કરવી પડત. તેઓ પોતાની ઇચ્છામાં આવે તે સ્થાને જઇ શકતા નથી પરંતુ તેમને જ્યાં જવાની ફરજ પડે છે ત્યાંજ તેઓ જાય છે. તેઓ ખેંચવાને બદલે પોતે ખેંચાય છે. તેઓ બીજાઓને ફરજ પાડી શકતા નથી પરંતુ બીજાઓ તેમને ફરજ પાડે છે. તેઓ પસંદગી કરતા નથી, પણ લોખંડી સંયોગો તેમને ફરજ પાડે છે.

આવા લોકો પૈકી એકને હું ઓળખું છું, જે મહિને પાંચસો ડૉલર કમાય છે; પરંતુ વર્ષો થયાં તેનો અર્ધો પગાર વ્યાપારીઓ જેને "મરેલા ઘોડાની કિંમત" કહે છે તે આપવામાં ખર્ચાતો આવ્યો છે. જ્યારે તેની વય છેક નાની હતી ત્યારે તેણે મૂર્ખતાપૂર્વક એક હાનિકારક ધંધામાં પોતાનું નાણું રોકયું હતું; તેમાં તેણે પોતાની ભેગી કરેલી રકમનો પ્રત્યેક ડૉલર ગુમાવ્યો; એટલુંજ નહિ પરંતુ એક મોટી રકમને માટે પ્રતિજ્ઞાપત્રકો આપ્યાં, જેની મુદત દર ત્રણ માસે પાકતી હતી. તે જ્યાં સુધી નાદાર ન બને ત્યાં સુધી તે આ હુંડીઓમાંથી મુક્ત થઇ શકતો નથી અને તે એટલો આબરૂદાર છે કે તે નાદાર પણ બની શકતો નથી. આથી તેનું સમગ્ર જીવન બાધિત થઇ ગયું છે. હમણાં તેનું વય પચાસ વર્ષનું છે અને તેને કેટલાક પુત્રો અને પુત્રીઓ છે, તેમને તે પોતાની ઇચ્છા પ્રમાણે શિક્ષણ આપી શકયો નથી. આ હમેશાં જાગ્રત રહેતા કરજના ભૂતને લીધે તેના કુટુંબના સુખ તથા સગવડનો અને તેની પોતાની મનઃશાંતિનો નાશ થયો છે. તેણે આ સઘળાં વર્ષો એવા ચાલુ ભયમાં કાઢયાં છે કે, તે કદાચ બિમાર પડશે અથવા કાંઇ સંકટમાં આવી પડશે અને પરિણામે તેનાં સ્ત્રીબાલકોને હજી વધારે દુઃખ સહન કરવું પડશે.

આ સર્વનું પરિણામ એ આવ્યું છે કે, તેની મહત્વાકાંક્ષા, તેનો આશામય સ્વભાવ, તેનો ઉત્સાહ અને તેની કુદરતી ઇષ્ટદર્શી વૃત્તિ, એ સર્વ નષ્ટ થઇ જઇને તે ચીડીઓ

તથા અનિષ્ટદર્શી બની ગયો છે. નાની વયમાં કાંઇ પણ તપાસ કર્યા વિના એક મૂર્ખતાભરેલા કામમાં તેણે હાથ ઘાલ્યો અને તેથી પછી હમેશાં તેને એકસરખી રીતે તેની ફરજીઆત ગુલામી કરવી પડી તેથી તેનો સર્વ જુસ્સો દબાઇ ગયો છે. તે એમજ ધારી બેઠો છે કે, તે પોતાનો અને પોતાના કુટુંબનો જેમ તેમ નિર્વાહ ચલાવવા ઉપરાંત કદી કાંઇ પણ વિશેષ કરી શકનાર નથી. એક દુર્ભાગી પળે તેણે પોતાનું સમસ્ત ભાવી ગીરો મૂકી દીધું તેથી તેને આખું જીવન બોજારૂપ થઇ પડયું છે અને તેમાંથી સર્વ આનંદ નષ્ટ થઇ ગયો છે.

આવી સ્થિતિમાં મનુષ્યમાં પોતાની સર્વ શકિત વાપરી નવીન કાર્ય કરવાની સ્વતંત્રતા અને શકિત કયાંથીજ રહેશે? જે માણસ કરજના કારાગૃહમાં પુરાયો હોય અને એવી ગુંચવણોથી સખ્ત રીતે બંધાઇ ગયો હોય કે જેમાંથી કદાચ તેને કદી પણ મુક્તિ મળવાનો સંભવ ન હોય તે પોતાની જીવનયોજના શી રીતે પાર પાડી શકે? તે પોતાની મહત્ત્વાકાંક્ષાઓ શી રીતે સિદ્ધ કરી શકે?

માત્ર અન્નવસ્ત્રને માટે મહેનત કરવી અને ભૂતકાળની ભૂલોને માટે પોતાની કમાઇનો મોટો ભાગ આપી દેવો પડે એ કાંઈ જીવન નથી; એ કાંઇ સ્વતંત્રતા નથી. એ તો ગુલામી હોઇને ધીમે ધીમે જીવનનો નાશ કરવા સમાન છે.

શ્રીમંત થવાની ઉન્માદ ભરેલી વૃત્તિ પ્રમાણે તો આપણી પાસે પુષ્કળ પૈસો હોવો જોઇએ; પરંતુ એવા ઉન્માદ ભરેલા ભ્રામક વિચારે લોભી લોકોમાં યુદ્ધ વા મરકી કરતાં પણ વિશેષ પાયમાલી કરી છે. ચિકાગો બોર્ડ ઑફ્ ટ્રેડનો એક સભ્ય કહે છે કે "આ દેશનાં સ્ત્રીપુરુષો તેમને જલદી શ્રીમંત બનાવવાનું વચન આપનારાઓને પ્રતિવર્ષ દશ કરોડ ડૉલર આપે છે." તેઓ પેલી ખાનગી પત્ર લખવાની અને ચતુરતાપૂર્વક ખોટી લાલચ બતાવવાની જૂની પદ્ધતિજ વાપરે છે; તેથી અંતે લોભી માણસ તેને પૈસા કાઢી આપે છે. એકાદ મિષ્ટભાષી કંપની ઉભી કરનાર પોતાની મોહિનીની જાળ પાથરીને લોકોને એવું સમજાવે છે કે "તમે અમારી યોજનામાં જોડાશો તો તમે થોડી મૂડીથી અતિ

શીઘ્ર ઘણું દ્રવ્ય પેદા કરી શકશો." આથીજ લોકો તેમની જાળમાં ફસાય છે. આવી રીતે ફસાયલા હજારો લોકો જગતમાં પોતાની ઉન્નતિ નહિ કરી શકવાથી અથવા પોતાની મહત્ત્વાકાંક્ષા સિદ્ધ નહિ કરી શકવાથી ખિન્નતા અને લજ્જાપૂર્વક રંકતા અને દારિદ્રયમાં પોતાના દિવસો કાઢી રહ્યા છે. એક ડૉલરમાંથી પાંચ ડૉલર પેદા કરવાના મહાન લોભનો ચેપ દિનપ્રતિદિન અધિકાધિક ફેલાતો જાય છે. સ્ત્રીઓ સુદ્ધાં ગુપ્ત રીતે દલાલોની ઑફિસોમાં જાય છે અને સર્વ પ્રકારની યોજનાઓમાં પોતાનાં સર્વ નાણું રોકે છે. તેમના પતિઓ અને કુટુંબીજનો જાણી શકે તે પૂર્વેજ પુષ્કળ પૈસા કમાવાની અને તે દ્વારા તેમને આશ્ચર્યચકિત કરવાની આશાથી તેઓ બેન્કોમાંથી પોતાનાં નાણું ઉપાડી લઇને, કેટલીક વાર પોતાના અલંકારો-પોતાની વિવાહમુદ્રિકાને સુદ્ધાં-ગીરો મૂકીને અને ઉછીનાં નાણું લઇને તેઓ કંપનીઓમાં પૈસા રોકે છે; પરંતુ ઘણી વાર તેમનાં રોકેલાં નાણું ગુમાઇ જાય છે.

હજારો યુવકો પોતાનું જીવનકાર્ય સારી રીતે શરૂ કરે તે પૂર્વે આર્થિક અને ઇતર પ્રકારની ગુંચવણોથી એવી રીતે બંધાઇ જાય છે કે તેઓ પોતાના ખરા સામર્થ્ય અથવા ઉત્તમ શક્તિના માત્ર દશમા ભાગનોજ મહત્ત્વના કાર્યમાં ઉપયોગ કરી શકે છે. જેવી રીતે કોલસાની પ્રાયઃ સર્વ શક્તિ તે ઈલેકટ્રીક બલ્બની પાસે પહોંચે તે પૂર્વે નષ્ટ થઇ જાય છે; તે પ્રમાણે આ તરુણોની શક્તિનો મોટો ભાગ માર્ગમાંજ ગુમાઈ જાય છે.

તમારી જાતને કે તમારા દ્રવ્યને બાંધી દેશો નહિ. કોઇ યોજના ગમે તેટલી આશાજનક હોય તોપણ તેમાં તમારી સર્વ બચત રોકશો નહિ. પ્રથમ સંપૂર્ણ અને સૂક્ષ્મ તપાસ કર્યા વિના કોઇ પણ યોજનામાં તમારા કઠિન શ્રમના પૈસા રોકશો નહિ. જેઓ તમને કહે કે "પૈસા રોકવાને માટે આ ખરેખરી તક છે, આવી તક પુનઃ મળશે નહિ અને જો તમે વિલંબ કરશો તો તમે આંગણે આવેલો ઉત્તમોત્તમ લાભ ગુમાવશો." આવા વાણીકુશળ દલાલો અથવા ઠગોથી તમે ભોળવાશો નહિ. નિશ્ચય માનજો કે,

પૈસા ગુમાવવાથી કાંઇ તમે મસ્તક ગુમાવવાના નથી. અને તમે નિશ્ચય કરજો કે, જ્યાં સુધી તમે પૂર્ણ તપાસ નહિ કરો ત્યાંસુધી તમે કોઇ પણ યોજનામાં એક પાઇ પણ રોકશો નહિ. પુષ્કળ સત્કાર્યો તમારી પ્રતીક્ષા કરી રહ્યાં છે. જો તમે એક ચૂકશો તો બીજાં સેંકડો બાકી રહેલાં છે. લોકો તમને કહેશે કે "તક ચાલી જશે, જો તમે શીઘ્ર કામ નહિ સાધી લેશો તો તમે દ્રવ્ય કમાવાની એક મહાન તક ગુમાવશો." પરંતુ તમે ધીમેથી તપાસ કરજો. સખ્ત નિયમ કરજો કે, જ્યાંસુધી તમે પૂર્ણ તપાસ નહિ કરો ત્યાં સુધી તો કોઈ પણ સાહસમાં પૈસા રોકશો નહિ; અને સ્થિર બુદ્ધિના માણસો તેમાં પૈસા રોકે એટલું તે જો દૃઢ નહિ હોય તો તેની સાથે કાંઇ પણ સંબંધ રાખશો નહિ. તમે કોઇ પણ કાર્યમાં હાથ ઘાલો તે પહેલાં તપાસ કરવાની ટેવ રાખશો તો તેથી તમારાં સુખસંપત્તિનું સંરક્ષણ થશે.

તરુણ પુરુષો ઘણી વાર લુચ્ચા માણસોની જાળમાં ફસાઈ પડે છે અને તેમને ખબર પડે તે પહેલાં તેમની ઈજ્જત બગડે છે. તેઓ ડહાપણપૂર્વક પોતાના મિત્રોની પસંદગી કરતા નથી અથવા તેઓ કદાચ નિર્દોષતાપૂર્વક સામાજિક, રાજકીય કે વ્યાપારના ક્ષેત્રમાં પોતાનાં નામને કલંકિત કરે છે; પરંતુ તેમના જાણવામાં આવે તે પૂર્વે કાં તો તેમના ચારિત્ર્યને નહિ ભુંસાય એવું કલંક લાગે છે કે કાં તો તેઓ મુશ્કેલ સ્થિતિમાં આવી પડે છે.

તરુણ પુરુષ અને તરુણ સ્ત્રી! તમારા ઈતિહાસની તપાસ રાખો. તેને શુદ્ધ રાખો અને તમારી જાતને અબાધિત સ્થિતિમાં રાખો. જો તમે તમારી સ્વતંત્રતાને, તમારી શુદ્ધ કીર્તિને અને તમારી નિર્વિઘ્ન ઉન્નતિને કિંમતી ગણતા હો તો દ્રવ્ય, સમાજ, નીતિ અથવા બીજી કોઈ પણ બાબતમાં બંધાયેલા રહેશો નહિ. તમને પાંગળા બનાવી દે એવી સર્વ બાબતોથી વિમુક્ત રહેજો કે જેથી તમે સ્વતંત્રતા અને અબાધિત શક્તિથી કામ કરી શકો. તમારા પુરુષત્વને, તમારા સ્ત્રીત્વને અને તમારી સ્વતંત્રતાને જાળવી રાખો; કે જેથી તમે જગતની સામે હમેશાં અનિમેષ નેત્રે જોઇ શકો. તમારી જાતને એવી

સ્થિતિમાં મૂકશો નહિ કે જ્યાં તમને કોઈની ક્ષમા માગવી પડે; કોઇની ખુશામત કરવી પડે; કોઈને મસ્તક નમાવવું પડે અથવા કોઇને પગે લાગવું પડે.

તીવ્ર બુદ્ધિ એટલી બધી પરાધીન હોય કે તે કામ કરી શકે નહિ તેના કરતાં શક્તિ થોડી હોય પરંતુ સ્વતંત્રતા અને દૃઢ નિશ્ચય હોય તે સ્થિતિ અધિક સારી છે. એક ઉત્પાદક અસરકારક મગજ સ્વતંત્ર હોવું જોઇએ. જો તમે તમારી શક્તિઓને એવી રીતે બાંધી દો કે તમે એક વહેંતિયા માણુસ જેટલુંજ કામ કરી શકો; તો તો તમારી બુદ્ધિ ગમે તેટલી તીવ્ર હોય તે પણ શા કામની ! માટે ગમે તે ભોગે તમારી સ્વતંત્રતા સાચવી રાખો.

# પ્રકરણ ૨૭ મું—વ્યાપારી પ્રમાણિકતા

પૂર્વે જ્યારે મનુષ્યનો વ્યાપાર ચાલતો હતો ત્યારે ગુલામ ખરીદવાની ઇચ્છાવાળા એક માણુસે એક તરુણ સીદીને પૂછ્યું કે "જો હું તને ખરીદું તો તું પ્રમાણિક થઇશ ?" તે ગુલામે પ્રત્યુત્તર આપ્યો કે "તમે મને ખરીદો કે ન ખરીદો, પણ હું તો પ્રમાણિકજ થઇશ."

આપણે ઘણી વાર સાંભળીએ છીએ કે, પ્રમાણિકતા એ ઉત્તમોત્તમ નીતિ છે. જેઓ કહે છે કે, તેમણે પ્રમાણિકતા અને અપ્રમાણિકતા એ ઉભયને અજમાવી જોઇ છે તેઓ પણ પ્રમાણિકતાની ભલામણ કરે છે; છતાં જેઓ ખરા મનુષ્યને છાજે એવી રીતે વ્યાપાર કરે છે તેમનો, ગમે તે થાય તોપણ પ્રમાણિકજ રહેવું એ સૌથી પ્રથમ વિચાર હોય છે.

હાર્વર્ડ વિશ્વવિદ્યાલયનાં મકાનો અને દરવાજાઓ પર "સત્ય" એ શબ્દ કોતરેલો છે. તેના એક મુખ્ય દરવાજા પર એક મહાન હિબ્રુ કવિના આ શબ્દો કોતરેલા છે કે "તમે દરવાજા ખુલ્લા રાખો, કે જેથી સત્યને જાળવનારી પ્રમાણિક પ્રજા તેમાં પ્રવેશ કરે." પૃથ્વીપટ પર સ્વમાન જાળવનારો એવો કોઈ પણ દરવાજો નથી કે જે સાચા સંતોનું જણાવેલું હૃદય અને જીવનનું સત્ય-નહિ જાળવનારાઓને માટે

ખુશીથી ખુલ્લો થાય.

એડવર્ડ એવરેટ હેલ જણાવે છે કે, જ્યારે તે હાર્વર્ડ વિશ્વવિદ્યાલયમાં અભ્યાસ કરતો હતો ત્યારે તેને ચાર વર્ષપર્યંત બેન્જામીન પિયર્સના હાથ નીચે અભ્યાસ કરવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થયું હતું. એક દિવસ એક વિદ્યાર્થીએ પોતાના ઘર આગળ તૈયાર કરેલી એક નોંધ કે જેને તેણે ગુપ્ત રીતે વર્ગમાં દાખલ કરી હતી તે કાળા પાટીઆ પર ઉતારી હતી; આ પ્રસંગે મને અને મારી જોડેના વીસ તરુણોને જે અનુભવ મળ્યો તે અમે કોઇ પણ ભૂલીશું નહિ. તેની પોતાની કાંઈક બેદરકારીથી તેની ઠગાઇ પકડાઇ ગઈ. એક ક્ષણમાં તે વ્યાખ્યાનગૃહમાં ગણિતશાસ્ત્રનું સમસ્ત કામકાજ બંધ પડી ગયું. મિ૦ પીયર્સ અત્યંત ફિક્કા પડી જઈ કંપિત સ્વરે અમારી સમક્ષ સત્ય વિષે ભાષણ આપ્યું. તેઓ બોલ્યા કે " આ સર્વ અભ્યાસ સત્યના અનુસરણને માટે નહિ તો શાને માટે છે ? અને અહીંઆં એક એવો જીવ છે કે જે સત્યનો ઢોંગ કરે છે ! સત્યના મંદિરમાં ઢોંગ ! સત્ય અને પવિત્રતાના મંદિરમાં અસત્યનો ઉપયોગ કરવામાં આવે છે ! જે વીસ માણસોએ તે કરુણાજનક ક્રોધના શબ્દો સાંભળ્યા છે તેમાંનો કોઇ પણ તેમને વિસરી ગયો નથી."

ધોળાં જૂઠાણાંની કૃષ્ણતા વિષે તમે કદી વિચાર કર્યો છે ? જગતમાં ક્યાંય ધોળાં જૂઠાણાં છેજ નહિ. જૂઠાણાં સર્વ કાળાંજ હોય છે.

શહેરની દુકાનોમાં જે જાહેર ખબરનાં પાટીઆં મારેલાં હોય છે તે તરફ દૃષ્ટિપાત કરો. તેમાં "અત્યંત ઓછો ભાવ" "વટાવ જેટલો ભાવ" " સામટી ખરીદીનો ભાવ" "અર્ધો ભાવ" "ખરીદીની કિંમત કરતાં ઓછી કિંમત " "બનાવટના ખર્ચ કરતાં બહુ ઓછી કિંમત" "વેચાણ બંધ કરવાનું છે" "કદી પણ સાંભળવામાં ન આવી હોય એટલી ઓછી કિંમત" "ઘટાડેલો ભાવ" "મૂળ કિંમતે વેચાણ" "દેવાળું કઢાવનારૂં વેચાણ" "બધો નફો ધર્માદામાં" અને બીજાં કુડીબંધ અસત્યો નિર્દિષ્ટ કરેલાં હોય છે. આવી દુકાનોમાં જશો નહિ. જો તમે એવી દુકાનોમાંજ જશો તો તમે ઠગાઇને આવશો.

એક મહાન અમેરિકન રાજપુરુષે પોતાના પુત્રને લખ્યું હતું કે "સત્ય, સંપૂર્ણ પ્રમાણિકતા, ન્યાય અને માનવંતપણું એનો કદી પણ ત્યાગ કરવો નહિ. નીચતા, હલકો મિથ્યાડંબર, કાયરતા અને ભ્રષ્ટતામાંથી અસત્યને જન્મ મળે છે અને તે હમેશાં પોતાનો ઉદ્દેશ સાધ્ય કરવામાં નિષ્ફળ થાય છે અને અસત્યભાષીને તિરસ્કારપાત્ર બનાવે છે. સંપૂર્ણ પ્રમાણિકતા, ન્યાયિતા અને માનવંતપણા સિવાય કોઇ પણ માણસને કોઇ પણ કાર્યમાં શાશ્વત સફળતા પ્રાપ્ત થઇ શકશે નહિ કિંવા તેને કોઇ પણ માણસની તરફથી સ્થાયી માન મળી શકશે નહિ. પ્રત્યેક માણસનું ખરૂં સ્વરૂપ મોડું વહેલું પકડાઇ આવે છે અને તે ધારે છે તે કરતાં બહુ વહેલું પકડાઇ આવે છે. તમારૂં ચારિત્ર્ય શુદ્ધ હશે તો તે પણ અવશ્ય પ્રસિદ્ધ થશે અને અવશ્ય તેની યોગ્ય કદર થશે."

પશ્ચિમ તરફનું એક સામયિક પત્ર જણાવે છે કે, એક માણસ એક આગગાડીના ડબ્બામાં બેઠો અને પોતાની પાસેની જગ્યા પોટલાં પોટલીથી ભરી નાખી. તે ડબ્બો માણસોથી ભરાઇ ગયો અને એક સદ્ગૃહસ્થે પૂછ્યું કે "અહીંઆં કોઇ માણસ બેઠો છે ?" તેને પ્રત્યુત્તર મળ્યો "હા, અહીંઆં એક માણસ બેઠો છે અને આ ચીજો તેની છે. તે હમણાં બીડી પીવા માટેના ડબ્બામાં ગયો છે અને તે હમણાં પાછો આવશે." તે ગૃહસ્થને આ કથનની સત્યતા વિષે શંકા ધારણ કરવાનું કારણ હોવાથી તે બોલ્યો કે "ઠીક, તે માણસ પાછો આવે ત્યાંસુધી હું અહીઆં બેસીશ." પણ તેણે તે પોટલાં પોટલી તે જગ્યાની નીચે અથવા ઉપલાં પાટીઆં પર મૂકી દીધાં. પેલો માણસ ડોળા ખેંચીને જોઇ રહ્યો, પરંતુ કાંઇ બોલી શક્યો નહિ. કેમકે "બીડી પીવા માટેના ડબ્બામાં ગયેલો માણસ" અસ્તિત્વજ ધરાવતો ન હતો! પછી ધીમે ધીમે પોટલાંનો માલિક પોતાના ઉતરવાના સ્થાને આવી પહોંચ્યો અને પોતાનો સામાન એકત્ર કરવા લાગ્યો. ત્યારે ઉક્ત ગૃહસ્થે કહ્યું કે "મને ક્ષમા કરજો, પરંતુ તમે કહ્યું હતું કે, આ પોટલાં બીડી પીવા માટેના ડબ્બામાં ગયેલા એક માણસનાં છે, તમારાં નથી; માટે તેને લેતાં

તમને અટકાવવા એ હું મારૂં કર્તવ્ય સમજીશ.” આ સાંભળતાંજ તે માણુસ ક્રોધથી રાતો ચોળ થઇ ગયો અને ગાલીપ્રદાન કરવા લાગ્યો. પરંતુ પોટલાંને સ્પર્શ કરવાની તેની હામ ચાલી નહિ. કંડકટરને બોલાવવામાં આવ્યો, તેણે ઉભય માણુસોનું કહેવું સાંભળ્યું અને કહ્યું કે “ઠીક, એ પોટલાં હું મારા તાબામાં લઇશ અને શહેરમાંના સ્ટેશને લઇ જઈશ; અને તે દરમિયાન જો બીજો કોઇ તે પર દાવો નહિ કરે તો–” તેણે એક વાર જેણે તે સામાનના સ્વામી હોવાનો ઇન્કાર કર્યો હતો તેના તરફ ફરીને કહ્યું “ તે તમને મળશે.” ગાડી ઉપડવાની તૈયારી થઇ ત્યારે ઉતારૂઓના અટ્ટહાસ્ય અને તાળીઓના અવાજ વચ્ચે તે માણુસ પોતાનો સામાન લીધા વિના તે સ્ટેશન પર ઉતરી પડયો. તે સામાન તેને બીજે દિવસે મળ્યો; પરંતુ જે જગ્યા તેની નહોતી તે લઇ લેવાને અસત્ય બોલવા માટે તેને એ ઠીક સજા થઇ.

માર્ગરેટ સૅન્ગ્સ્ટર કહે છે કે “આ એક પ્રાચીન વદંતિ છે કે, અસત્યભાષીનું એક અસત્ય બીજાં અર્ધો ડઝન અસત્યો બોલવાની ફરજ પાડે છે અને તેને ખબર પડે તે પૂર્વે પરિસ્થિતિ ભયંકર રીતે મુશ્કેલ બની જાય છે; પરંતુ સંકટનો પાર અહીંથીજ આવતો નથી. કોઇ પણ પરિસ્થિતિમાં એક માણુસ અસત્ય બોલે એ દર્શાવી આપે છે કે, તેનું ચારિત્ર્ય સંપૂર્ણતઃ શુદ્ધ અને નિર્દોષ નથી. મેં એક એવો સુંદર હીરો જોયો છે, કે જેની અંદર એક પ્રવીણ પરીક્ષકને એક ખામી જણાઇ હતી અને તેથી જેની કિંમત ઘણી ઘટી ગઇ હતી. જે માણુસ સત્યથી લેશ પણ વેગળો જાય છે તે પોતાના ચારિત્ર્યમાં વ્યંગ આણે છે. તે ફળમાંના નાના ડાઘ સમાન છે કે જે કોહવાટનો પ્રારંભ દર્શાવે છે. જો તમે તમારા મનને એક વાર અસત્ય બોલવા દેશો તો બીજી વાર તમને કોઇક કાલ્પનિક કારણુને લીધે સત્યથી દૂર જવું તેને વધારે સહેલું લાગશે.”

જો એક તરુણ એવા દૃઢ નિશ્ચયપૂર્વક પોતાના જીવનનો પ્રારંભ કરે કે તે પ્રત્યેક વાત સાચીજ બોલશે; તે જે જે વચન આપે તે તે અક્ષરશઃ પાળશે; જેને જેને

મળવાનું વચન આપશે તેને તેને બરાબર વખતે મળશે અને અન્ય માણુસોનો સમય બરબાદ કરશે નહિ; જો તે પોતાની કીર્તિને અમૂલ્ય ખજાનો ગણશે; જો તે આ વાત સમજશે કે, જગતની આંખો તેની ઉપર છે અને તેણે સત્ય અને ન્યાયથી કિંચિત્ પણ વેગળા જવું જોઇએ નહિ; જો તે પ્રારંભમાંજ આવો નિશ્ચય કરશે તો તે જ્યૉર્જ પીબોડીની પેઠે પ્રાયઃ અમર્યાદ આંટ અને સર્વ માણુસોનો વિશ્વાસ ધરાવશે અને શ્રેષ્ઠ મનુષ્ય બનશે.

જ્યારે સેનાપતિ રૉબર્ટ ઇ. લી પોતાની સેનાની હિલચાલના સંબંધમાં પોતાના એક અમલદારની સાથે વાર્તાલાપ કરતો હતો ત્યારે એક ગામડીઆ કૃષિકારના છોકરાએ સેનાપતિને એમ બોલતાં સાંભળ્યો કે " મેં હૅરિસબર્ગને બદલે જેટિસબર્ગ તરફ કૂચ કરવાનો નિશ્ચય કર્યો છે." તે છોકરાએ આ હકીકત ગવર્નર કર્ટિનને તાર દ્વારા જણાવી. તે છોકરાને માટે એક ખાસ એન્જીન મોકલવામાં આવ્યું. ગવર્નર બોલ્યો "આ છોકરો સત્ય કહે છે કે કેમ તે જાણવાને માટે હું મારો જમણો હાથ આપવાને રાજી છું." એક કૉર્પોરલે પ્રત્યુત્તર આપ્યો "ગવર્નર સાહેબ ! હું એ છોકરાને ઓળખું છું; તે અસત્ય બોલે એ અશક્ય છે; તેને બિલકુલ જૂઠું બોલવાની ટેવ નથી." પંદર મિનિટમાં યુનિયનની પલટણો જેટિસબર્ગ તરફ કૂચ કરવા લાગી અને ત્યાં તેમને વિજય પ્રાપ્ત થયો. ચારિત્ર્ય એ બળ છે. ખરૂં મનુષ્યત્વ પ્રાપ્ત કરવું; ઉચ્ચ ઉદ્દેશ રાખવો; સહૃદયતાપૂર્વક કામ કરવું; સારા અને સત્ય કામની તૃષ્ણા રાખવી; એમાંજ મનુષ્યની ખરી મહત્તા રહેલી છે.

જો પ્રત્યેક પક્ષ પોતાના વ્યવહારમાં પોતાનું હૃદય મૂકે તો વ્યાપારમાં કદી પણ અસત્યાચરણ થશે નહિ.

લૉરેન્સ સ્ટર્ને કહ્યું હતું કે " પ્રત્યેક બાબતમાં જે માણુસ પોતાનું અંતઃકરણ ન મૂકે તેનો કોઇ પણ બાબતમાં વિશ્વાસ કરશો નહિ." જે માણુસ અંશતઃ પ્રમાણિક હોય તે શું સંપૂર્ણતઃ અપ્રમાણિક નથી?

મનુષ્ય મનુષ્ય વચ્ચેનો વ્યવહાર એવો છે કે વ્યાપારના ક્ષેત્રમાં સંપૂર્ણ પ્રમાણિકતા અનિવાર્ય છે. એવો સમય

કદી પણ આવનાર નથી કે જ્યારે મનુષ્યોને કોઇ પ્રકારે એકબીજાનો વિશ્વાસ નહિ કરવો પડે; છતાં જેવી રીતે હમણાં કોઇ પણ માણુસ એક રિવૉલ્વર લઇને બહાર નીકળે અને જ્યારે તેની ઇચ્છા થાય ત્યારે તે એક કે બે માણુસોને મારી નાખી શકે; તેવી રીતે હમેશાં મનુષ્ય એક કે બે ઠગાઇઓ કરી શકશે.

માઇનૉટ જે. સૅવેજ કહે છે કે "પશ્ચિમ ભાગમાં હું જે જે વ્યાપારીઓને ઓળખું છું, તેમાંના સૌથી વિશેષ સમજદાર વ્યાપારીઓ પૈકી એકની સાથે મારે એક વાર વાતચીત થઇ હતી તે મને યાદ છે. આ પ્રસંગે તેણે એક એવો દાવો કર્યો હતો, કે જે ચાલવા દેવાને હું રાજી નહોતો. તેણે કહ્યું કે "એક સાટામાં લાભ મેળવવા માટે સામા માણુસની અજ્ઞાનતાનો હું લાભ લઉં તો તે અપ્રમાણિકતા નથી. જગતમાં શી શી ઘટના બની રહી છે તેનું જો હું વિશેષ જ્ઞાન ધરાવતો હોઉં તો સામા માણુસની અજ્ઞાનતાનો લાભ લેવામાં હું કાંઇ અયુક્ત કાર્ય કરતો નથી. કારણકે તે અજ્ઞાન રહ્યો તેમાં દોષ તેનો પોતાનોજ છે." તેના આ દાવાના વાજબીપણા વિષે મને શંકા છે. શું આપણે આપણા માનવબંધુઓની અજ્ઞાનતા, દુર્બળતા, અશક્તતા અને નિર્બળતાનો લાભ લેવો જોઇએ અને તેમને અગાઉ કરતાં ખરાબ સ્થિતિમાં મૂકવા જોઇએ ?

જે માણુસ પોતાના પાડોશીની અજ્ઞાનતાનો લાભ લઇ તેને છેતરે છે તેના સંબંધમાં માત્ર એટલુંજ કહી શકાશે કે, તેનું ચારિત્ર્ય ભ્રષ્ટ થયું છે.

પ્રત્યેક વ્યાપારીને માટે આ એક સોનેરી નિયમ છે કે "તમારી જાતને તમારા ગ્રાહકને ઠેકાણે સમજો."

મેં એક માણુસ વિષે એક વિચિત્ર વાત વાંચી છે. કહે છે કે, જ્યારે ફિલિપ વર્ટ્ઝ સ્વતંત્ર રીતે વ્યાપાર કરવા લાગ્યો ત્યારે તે ઘુંટણમંડીએ પડીને પ્રાર્થના કરતો કે "હે પ્રભો! તારી સર્વજ્ઞ દૃષ્ટિને ગમે નહિ એવી કોઈ પણ રકમ મારા ચોપડામાં દાખલ કરવા દઇશ નહિ."

કિંમતના પ્રમાણમાં માલ આપવો એ સમસ્ત પ્રમાણિક વ્યાપારનો સિદ્ધાંત છે. સમસ્ત પ્રમાણિક વ્યાપારમાં જેટલી

કિંમતનો માલ લેવામાં આવે છે તેટલી કિંમતનો માલ આપવામાં આવે છે. પ્રત્યેક વાજબી સાટામાં ઉભય વ્યક્તિઓને સંતોષ–શાશ્વત સંતોષ મળે છે; પ્રત્યેક જણને જેટલું મળવું જોઇએ તેટલું મળે છે.

આ દેશનાં આગેવાન વ્યાપારી ખાતાંઓનો ઇતિહાસ જણાવે છે કે, જે માણસોએ તેમને ઉભાં કર્યાં હતાં તેઓ હમેશાં પોતાના ગ્રાહકોને સંતોષ આપતા હતા.

અમેરિકાનો એક સૌથી સફળ ગાંધી જણાવે છે કે "મેં એક એવો નિયમ કર્યો છે કે બનતાં સુધી કોઈ પણ ગ્રાહકને અસંતુષ્ટ કરવો નહિ. કારણ કે મને લાગે છે કે, અસંતુષ્ટ થયેલો ગ્રાહક મારી દુકાનનો હમેશાં શત્રુ થઇ રહેશે. વળી કોઇ પણ માણસ વાજબી રીતે મારા પર અશ્રદ્ધા રાખે એથી મારા સ્વમાનને હાનિ થાય છે. કારણકે પ્રમાણિકતાના પાયા પર મારો ધંધો ઉભો થયો છે."

જે તરુણો શ્રીમંત બની જવાની અત્યંત ઉતાવળમાં હોય છે, તેઓ વિગતોનું જ્ઞાન મેળવવા માટે કંઈ પણ ઉમેદવારી કર્યા વિના એકાદ બે વર્ષમાં સફળ ધંધો ઉભો કરવા માગે છે; કારણ કે તેમના વિચારો દ્રવ્ય સંચિત કરવામાંજ એટલા બધા એકાગ્ર થયેલા હોય છે કે તેઓ સામા માણસનું હિત જોવાનું બિલકુલ ભૂલી જાય છે.

કેટલાક શેઠો અત્યંત ક્રૂર માર્ગ ગ્રહણ કરતા હોવાથી નોકરોને અપ્રમાણિક થવાનું નિત્ય પ્રલોભન થાય છે. ન્યુયૉર્કવાળા જસ્ટીસ ક્રેને થોડા વખત પર એક તરુણ પુરુષ કે જેણે એક થોડી કિંમતનો પદાર્થ ચોર્યો હતો તેની સામેનો ચોરીનો આરોપ તેના શેઠ પાસે પાછો ખેંચી લેવરાવ્યો હતો અને જણાવ્યું હતું કે, તે તરુણનો અઠવાડીઆનો પાંચ ડૉલરનો પગાર તેને ચોરી કરવાને ઉશ્કેરે એવો હતો. ઉક્ત ન્યાયાધીશે ન્યૂયૉર્ક નગરમાં તેને પોતાને એક અથડાતા તરુણ તરીકે મળેલો અનુભવ આ પ્રમાણે કહ્યો હતો:–

"મારે અઠવાડીએ બે ડૉલરના પગારે જેમ નિર્વાહ ચલાવી શકાય તેમ ચલાવવાનો હતો. મારા શેઠો એક કૂતરા પ્રત્યે જેટલું ધ્યાન આપે તેથી વિશેષ ધ્યાન મારા પ્રત્યે આપતા નહોતા. હું જાણતો હતો કે, તેમના પ્રત્યે

મારી સેવા દર અઠવાડીએ નિદાન પચાસ ડૉલરની કિંમતની હતી અને તેઓ મને બે ડૉલર આપતા હતા. કેટલાક દિવસ તો હું બિલકુલ ખાતો પણ નહિ. એક દિવસ—અને તે દિવસને હું કદી પણ વિસરીશ નહિ—મને મારા ખાતાને માટે બે હજાર પાંચસો ડૉલર રોકડા મળ્યા. તે દિવસે મારી પાસે ભોજન ખરીદવા જેટલા પૈસા નહોતા. હું કબૂલ કરૂં છું કે, તે દિવસે મારી માતા મને સંપૂર્ણ પ્રમાણિક માનતી હતી એવા જ્ઞાનથીજ હું ચોરી કરતાં અટક્યો હતો. તે ખાતું આ શહેરનાં મોટાંમાં મોટાં અને સૌથી વિશેષ વજનદાર ખાતાંઓ પૈકી એક હતું. આપણી સામેનો આ તરુણ જે ખડક સાથે અથડાઈ પડયો તે ખડકની બહુ નજીક હું પણ જઇ પડયો હતો, સમજ્યા ?"

આ કથનમાં પ્રત્યેક શેઠને માટે એક પાઠ રહેલો છે.

ઘણા માણસોને, અને કેટલીક વાર તરુણોને, એવો પ્રસંગ પ્રાપ્ત થાય છે કે જ્યારે તેમને માનવંતપણે નિર્વાહ પૂરતું કમાવું અને ઇજ્જત ખોઈને અઢળક ધન મેળવવું, એ બેમાંથી એક કાર્યની પસંદગી કરવાની હોય છે. ખાસ કરીને આપણાં મોટાં શહેરોમાં આવી ઘટના બને છે અને તે આપણાં વિલાસી જીવનનું એક મહાન પ્રલોભન છે. જો આપણે આપણા પૂર્વજોની પેઠે અને ગામડાંના લોકોની પેઠે માત્ર સાદા જીવનથી સંતુષ્ટ રહી શકીએ અને કોઇ માણસ આપણી પાસે એક ડૉલર માગતો નહિ હોવાથી આપણે જગતની સામે જોવાને શક્તિમાન થઇએ તો વકરાની પેટી અને ત્રિજોરીમાંથી ઓછી ચોરી થાય. જે તરુણ પુરુષ રંક અને આબરૂદાર થવાની ખુશી સહિત જીવનનો પ્રારંભ કરે છે તે સફળતાનું એક બળવાનમાં બળવાન સાધન ધરાવે છે.

દક્ષિણ તરફનું એક વર્તમાનપત્ર જણાવે છે કે "જ્યારે વિક્સબર્ગ જીતાયું ત્યારે એક અમેરિકન સેનાપતિને એવો સખ્ત હુકમ મળ્યો હતો કે, સૂતરનો એક પણ કોથળો રણાંગણની બહાર જવા દેવો નહિ. થોડા સમયમાં ઉત્તર તરફની કેટલીક સૂતરની મિલોના પ્રતિનિધિઓએ તેની મુલાકાત લીધી અને તે જો થોડા સમયપર્યંત દુર્લક્ષ્ય કરે તો તેને પાંચ હજાર ડૉલર આપવાની સૂચના કરી. તેણે

તે માણસોને ગાલિપ્રદાન કર્યું અને તેમને એમ કહીને રણાંગણ છોડી જવાનો હુકમ કર્યો કે "શું તમે મને લાંચ આપવાનો પ્રયત્ન કરો છો? ચાલ્યા જાઓ, નહિ તો હું તમને ગોળીથી વિંધી નંખાવીશ." તેની પ્રમાણિકતા દૃઢ રહી. અલ્પ સમયમાં જેમને સૂતરની આવશ્યકતા હતી તેમના તરફથી બીજી વાર માણસો આવ્યા અને તેમણે દશ હજાર ડૉલર આપવાની સૂચના કરી. તેમને પણ ગાલિપ્રદાન કરીને રણાંગણની બહાર કાઢી મૂકવામાં આવ્યા. ત્યાર પછી ત્રીજી વાર માણસો આવ્યા. તેમણે સૂતરની માગણી કરી અને વીસ હજાર ડૉલર આપવાની સૂચના કરી. તેણે તેમને પણ ગાલિપ્રદાન કરીને રણક્ષેત્રની બહાર કાઢી મૂકયા. અત્યાર સુધી તેની પ્રમાણિકતા કાયમ રહી; પરંતુ તેનું મન અસ્વસ્થ થવા લાગ્યું. તે પોતાના કમાન્ડીંગ જનરલની પાસે ગયો અને તેને જે હુકમ મળ્યો હતો તથા જે પ્રલોભન બતાવવામાં આવ્યું હતું તે તેને નિવેદન કર્યાં. અને પછી તે બોલ્યો કે "હું હવે રાજીનામું આપી ઘેર જવા માગું છું. અહીંની હવા મને બહુ ઉષ્ણ લાગે છે. કેટલીક વસ્તુઓની સામે હું ટકી શકું છું; પરંતુ પ્રત્યેક વસ્તુની સામે હું ટકી શકતો નથી. માનવ પ્રકૃતિને પણ મર્યાદા હોય છે અને મને ભય છે કે, મારી પ્રકૃતિ કદાચ તેની મર્યાદા પર આવી પહોંચશે. જુઓ, પ્રથમ મને પાંચ હજાર ડૉલર આપવા માંડયા; ત્યાર પછી દશહજાર ડૉલર આપવા માંડયા; ત્યાર પછી વીશહજાર અને તે સર્વની સામે હું ટકી રહ્યો છું; પરંતુ હવે પછી કોઇ આવીને કદાચ મને પચાસ હજાર ડૉલર આપવાને તૈયાર થશે તો ભય છે કે, મારી માનવ પ્રકૃતિ અને સ્વાર્થ તેની સામે ટકી રહેવાને શક્તિમાન થશે નહિ. માટે હું મારી ઇજ્જત ગુમાવું તે પૂર્વે હું રાજીનામું આપીને ઘેર જવા માગું છું." તે સમજી ગયો કે, દ્રવ્યની આગળ તેની ઇજ્જત પરાભૂત થઇ જશે. તેથી તેણે ધાર્યું કે, સંધિ અને પ્રલોભનના માર્ગમાંથી દૂર થઇ જવું એ ઉત્તમોત્તમ માર્ગ છે. એ સમયે એક રતલ સૂતરનો પ્રાયઃ એક ડૉલર ઉપજતો હતો.

હું પુનઃ કહીશ કે, તે સમય કદી પણ આવવાનો નથી

કે જ્યારે માણસોને કોઈ પ્રકારે એકબીજાનો વિશ્વાસ કરવો નહિ પડે.

માઈનૉટ જે. સૅવેજે એક રવિવારે પોતાના શ્રોતાઓને કહ્યું હતું કે "હું થોડી વાર સુધી એક મુદ્દા પર તમારૂં ધ્યાન ખેંચવા માગું છું. ગત વર્ષો દરમિયાન કેટલીક વખત મેં તમને સ્મરણ કરાવ્યું છે કે, આપણું આ સંસ્કારી જગત કોઇ પણ સમયે દરિદ્રતાથી થોડુંજ દૂર હોય છે. જો કાંઇ પણ નીપજ ન થાય; જગતના ભંડારમાં જો કાંઇ પણ ઉમેરવામાં નહિ આવે; તો જગત ખાલી થઇ જાય અને બે ત્રણ વર્ષની મુદતમાં સર્વ વસ્તુઓ પૂરી કરી નાખી નાશ પામે. માટે આ સામાન્ય કલ્યાણનો ભંડાર છે; એટલા માટે જે કોઈ જગતના આ સંચિત દ્રવ્યમાંથી પોતાના ઉપયોગને માટે નાનામાં નાનો અંશ લે તેણે તે સામાન્ય કોષમાં નિદાન તે અંશના જેટલી કોઇ વસ્તુનો ઉમેરો તો કરવોજ જોઈએ. મને લાગે છે કે, આ વ્યાપારી પ્રમાણિકતાનો મુખ્ય સિદ્ધાંત છે. જો તે માણસ જગતને અધિક સમૃદ્ધ નહિ બનાવે અથવા જે પર તેનો અધિકાર નથી તે લે તો તેનો દરજ્જો ગમે તેવો હોય તોપણ તે આપણે જેને ચોર કહીએ છીએ તે બને છે. આપણે જેને ચોરી કહીએ છીએ તે આજ છે. કાંઈક બદલો આપવો; જગતની સેવા કરવી; કોઇ પ્રકારે તેના સુખમાં વૃદ્ધિ કરવી એજ માત્ર કોઈ પણ પુરુષ, સ્ત્રી કે બાલકનું પ્રમાણિક કર્તવ્ય છે. વળી જ્યારે તમે જગતનું કામ કરવામાં રોકાઓ ત્યારે તે પ્રમાણિક રીતે બજાવજો અને બરાબર બદલો આપજો. વ્યાપારી પ્રમાણિકતાના આ સિદ્ધાંતો છે.

વ્યાપારમાં પ્રમાણિકતા, રાજદ્વારી ક્ષેત્રમાં પ્રમાણિકતા, ધાર્મિક ક્ષેત્રમાં પ્રમાણિકતા, જીવનના પ્રત્યેક વિભાગમાં પ્રમાણિકતા, એ આપણા આદર્શો હોવા જોઈએ. આપણે માત્ર આપણાં મકાનોજ નહિ, પરંતુ આપણી સામાજિક વ્યવસ્થા, આપણો વ્યાપાર, આપણી રાજકીય વ્યવસ્થા તથા આપણાં ધાર્મિક બંધારણો મજબૂત, એકબીજા સાથે યથાવત્ જોડાયેલાં તથા ડહાપણપૂર્વક અને યોગ્ય રીતે ગોઠવેલા પદાર્થોનાં બાંધવાં જોઇએ; કે જેથી ટકે અને દૈવી

વસ્થાનું એક અંગ બને. જો આપણે આ પ્રમાણે કરીશું તોજ આપણે અન્ય લોકોનું સુખ, ઇતર લોકોનું ભલું કરી શકીશું; એટલુંજ નહિ પરંતુ દીર્ઘ સમયે આપણું પોતાનું સુખ તથા કલ્યાણ સાધ્ય કરીશું. કારણ કે આપણે એકલા રહી શકતા નથી. આપણે આપણાં જીવનની પ્રત્યેક ક્ષણે માત્ર આપણા સુખને માટેજ નહિ, માત્ર દ્રવ્યને માટેજ નહિ; પરંતુ સગવડ, આરોગ્ય અને શાંતિને માટે જે જગતનાં આપણે અંગો છીએ તેની સામાન્ય સ્થિતિ ઉપરજ આપણે પણ આધાર રાખીએ છીએ. એટલા માટે માત્ર અન્ય લોકોને ખાતર નહિ પરંતુ આપણે પોતાને ખાતર પણ આપણે પ્રમાણિકપણે વર્તવું જોઇએ—આપણે ઈશ્વરની સાથે હાથ મેળવી શકીએ અને તેની દિવ્ય વ્યવસ્થાનું અંગ બની શકીએ અને તે વ્યવસ્થાની સંપૂર્ણતા કે જે પ્રભુનું સામ્રાજ્ય છે તે રચવામાં સહાય કરી શકીએ; એટલા માટે આપણે પ્રમાણિકપણેજ વર્તવું જોઈએ."

થોડા સમય પૂર્વે અર્થાત્ અમેરિકાના બૅન્કિંગના ધંધામાં એક મહાનમાં મહાન આપત્તિ આવી પડયા પછી ન્યુયૉર્કની કેટલીક બૅન્કોના અધ્યક્ષોએ અને તે શહેરના કેટલાક થાપણદારોએ જણાવ્યું હતું કે, સામાન્ય પ્રમાણિકતા એજ માત્ર લોકોના દ્રવ્યના સંરક્ષણનું વ્યવહારૂ સાધન છે. કોઇ પણ યોજના અપરાધીઓને અન્યનો માલ પચાવી પાડતાં અટકાવી શકે એમ નથી. જે નોકરોની ઉપર સૌથી વિશેષ વિશ્વાસ રાખવામાં આવ્યો હતો, તેમણે દેશની ઉત્તમોત્તમ બૅન્કોને લૂંટી લીધી છે. એ દુષ્કર્મીઓ સટ્ટો ખેલતા હતા અથવા પોતાની કમાઇ કરતાં વિશેષ ખર્ચ રાખતા હતા, એ હકીકત પાછળથી બહાર આવી હતી; પરંતુ એ હકીકત સંસ્થાને સોંપેલાં નાણાંની સંભાળ લેનારની બેકાળજી અટકાવવામાં થોડીજ ઉપયોગી નીવડી હતી.

સર્વ કહેવામાં અને કરવામાં આવે; પ્રત્યેક યોજના ક્રિયામાં મૂકવામાં આવે; ત્યાર પછી અંતિમ સંરક્ષણનું સાધન સામાન્ય પ્રમાણિકતા છે. જીવનનાં ઈતર ખાતાંઓ અને સાહસોના સંબંધમાં પણ આમજ છે. ભલે નવીન યોજનાઓ રચવામાં આવે; બંધનકારક કરારો કરવામાં આવે

અને સારાં પરિણામ લાવવાને માટે પ્રયત્નો કરવામાં આવે; પરંતુ સુરક્ષિતપણાને માટે તો અંતે સામાન્ય પ્રમાણિકતા ઉપરજ આધાર રાખવામાં આવે છે.

એટલા માટે તમારા પોતાના જીવનમાં સામાન્ય પ્રમાણિકતાની લેશ પણ અંશે વિરોધી થાય એવી કોઇ પણ વસ્તુ રહેલી હોય તો તેટલે અંશે તમે સુસ્થાપિત સમાજના શત્રુ છો અને જો સર્વ માણુસો તમારા જેવા હોય તો કોઇ પણ સમાજ ટકી શકે નહિ.

બોસ્ટનનો એક ધર્માચાર્ય કહે છે કે "પેલે દિવસે સ્કૂલ સ્ટ્રીટમાં એક રંક ઇટાલિયને ભૂલથી સેન્ટને બદલે એક અઢી ડોલરનો સુવર્ણનો સિક્કો લીધો. તેણે શું કર્યું? શું તેણે તેને છુપાવી દીધો? ના, તેણે તેને એક કાગળના ટુકડામાં વિંટાળ્યો અને તેને જે સ્થળે તે ભૂલ કરનાર માણસને આપી શકે તે સ્થળે મૂકયો અને જ્યારે તે તેને લેવાને આવ્યો ત્યારે તે તેની પ્રતીક્ષા કરી રહ્યો હતો. શું તે એક ક્ષુલ્લક બાબત હતી? આપણામાંનો કોઇ પણ માણુસ હવે પછી તેની સાથે ખુશીથી ભરોસો કરશે. કારણ કે આ ઘટના તેનું ચારિત્ર્ય દર્શાવે છે. તે મનુષ્ય કેવા તત્ત્વનો બનેલો છે તે દર્શાવે છે. જ્યારે તમે એક માણુસના ચારિત્ર્યનો એક નાનો ટુકડો ભાંગો અને તે તમને દૃઢ તથા મજબૂત જણાય ત્યારે તમને એમજ લાગશે કે, જો તે આવા દૃઢ પદાર્થનો બનેલો છે તો તેની ઉપર વિશ્વાસ રાખવામાં કશો વાંધો નથી. તે પ્રકારના માણુસ પર શ્રદ્ધા ચોંટે છે અને તમે તેની ઉપર વિશ્વાસ રાખી શકો છો. આ કદાચ ક્ષુલ્લક બાબતો લાગતી હશે; પરંતુ તેજ ચારિત્ર્યરચના કરે છે."

બોસ્ટનના મેયર હાર્ટે કહ્યું હતું કે "પચાસ વર્ષોમાં મેં પ્રમાણિકતા અને સદ્‌વ્યવહારનાં પરિણામો જોયાં છે; સફળ માણુસોનો નેવું ટકા ભાગ તેમની વ્યાપારી પ્રમાણિકતા માટે સુપ્રસિદ્ધ છે અને જેમણે તેથી વિરુદ્ધ માર્ગ ગ્રહણ કર્યો હતો તેઓ નાશ પામ્યા છે. પ્રમાણિકતા એ પ્રાકૃતિક નિયમ છે અને તેનો ભંગ કરવાથી શિક્ષા થાય છે. એ નિયમ ગુરુત્વાકર્ષણના નિયમ જેવો અચૂક છે અને જ્યારે પ્રમાણિકતાનો ભંગ કરવામાં આવે છે ત્યારે અવશ્ય સજા

થાય છે; શિક્ષાથી છૂટી શકાતું નથી. થોડો વખત ભલે સજા મુલતવી રહે, પરંતુ અંતે તે ન્યાયદેવતાનો દંડ વ્યાજસહિત દરેકેને ભોગવવોજ પડે છે.

એક વ્યાપારીની પાસે કોઇકને જોઇએ એવી કોઇક વસ્તુ હોય છે; અને તેના બદલામાં તે કોઇકની પાસે હોય એવી વસ્તુ માગે છે. જ્યારે સોદો થાય છે ત્યારે જો તે પ્રમાણિક રીતે કરવામાં આવ્યો હોય તો ઉભય પક્ષને લાભ થશે. મૂડીવાળાઓ અને મજૂરોના વ્યવહારમાં ઉભય પક્ષ જો પ્રમાણિકતા વાપરશે તો તે ઉભય પક્ષને લાભદાયક થઇ પડશે. મૂડીવાળાઓ જો પોતાના મજૂરો સાથેના વ્યવહારમાં પ્રમાણિકતાનું અત્યંત સખ્ત રીતે પાલન નહિ કરે તો તેઓ સમૃદ્ધ બની શકશે નહિ. પ્રજાના સફળ માણસોનો ૯૦ ટકા ભાગનો અનુભવ દર્શાવે છે કે, જીવનની સર્વ બાબતોમાં પ્રમાણિકતાનોજ વિજય થાય છે.

પ્રમાણિકતા એ પારસ્પરિક શ્રદ્ધાનો આધારસ્તંભ છે. એના આધારે એક તરુણ નિશ્ચયાત્મક પગલાંથી આગળ વધી શકે છે. બલ્વર લિટન કહે છે કે “ એક માણસની જ્યારે સંપૂર્ણ વિશ્વાસપાત્ર માણસતરીકે ખ્યાતિ થાય છે ત્યારે તે જગતમાં વજનદાર માણસ બની જાય છે.”

“ ઇલસ્ટ્રેટેડ લંડન ન્યૂઝ” વાળો ઇન્ગ્રામ તરુણાવસ્થામાં જ્યારે વર્તમાનપત્રો વેચવાનો ધંધો કરતો હતો ત્યારે એક વાર તે પોતાના ગ્રાહકોને નિરાશ કરવાને બદલે એકજ પત્ર પહોંચાડવાને માટે દશ માઇલ ચાલીને ગયો હતો. તેની ઉપર વિશ્વાસ રાખી શકાતો હતો અને તેથી વર્તમાનપત્રોનો ધંધો કરનાર માણસોની પ્રથમ પંક્તિમાં આવતાં તેને કોઇ અટકાવી શક્યું નહિ.

સ્ટુઅર્ટને પોતાની પ્રમાણિકતાને લીધે નગદ લાભ થયો હતો. “ એક ધંધો ઉભો કરવામાં સારો માલ રાખનાર અને તેના સંબંધમાં સાચેસાચી વાત કરનાર તરીકેની કીર્તિ જેટલી ઉપયોગી છે તેના પ્રમાણમાં ભવ્યમાં ભવ્ય જાહેરખબર કાંઇ હિસાબમાં નથી. તમારો ધંધો સત્યના પાયા પર સ્થાપિત કરો એટલે તે સફળ થશે.”

કુંભકાર વેજવુડ જો કે મજૂરની સ્થિતિમાંથી ઉન્નત

થયો હતો; તોપણ જ્યાંસુધી તે તેનાથી બને તેટલું ઉત્તમોત્તમ કાર્ય બજાવતો નહિ ત્યાંસુધી તે સંતુષ્ટ થતો નહિ. તે હલકા પ્રકારનું કાર્ય સહન કરતો નહિ. વાસણ જો તેની ઇચ્છા પ્રમાણે તૈયાર થતું નહિ તો તે તેને ભાંગી નાખતો અને એમ કહીને તેને ફેંકી દેતો કે "આવું કામ જોસિયા વેજવુડની આગળ ચાલશે નહિ." ચારિત્ર્ય કીર્તિને જન્મ આપે છેજ; તેથી વેજવુડની પ્રમાણિકતાને લીધે તેનાં વાસણો સમગ્ર જગતમાં પ્રસિદ્ધ થઈ ગયાં.

જ્યારે લિંકન વકિલ થયો ત્યારે સમસ્ત અસીલો જાણતા હતા કે, તેમનો કેસ જો ન્યાયી હશે તો તેઓ જીતશે; અને તે જો ન્યાયી નહિ હોય તો તે તેની પાસે લઈ જવો નકામો છે. એક દિવસ તેનો અસીલ બનવાની ઇચ્છા રાખનાર એક માણસનું કથન મોભ તરફ દૃષ્ટિ રાખીને કેટલાક સમયપર્યંત સાંભળ્યા પછી તે એકાએક પોતાની ખુરશીમાં ફર્યો અને બોલી ઉઠયો:—

"ધારાશાસ્ત્રની દષ્ટિથી તમારો કેસ ઘણો સારો છે; પરંતુ ન્યાયની દૃષ્ટિથી તે ઘણો ખરાબ હોવાથી તમે કોઈ બીજા વકિલને પકડશો તો તે તમને આ કેસ જીતી આપશે. હું એ જીતી શકીશ નહિ. જ્યારે હું જ્યુરી સમક્ષ ભાષણ કરીશ, ત્યારે સઘળો વખત મને એવો વિચાર આવશે કે લિંકન! તું અસત્ય વદે છે; અને તેથી હું માનું છું કે, હું મારી જાતને ભૂલી જઇશ અને ખરી વાત ખુલ્લી રીતે કહી દઇશ."

તેને એક કેસમાં એક સ્ત્રી તરફથી બસો ડૉલરની ફી મળી હતી. એ કેસ પર ઘણો સમય વિચાર કર્યા પછી તેણે તેને એમ કહીને પૈસા પાછા આપ્યા કે "બાઇ! તમારો કેસ ચાલી શકે એવો નથી." તે સ્ત્રીએ કહ્યું કે "પરંતુ એ પૈસા તો તમારા થઇ ચૂકયા છે." લિંકને કહ્યું કે "ના, ના, એ પૈસા હું લઉં એ યોગ્ય નથી. મારી ફરજ બજાવવા માટે હું લવાજમ લઇ શકતો નથી."

અંતે તેની એ પ્રમાણિકતા તેની રગેરગમાં પ્રસરી ગઇ અને જે જે માણસો તેને મળતા અથવા તેની વાત જાણતા તેમને તે પ્રમાણિક હોવાની ખાત્રી થયા વિના રહેતી નહિ.

૧૮૩૭ માં જ્યૉર્જ પિઓડી લંડન ગયો ત્યાર પછી યુનાઇટેડ સ્ટેટ્સને વ્યાપાર આફતમાં આવી પડયો. ઘણી બૅંકોએ નાણું આપવાં બંધ કર્યાં, ઘણાં વ્યાપારી ખાતાંઓ નષ્ટ થયાં અને બીજાં હજારો ભારે સંકટમાં આવી પડયાં. આ આફતના સંબંધમાં એડવર્ડ એવરેટે કહ્યું હતું કે "વ્યાપારી જગતની ધોરી નસ જે આંટ, તે આંટ યુનાઇટેડ સ્ટેટ્સમાં આ સમયે બંધ થઈ ગઇ હતી." સંભવતઃ યુરોપના અર્ધો ડઝન માણસોની અમેરિકન જામીનગીરીઓ વિષેની વાત બૅંક ઑફ ઇંગ્લાંડમાં એક ક્ષણ પણ સાંભળવામાં આવી ન હોત; પરંતુ જ્યૉર્જ પિઓડીની વાત સાંભળવામાં આવી. તેનું નામ વ્યાપારી જગતમાં અત્યાર પૂર્વે બળવાન થઇ પડયું હતું. તે અંધકારમય દિવસોમાં તેની પ્રમાણિકતા પ્રત્યેક વ્યાપારી આફતને પહોંચી વળી. પિબોડીએ મેરીલૅન્ડ સ્ટેટની–બલ્કે યુનાઇટેડ સ્ટેટ્સની આંટ જાળવી. તેનું ચારિત્ર્ય ઘણા દાખલામાં પ્રાયઃ નકામા થઈ પડેલા કાગળને સુવર્ણમાં ફેરવી નાખનાર જાદુઇ લાકડીરૂપ નીવડયું હતું. આટલાંટિક મહાસાગરના ઉભય તટો પરના વ્યાપારીઓએ તેને ત્યાં અનામત મૂકેલો માલ વેચાયા પૂર્વે પણ તેની પાસેથી મોટી રકમો મેળવી હતી.

જ્યારે વૉલ્ટર સ્કૉટના પ્રકાશક અને મુદ્રકે દેવાળું કાઢયું અને છ લાખ ડૉલરનું કરજ તેની સામે ડોળા કાઢવા લાગ્યું; ત્યારે તેના મિત્રો આગળ આવ્યા અને તેના લેણદારોને સંતોષ આપે એટલા પૈસા એકત્ર કરવાની તેમણે માગણી કરી; પરંતુ તેણે અભિમાનપૂર્વક કહ્યું: "ના, આ જમણો હાથ કામ કરીને તે સર્વ તારી દેશે; જો આપણે બીજી બધી વસ્તુઓ ભલે ગુમાવી દઇએ પણ આપણે નિદાન આપણું માન તો નિષ્કલંક રાખવું જોઇએ." તે મહાન કરજ ફિટાડવાને ગદ્ધા વૈતરૂં કરતા આ શ્રેષ્ઠ પુરુષમાં આપણને પુરુષત્વ અને પ્રમાણિકતાનું કેવું ભવ્ય ચિત્ર પ્રાપ્ત થાય છે! તેણે મહાન શોક, દુઃખ અને પાયમાલીની વચ્ચે અત્યંત ઉતાવળથી "નેપોલિયનનું જીવનચરિત્ર" "વુડ સ્ટૉક" અને "એક પિતામહની વાર્તાઓ" એ ગ્રંથો તથા "કવાર્ટર્લી" ને માટે લેખો આદિ લખી નાખ્યાં. તે લખે

છે કે "મને મારા લેણદારોનો ધન્યવાદ પ્રાપ્ત થશે તથા હું પ્રમાણિક મનુષ્ય તરીકે મારૂં કર્તવ્ય બજાવું છું એવી મને પ્રતીતિ રહેશે; એવા સુખકારક વિચારથી હમણાં હું જે પ્રગાઢ નિદ્રા લઈ શકું છું તેવી ગાઢ નિદ્રા હું લઈ શકત નહિ. હું મારી સામે એક લાંબો કંટાળાભરેલો અને અંધકારમય માર્ગ જોઉં છું; પરંતુ તે નિષ્કલંક કીર્તિ તરફ જાય છે. જો હું મારૂં કર્તવ્ય બજાવતો મરીશ કે જેમ બનવાનો બહુ સંભવ છે, તો હું માન સાથે મરીશ."

સૅમ્યુએલ એલ. ક્લેમન્સ ("માર્કટવેન") કે જે જગતના સૌથી વિશેષ પ્રિય અને વિશેષ પ્રસિદ્ધ પુરુષો પૈકી એક છે તેણે પોતાનું દેવું ભરપાઇ કરવાને માટે એક વિશેષ પૃથ્વીપર્યટન કરીને મનુષ્ય મનુષ્ય વચ્ચેની પ્રમાણિકતાની વાર્તામાં એક નવીન પ્રકરણ ઉમેર્યું છે. આ સમયે તેણે પોતાના અંતઃકરણને સંતુષ્ટ કરવાને માટે પૃથ્વીપર્યટન કર્યું છે. હાસ્યરસના આ મહાન લેખકે સમસ્ત દેણદાર સ્વદેશબાંધવોને એક પ્રોત્સાહક દાખલો પૂરો પાડયો છે. પ્રથમ આપણે ટવેનના હાસ્યોત્પાદક લેખો વાંચીને માત્ર હસતા હતા. પછી આપણને પ્રતીત થયું કે, એ લેખોમાં સાહિત્યનાં તત્ત્વો રહેલાં છે. પછી આપણી ઇચ્છાવિરુદ્ધ આપણા જાણવામાં આવ્યું કે, ટવેન હાસ્યરસનો લેખક નથી, પરંતુ કોઇ બીજીજ વસ્તુનો છે—એક એવો ગંભીર આત્મા છે, કે જે પોતાના ઉત્પન્ન કરેલા હાસ્યને ચાહતો નથી. અંતે હાસ્યરસનો આ લેખક પોતાના દેશના સૌથી વિશેષ પ્રમાણિક માણસો પૈકી એક નીવડયો છે. જોકે જગતે એમ મનાવવાનો પ્રયત્ન કર્યો છે કે, સમસ્ત મશ્કરાઓ અપ્રમાણિક હોય છે. આ એક એવો માણસ છે કે પોતાના દેશની હાસ્યરસ ઉત્પન્ન કરવાની શક્તિ પણ દર્શાવી શકે છે અને તેનું માન પણ જાળવી શકે છે.

સંભવતઃ પ્રમાણિકતાની મહાનમાં મહાન કસોટી કાયદાની દૃષ્ટિથી દેણ રદ થયા પછી તે ભરપાઇ કરવાનાં વિરલ દૃષ્ટાંતોના રૂપમાં પ્રાપ્ત થાય છે. પ્રાપંચિક નીતિના વિચારથી ઘણા માણસો પ્રમાણિક બને છે; ત્યારે કેટલાક માણસો અંતઃકરણના ડંખથી દેણ ભરે છે. પરંતુ જે માણસને તેના કરજ-

માંથી મુક્ત કરવામાં આવ્યો હોય તે જો સ્વેચ્છાપૂર્વક દેણુ ભરવાને તૈયાર થાય તો તેનો દાખલો પ્રોત્સાહક ગણાવો જોઇએ.

બોસ્ટન હૉલ કે જે એક વકિલ છે; જેણે કરની બાબતમાં સુધારો કરાવ્યો છે અને જે સુપ્રસિદ્ધ ધર્માચાર્ય ડૉ૦ જૉન હૉલનો પુત્ર થાય છે તેણે થોડા વખત પર કેવળ ઇજ્જતથી ઉત્તેજિત થઇને એક લાખ ડૉલરનું રદ થયેલું દેણુ ભર્યું હતું.

શું વ્યાપારી પ્રમાણિકતા એક કિંમતી વસ્તુ નથી ? ચિકાગોની આગમાં પોતાની સમસ્ત સંપત્તિ ગુમાવી દેનાર હજારો વ્યાપારીઓ દ્રવ્ય વિના એકદમ પુનઃ ધંધો શરૂ કરવાને, અને કેટલાક તો સામટા માલનો વ્યાપાર શરૂ કરવાને, શાથી શક્તિમાન થયા હતા ? તેમની પ્રમાણિકતા માટેની કીર્તિ એ તેમની મૂડી થઈ પડી હતી. વ્યાપારી ખાતાંઓએ જણાવ્યું કે, 'તેઓ ચોખ્ખા માણસો છે; તેમણે હમેશાં રૂપિયાના સોળ આના આપ્યા છે; તેમણે જલદી નાણાં ભર્યાં છે; તેઓ ઉદ્યોગી છે અને તેમણે સર્વ માણસોની સાથે પ્રમાણિક વ્યવહાર રાખ્યો છે.' તેમનું ચારિત્ર્ય એ તેમનો આધારસ્તંભ હતો. ચારિત્ર્યરૂપી દ્રવ્યથી સંપત્તિ-શૂન્ય માણસો હજારોનો માલ ખરીદવાને શક્તિમાન થયા. તેમની દુકાનો બળવાની સાથે તેમની પ્રમાણિકતા બળી ગઈ નહિ. તેમના ઉત્તમોત્તમ અંગને અગ્નિ સ્પર્શ કરી શકે એમ નહોતું અને તે અંગ બળી શકે એવું નહોતું.

થોડા સમય પર બૅન્કરોની મળેલી એક સભામાં સેન્ટ લુઇની એક બૅન્કના અધ્યક્ષે કહ્યું હતું કે "અમે ચારિત્ર્ય ઉપર હજારો ડૉલરો ધીરીએ છીએ. કારણ કે કેટલાક એવા ઉચ્ચ ચારિત્ર્યવાન પુરુષો હોય છે કે જે પાર્થિવ પદાર્થોમાં શ્રી-મંત નહિ હોવા છતાં પોતાનાથી જેટલાં નાણાં ભરી શકાય તેથી વિશેષ નાણાં ઉછીનાં લેતા નથી." થોડો વ્યાપાર કરનારા નાના થાપણદાર માણસો આંટ પર નાણાં મેળવી શકે છે કે કેમ ? એવા તેને પૂછવામાં આવેલા પ્રશ્નના પ્રત્યુ-ત્તરમાં તેણે ઉપર પ્રમાણે જણાવ્યું હતું. બીજો એક બૅન્કર વધુ સ્પષ્ટ શબ્દોમાં બોલ્યો હતો. તેણે કહ્યું કે "મજબૂત જામીનગીરી આપી શકે એવા એક શ્રીમંત બદમાશને

નાણાં ધીરવા કરતાં એક પ્રમાણિક રંક મનુષ્યને હું વધારે ખુશીથી નાણાં ધીરૂં છું." સમસ્ત ઉત્તરોનો સારાંશ એ હતો કે, તે પ્રવીણ ધંધાદારીઓ પ્રમાણિકતા માટેની કીર્તિને અત્યંત કિંમતી ગણતા હતા. તે આ વાતનું મજબૂત પ્રમાણ હતું કે, સિદ્ધ થયેલી પ્રમાણિકતા એ વ્યાપારની મૂડી છે અને આવી મૂડી પ્રત્યેક મનુષ્ય મેળવી શકે તેમ છે.

એક સુપ્રસિદ્ધ વ્યાપારીએ તરતનાજ ધંધામાં પડેલા એક તરુણને કહ્યું હતું કે "એક ડઝન માણસો તમને આંટ ઉપર જોઇતો માલ આપશે. કારણ કે તેઓ તમને ઓળખે છે. કેટલાક માણસો પાસે દશ હજાર ડૉલર હોય અને તમારા જેવા સુચારિત્ર્યવાન માણસ પાસે એક પાઇ ન હોય તોપણ તમે તેમના કરતાં વિશેષ દ્રવ્યવાન છો." એક આગેવાન વ્યાપારી જણાવે છે કે "પ્રત્યેક તરુણને દ્રવ્ય પ્રાપ્ત કરવાની સંધિઓ મળે છે. તેની પ્રમાણિકતા અને તુલનાશક્તિ ઉપર વિશ્વાસ રાખનારા મિત્રો જો તે ધરાવતા હશે તો તે ઉક્ત સંધિઓનો ઉપયોગ કરી શકશે. આવા મિત્રો માત્ર સંભાળપૂર્વક મેળવેલી પ્રમાણિકતા માટેની કીર્તિ દ્વારાજ પ્રાપ્ત થાય છે."

જો કોઇ તરુણ કોઇ પણ પ્રકારનો વ્યાપાર કરવા માગતો હોય તો પ્રારંભમાં તેણે આ વાત જાણવી અત્યંત આવશ્યક છે કે, વ્યાપારી જગત ધંધાદારી રીતભાત અને વ્યવસ્થાથી યુક્ત છે અને વ્યાપારીઓ પ્રત્યેક બાબતની નોંધ લે છે. વ્યાપારી જગતમાં પ્રત્યેક વસ્તુ મહત્ત્વની ગણાય છે. વ્યાપારી ખાતાંઓ એક માણસ વ્યાપારમાં પ્રવેશ કરે તે સમયથી તેની પ્રત્યેક હિલચાલની નોંધ લે છે. જો તમે તમારા સમસ્ત વ્યવહારમાં પ્રમાણિક અને સાચા નહિ હશો તો તમને મહાન વિઘ્ન નડશે અને જો તમે પ્રમાણિક અને વિશ્વાસપાત્ર હશો તો વખત જતાં તમારી આંટ ઘણીજ વધી શકશે. લુચ્ચા અને અવિચારી માણસની સાથે લેણદારો કામ પાડશે નહિ. વ્યાપારીઓ અને બેંકરો પોતાના વિશ્વાસના પ્રમાણમાં ધીરધાર કરે છે.

જે માણસને માલ ધીરવો હોય તેની ગુપ્ત તપાસ બહુ સખ્ત રીતે વ્યાપારીઓ રાખે છે. વળી આધુનિક સમ-

યમાં તેમણે નવીન પ્રકારની સંસ્થાઓ–ક્રેડિટ ગૅરન્ટી કંપની (આંટની ખાત્રી કરનારી કંપનીઓ)–સ્થાપિત કરી છે. વ્યાપારી ખાતાંઓ અત્યંત બારીક હકીકતની નોંધ કરી લે છે. વ્યાપારની જાત, તેની વિગતો, ભાગીદારોનાં જીવન-વૃત્તાંત, તેમની શક્તિ, તેમની આદતો, તેમનું ચારિત્ર્ય, એ સર્વ બાબતો નોંધવામાં આવે છે. પ્રત્યેક વ્યાપારીનો ઇતિહાસ કાં તો તેની તરફેણમાં હોય છે કે કાં તો તેની વિરુદ્ધમાં હોય છે.

આ સર્વ સાવચેતીઓ લુચ્ચા માણસોની સામે સંપૂર્ણ સંરક્ષણ આપતી નથી; પરંતુ જે માણસો પોતાની ઠગાઇ જારી રાખે છે, તેમના પંજામાંથી તે અવશ્ય બચાવે છે. જે માણસ એકાદ મહાન વ્યાપારી ખાતાની મુલાકાત લેશે, તેના પર તેના કામકાજની પણ અસર થયા વિના રહેશે નહિ.

# પ્રકરણ ૨૮ મું–પરાજયમાંથી વિજય મેળવવો

થિયોડોર રૂઝવેલ્ટે વૉશિંગ્ટનમાં એક વ્યાખ્યાન આપતાં જણાવ્યું હતું કે "પ્રત્યેક જણને વારંવાર થોડા સમયને માટે પરાજય મળે છે; પરંતુ આમ બને ત્યારે પાછા નહિ હઠવાનો પરંતુ પરાજયમાંથી વિજય મેળવવાનો નિશ્ચય હું પ્રત્યેક સાધારણ અમેરિકન નાગરિકમાં જોવા ઇચ્છું છું."

"પરાજયમાંથી વિજય મેળવવો." એ જગતમાં થઇ ગયેલા પ્રત્યેક બહાદૂર અને શ્રેષ્ઠ મનુષ્યની ચાવી છે.

કદાચ ભૂતકાળમાં તમને સખ્ત નિરાશા મળી હશે; તેની ઉપર દૃષ્ટિ કરતાં તમને કદાચ એમ લાગતું હશે કે, તમે નિષ્ફળ થયા છો કિંવા બહુ બહુ તો તમે સાધારણ કામ કર્યું છે; તમે જે કેટલાંક વિશિષ્ટ કાર્યો કરવાની આશા રાખતા હતા તેમાં તમને સફળતા નહિ મળી હશે; તમે જ્યારે દ્રવ્ય પ્રાપ્ત કરવાની યોજના ઘડતા હતા ત્યારે તમે દ્રવ્ય ગુમાવ્યું હશે; અથવા તમે અતિ પ્રિય એવા મિત્રો અને આપ્તો ગુમાવ્યા હશે; તમે તમારો ધંધો ગુમાવ્યો હશે અથવા તમે ગીરો લીધેલાં નાણાં નહિ ભરી શકવા-

થી કિંવા તમારી બિમારી અને તે દ્વારા ઉત્પન્ન થયેલી કામ કરવાની અશક્તિને લીધે તમારી પાસેથી તમારૂં ઘર ખુંચવી લેવામાં આવ્યું હશે; એકાદ ગંભીર અકસ્માતે દેખીતી રીતે તમારી શક્તિ લૂંટી લીધી હશે; નવીન વર્ષ તમને બહુ નિરાશાજનક લાગતું હશે; આ સમસ્ત આપત્તિઓ કિંવા તેમાંની કોઇ આપત્તિ તમારા પર પડેલી હોવા છતાં જો તમે જીતાવાની ના પાડો તો વિજય, માર્ગમાં આગળ તમારી પ્રતીક્ષા કરી રહ્યો છે.

નેપોલિયનના બાર હજાર સૈનિકો પંચોતેર હજાર ઑસ્ટ્રિયન સૈનિકોથી પરાસ્ત થયા પછી તેણે તેમની સમક્ષ નીચે પ્રમાણે ભાષણ કર્યું કેઃ–"હું તમારાથી અપ્રસન્ન થયો છું. તમે શિસ્ત પણ બતાવી નથી અને વીરતા પણ દર્શાવી નથી. તમે એવાં સ્થાનો છોડીને નાઠા છો કે જ્યાં આગળ દૃઢતાવાળાં એક મુઠ્ઠીભર માણસોએ એક આખા લશ્કરને પકડી લીધું હોત. સ્ટાફના અધ્યક્ષ! એમની ધ્વજાઓ ઉપર આ શબ્દો લખાવો કે આ લોકો હવે ઈટાલીની સેના સાથે સંબંધ ધરાવતા નથી."

વાગ્બાણથી વિંધાયલા એવા તે કસાયલા સૈનિકોએ આંખમાં અશ્રુ લાવીને પ્રત્યુત્તર આપ્યો કે "અમને ખોટી રીતે વગોવવામાં આવ્યા છે. શત્રુપક્ષના સૈનિકો અમારાથી બહુ વધારે હતા.અમને પુનઃ એક વાર અજમાવો. અમને ભયના સ્થાનમાં મૂકો અને પછી જુઓ કે, અમે ઇટાલીની સેનાના માણસો છીએ કે નહિ." ત્યાર પછીના યુદ્ધમાં તેમણે મહાન ઑસ્ટ્રિયન સેનાને પાછી હઠાવીને પોતાની પ્રતિજ્ઞા પાળી હતી.

પોતે ક્યાંક એકાદ ભૂલ કિંવા દોષ કર્યો હોય; પોતે ધંધામાં નિષ્ફળતા મેળવી હોય અથવા એકાદ સામાન્ય આપત્તિથી કિંવા ટાળી ન શકાય એવા કોઇ બીજા સંકટથી પોતાની સંપત્તિ નષ્ટ થઇ હોય તેટલા માટે જે માણસ હિંમત ત્યજી દે છે અને જગતને મુખ દેખાડતાં ડરે છે તે સત્વ વિનાનો માણસ છે.

તમારી જાત સિવાયની પ્રત્યેક વસ્તુ ગુમાવી દીધા પછી તમારામાં કેટલું સત્ત્વ રહ્યું છે તે તમારા પુરુષત્વની કસોટી છે. જો હમણાં તમે નીચે પડી જાઓ, તમારા હાથ

નાખી દો અને તમારા પરાભવનો સ્વીકાર કરો તો તમારામાં ઝાઝું સત્વ નથી; પરંતુ હિંમત મૂકયા વિના અને આગળ દૃષ્ટિ રાખીને જો તમે પરાજય પામવાને અને આત્મશ્રદ્ધા ગુમાવવાને તૈયાર ન થાઓ; જો તમે પાછા હઠવા પ્રત્યે ધિક્કારની દૃષ્ટિથી જુઓ તો તમે દર્શાવી આપશો કે, તમારામાં શેષ રહેલું મનુષ્યત્વ તમારી હાનિ, તમારી આપત્તિ અને તમારા કોઇ પણ પરાભવ કરતાં મહાન છે.

રણક્ષેત્રમાં સેનાઓ સામસામી ગોઠવાઇને લડતી હોય ત્યારે કિંવા નાગરિક જીવનનો કઠિન પરિશ્રમ ચાલતો હોય ત્યારે વિઘ્નોની સામે લડનાર અને પોતાના પ્રિયજનોના નિર્વાહને માટે યુદ્ધ કરનાર યુલીસીસ એસ. ગ્રાન્ટ જેવા માણસો કે જેઓ પોતાની ઉપર મૃત્યુનો શીતળ પંજો પડયો હોય ત્યારે પણ લેશ પણ હિંમત કે આશા મૂકતા ન હોય, તેઓ અત્યંત વિપરીત સંયોગોમાં પણ વિજય મેળવે છે. પરાભવનો કદી પણ સ્વીકાર નહિ કરનાર અને “ અશકય ” શબ્દનો પોતાના શબ્દકોષમાંથી બહિષ્કાર કરનાર નેપોલિયન જેવા મનુષ્યો કાર્યસિદ્ધિ કરે છે.

તમે કહેશો કે, તમે ઘણી વાર નિષ્ફળ થયા છો; હવે પ્રયત્ન કરવામાં કાંઇ સાર નથી અને હવે તમારે માટે સફળ થવું અશકય છે તથા તમે એટલી બધી વાર પડયા છો કે તમારે પુનઃ ઉભા થવાનો પ્રયત્ન પણ કરવો ન જોઇએ; પરંતુ આ અર્થશૂન્ય વાત છે. જે માણસોનો જુસ્સો જીતાતો ન હોય તે માણસ કદી પણ નિષ્ફળ થતો નથી. તે ગમે તેટલી વાર નિષ્ફળ થયો હોય તોપણ સફળતા તેને માટે શકય છે. કઠણ, સંકુચિત મનનો, હૃદયશૂન્ય, પૈસાનો લોભી અને કંજુસ સ્ક્રૂજ કે જેનો આત્મા સોનાના ચકચકિત ઢગલામાં ગોંધાઇ રહ્યો હતો; તે પોતાના ઉત્તરજીવનમાં ઉદાર અને માનવજાતિને ચાહનાર બન્યો હતો.

વર્તમાનપત્રોમાં અને જીવનચરિત્રોમાં આપણે એવાં સ્રીપુરુષોનાં વર્ણન વાંચીએ છીએ, કે જેમણે નિરાશામાંથી જાગ્રત થઇને એક વાર પુનઃ સાહસપૂર્વક પોતાની ભૂતકાળની નિષ્ફળતાઓનો બદલો વાળ્યો છે.

જે માણસે પોતાની હિંમત, પોતાનું ચારિત્ર્ય, પોતાનું

સ્વમાન અને પોતાની આત્મશ્રદ્ધા ગુમાવી ન હોય તે માણુસ નિષ્ફળ થઇ શકતો નથી. તે માણુસ હજી રાજા છે.

જો તમે સફળતા પ્રાપ્ત કરનારાં તત્ત્વોના બનેલા હશો; જો તમારામાં શક્તિ અને બળ હશે; તો તમારી આપત્તિઓ, હાનિઓ અને પરાભવો તેમને બહાર ખેંચી કાઢશે અને તમને વિશેષ બળવાન બનાવશે. બીચર કહે છે કે "પરાભવ મનુષ્યોને બળવાન અને અજિત બનાવે છે."

કેટલાક માણુસો અર્ધજીવનપર્યંત, કદાચ સર્વ વ્યવહાર સરળ રીતે ચાલે ત્યાંસુધી, સારી રીતે નીભે છે. જ્યાંસુધી તેઓ સંપત્તિ સંચિત કરતા હોય અને મિત્રો તથા કીર્તિ મેળવતા હોય ત્યાંસુધી તેમનું ચારિત્ર્ય દૃઢ અને સુસ્વસ્થ જણાય છે; પરંતુ જ્યાં કોઇ સ્થળે સંઘર્ષણ થાય છે–જ્યાં સંકટ આવે છે; એકાદ મહાન આફત આવે છે અને તેમનો ધંધો નષ્ટ થઇ તેમની સર્વ સંપત્તિ ગુમાઇ જાય છે–કે તરતજ તેઓ હારી જાય છે. તેઓ નિરાશ થઇ જાય છે; હામ મૂકી દે છે તથા સાહસ, શ્રદ્ધા, આશા અને પુનઃ પ્રયત્ન કરવાની શક્તિ–અર્થાત્ પ્રત્યેક વસ્તુ ગુમાવી દે છે. માત્ર એક ભૌતિક હાનિથી તેમનું મનુષ્યપણું નષ્ટ થઇ જાય છે.

આ ખરેખર નિષ્ફળતા છે અને આવી ઉંડી નિરાશાને પ્રાપ્ત થનાર કોઈ પણુ માણુસના ઉદ્ધારની ઘણી થોડી આશા છે. જે પોતાનું નામ લખી શકતો ન હોય એવા અજ્ઞાન માણુસમાં પણુ બળ અને સામર્થ્ય હશે તો તેને માટે આશા છે. જેનામાં હિંમત હોય એવા પાંગળા માણુસને માટે પણુ આશા છે. જેનામાં ટકી રહેવાની શકિત અને બળ હોય એવો છોકરો ચોતરફથી એવી રીતે ઘેરાઇ ગયો હોય કે દેખીતી રીતે જગતમાં તેને માટે કાંઇ પણુ સંધિ ન હોય, તો પણુ તેને માટે આશા છે; પરંતુ જે માણુસ પડી ગયા પછી ઉભો થતો નથી કિંવા ઉભો થઈ શકતો નથી, પરંતુ વિઘ્ન જોઈ હામ મૂકી દે છે; અને હારી ગયા પછી શસ્ત્રો મૂકી દે છે તે માણુસને માટે કાંઇ પણુ આશા નથી.

જો તમારે પ્રત્યેક વસ્તુ ગુમાવવી પડે તો તેને જવા દેજો; પરંતુ આત્મબળ કદી પણુ ગુમાવશો નહિ, તમારૂં પુરુષત્વ કે સ્ત્રીત્વ કદી પણુ ખોશો નહિ. એ તમારૂં અમૂલ્ય

અને તમારા જીવન કરતાં પણ મોઘું મોતી છે. તમારા સમસ્ત બળથી તેને વળગી રહો.

મનુષ્યે કોઈ પણ ભૌતિક નિષ્ફળતા કરતાં એટલા બધા મહાન બનવું જોઇએ કે તે તેના જીવનવૃત્તાંતમાં મહત્ત્વની ઘટના તરીકે વર્ણવાય નહિ. ખરા મનુષ્યત્વમાં કાંઈક એવું તત્ત્વ રહેલું હોય છે, કે જે ભૌતિક સફળતા વા નિષ્ફળતાથી પર હોય છે. ખરા મહાપુરુષની ઉપર ગમે તેટલી આપત્તિઓ આવી પડે; ગમે તેટલી નિરાશાઓ વા નિષ્ફળતાઓ આવી પડે; પરંતુ તે તેમની દરકાર કરતો નથી. તે કદી પણ પોતાની સ્થિરતા ગુમાવતો નથી. જેમાં દુર્બલ માણસો નષ્ટ થઇ જાય એવાં તોફાનો અને સંકટોની વચ્ચે તેનો સ્વસ્થ આત્મા અને તેની અચળ શ્રદ્ધા સમસ્ત બાહ્યસ્થિતિઓને એટલી સંપૂર્ણતાથી જીતી લે છે કે તેમનામાં તેને હાનિ કરવાની લેશ પણ શક્તિ રહેતી નથી. વાવાઝોડાની વચ્ચે ઉભેલા મહાન સિંહની પેઠે તે સમયના સમસ્ત ફેરફારો અને અત્યાચારોની વચ્ચે અચળ ઉભો રહે છે.

એક વાર જ્યાં પ્રચંડ વાવાઝોડું થયું હતું એવા સ્થળે હું જઈ પહોંચ્યો હતો–ત્યાં હું ગયો તેને આગલે દિવસે વાવાઝોડું થયું હતું. પ્રત્યેક નિર્બળ વસ્તુ તેણે ઉખાડી નાખી હતી અને અંદરથી સડી ગયેલાં કિંવા દ્દઢ તંતુ-રહિત સમસ્ત વૃક્ષોને આમળી પાડયાં હતાં. માત્ર અત્યંત મજબૂત વૃક્ષોજ તે ભયંકર સંકટની સામે ટકી રહ્યાં હતાં. હું જે ગામમાંથી પસાર થયો તેમાંનાં મજબૂતમાં મજબૂત અને ઉંડાં તથા દ્દઢ પાયાનાં ઘરો સિવાયનાં સમસ્ત ઘરો આ ભયંકર તોફાનથી નષ્ટ થયાં હતાં. આ દેશના વ્યાપાર ઉપર જ્યારે મહાન ઐતિહાસિક આફતો આવી પડી હતી ત્યારે થોડી મૂડીથી વ્યાપાર કરતા તથા અનુભવ અને ચારિત્ર્યરૂપી મહાન સાધનો વિનાના હજારો નિર્બળ વ્યાપારીઓ પોતાનો ધંધો ગુમાવી બેઠા હતા; માત્ર સમર્થ અને મોટી થાપણો ધરાવનારા વ્યાપારીઓજ ટકી રહ્યા હતા. જયારે આફત આવી પડે છે અને કઠિન સમય તથા ગભરામણને લીધે લોકો દ્રવ્ય બહાર કાઢતા નથી ત્યારે નાના, નિર્બળ, અશક્ત અને સાહસ રહિત માણસો પોતાનો

રોજગાર ગુમાવી બેસે છે. વિઘ્નો દુર્બળ માણસોને ગતિરહિત બનાવી દે છે; પરંતુ બળવાન માણસોને સુદૃઢ બનાવે છે.

વેન્ડેલ ફિલિપ્સ કહે છે કે "પરાભવ એ શું છે? કોઈક ઉચ્ચતર વસ્તુ મેળવવાના પ્રથમ પગથીયારૂપ છે." ઘણા માણસો નિષ્ફળ થવાથીજ વારંવાર પ્રયત્ન કરીને સફળ થયા છે. જો તેમને કદી પણ નિષ્ફળતા પ્રાપ્ત થઇ ન હોત તો તેમને કદી પણ મહાન વિજય પ્રાપ્ત થયો ન હોત. પરાજયમાં કાંઈક એવું તત્ત્વ રહેલું છે કે જે સત્વશાળી મનુષ્યને પુનઃ નિશ્ચયવાન બનાવે છે. જો તેને નિષ્ફળતારૂપી આર ન ભોંકાય તો તે કદાચ પ્રમાણતઃ સાધારણ કાર્ય કરીનેજ સંતુષ્ટ થઇ જાય; પરંતુ નિષ્ફળતારૂપી આર તેને પોતાની ઉત્તમોત્તમ શક્તિનો પ્રયોગ કરવાને ઉત્તેજિત કરે છે. એકાદ તીક્ષ્ણ પરાભવ મળ્યા પછી તેને પોતાના સત્ય સ્વરૂપની પ્રતીતિ થાય છે અને કદાચ પહેલીજ વાર તેને પોતાના ખરા સામર્થ્યનું ભાન થાય છે.

ઘણા લોકો એવા હોય છે કે, તેમની સમક્ષ જ્યાં સુધી પાયમાલી આવીને ઉભી રહેતી નથી ત્યાંસુધી તેમને કદી પણ પોતાના ખરા સામર્થ્યની પ્રતીતિ થતી નથી. જ્યાં સુધી તેઓ એકાદ પ્રચંડ આફતથી ઘેરાઇ જતા નથી કિંવા તેમની ભાવી ઉન્નતિ, તેમનાં ઘરબાર અને સુખસંપત્તિનો નાશ સમીપ આવેલો જોઇ તેઓ ખુદ પોતાના આત્માના કેન્દ્રપર્યંત ખળભળી ઉઠતા નથી; ત્યાંસુધી તેમનું સંચિત સામર્થ્ય પ્રકટ થતું નથી.

જેમણે કદી પણ કાંઈ મહત્ત્વનું કાર્ય કર્યું ન હોય એવા કેટલાક તરુણો જ્યારે એકાદ મહાન શોક, હાનિ કિંવા કોઈ ઇતર આપત્તિથી એકાએક ઘેરાઇ જાય છે ત્યારે તેઓ એવા સશક્ત અને બળવાન બની જાય છે અને મુશ્કેલી કિંવા સંકટની સામે થવાની એવી શક્તિ દર્શાવે છે, કે જે તેઓ ધરાવતા હશે એવી કલ્પના પૂર્વે તેમને કે તેમનો પરિચય ધરાવનારાઓને સ્વપ્ને પણ નહોતી. તેમની ભયંકર સ્થિતિજ તેમને એવાં કામો કરવાને ઉત્તેજિત કરે છે કે જે કામો તેમણે પૂર્વની આરામ અને વિલાસમય સ્થિતિમાં શક્ય ધાર્યાં ન હોત. જ્યાંસુધી તેમની ઉપર સંકટ આવતું નથી

ત્યાંસુધી તેમને પોતાના સામર્થ્યની પ્રતીતિ થતી નથી.

જેમણે કદી પણ વ્યાવહારિક શિક્ષણ મેળવેલું હોતું નથી અને જેઓ મોજશોખ અને વિલાસમાં ઉછરેલી હોય છે એવી ઘણી છોકરીઓ પોતાના પિતાના મૃત્યુથી કિંવા સંપત્તિના નાશથી એકાએક તેમનાં પોતાનાં સાધનોના આશ્રય પર આવી પડે છે અને પોતાનાં માયાળુ માતપિતાની સેવાચાકરી તથા લાડ પામવાને બદલે તેમને પોતાનો નિર્વાહ કરવો પડે છે; એટલુંજ નહિ પરંતુ પોતાનાં બંધુ-ભગિનીઓની અને વ્યાધિગ્રસ્ત માતાની સંભાળ લેવી પડે છે. આ સંકટ તેમનું સંચિત સામર્થ્ય બહાર ખેંચી કાઢે છે અને એવી સ્વતંત્રતા તથા જાતમહેનતની શક્તિ ખીલવે છે કે જે શક્તિ તેઓ ધરાવતી હશે એમ કોઈ સ્વપ્ને પણ ધારતું નહોતું અને જે તેમને પોતાને પણ આશ્ચર્ય-ચકિત કરી નાખે છે.

આપણામાં કાંઇક એવું તત્ત્વ રહેલું છે; કાંઇક એવું દિવ્ય બળ રહેલું છે કે જેનું વર્ણન કિંવા સ્પષ્ટીકરણ આપણે કરી શકતા નથી; જે આપણી કોઇ પણ સાધારણ શક્તિમાં રહેલું જણાતું નથી; જે કોઇ પણ દૃશ્ય શક્તિ કરતાં ઉંડું હોય છે અને જે મહાન સંકટો અને મહાન આપત્તિઓમાં આપણી મદદે દોડી આવે છે. રેલ્વે અને સ્ટીમરોના અકસ્માતોમાં જ્યારે મૃત્યુ કિંવા સંકટ દૃષ્ટિ સમીપ આવીને ઉભું રહે છે ત્યારે કેટલી બધી વાર આપણે પુરુષોને અને કેટલીક સ્ત્રીઓને માથે ઝઝુમતા ભયમાંથી મુક્ત થવાને માટે ભીમસેનના જેટલું બળ વાપરતાં જોઇએ છીએ! સામુદ્રિક આફતોમાં અને મોટી આગોમાં તથા રેલોમાં કેટલી બધી વાર નાજુક છોકરીઓ અને સ્ત્રીઓએ એવાં ભીમસેની કામો કર્યાં છે કે જે તેમને સંકટો દ્વારા ઉત્પન્ન થયેલી જાદૂઈ આર જો ઘોંચાઇ ન હોત તો તેમણે કદી પણ શકય ધાર્યાં ન હોત.

આપણામાં ગુપ્ત રહેલાં આત્મિક બળો–સાધારણ રીતે આપણે જેમને જીવનનાં સામાન્ય કામોમાં ઉપયોગમાં લેતા નથી એવાં બળો–આપણને પ્રચંડ સામર્થ્યવાન બનાવે છે અને આપણને દિવ્યતાથી અંકિત કરે છે. જે મનુષ્ય

પરમાત્માનાં આપેલાં સમસ્ત સાધનોનો ઉપયોગ કરે છે, તે કદી પણ નિષ્ફળ થઇ શકતો નથી. પ્રભુનાં પેદા કરેલાં પ્રાણીઓમાં સૌથી વિશેષ ભવ્ય એવા મનુષ્યનું સત્ય સ્વરૂપ જો કદી પણ લક્ષ્મી અપાવનાર અને તેને હરી લઈ જનાર અકસ્માતોની દયા પર જીવતું હોય તો તે ખરેખર વિચિત્ર ઘટનાજ થઈ પડે. પરંતુ ના, જે માણસને પોતાની શક્તિની પ્રતીતિ હોય છે, જે કદી પણ પરાજયને ઓળખતો નથી તેને કદી પણ નિષ્ફળતા મળતી નથી. જે મનુષ્ય દૃઢતાપૂર્વક ઉદ્યોગ કરે છે તેને કદી પણ નિષ્ફળતા મળતી નથી. અજેય મનોબળ ધરાવનાર મનુષ્યને કદી પણ નિષ્ફળતા પ્રાપ્ત થતી નથી. જે મનુષ્ય જેટલી વાર પડે છે તેટલી વાર પાછો ઉભો થાય છે; જે રબરના દડાની પેઠે ભૂમિ પર પટકાયા પછી પાછો ઉછળે છે; બીજા સર્વ માણસો જ્યારે ઉદ્યોગ મૂકી દે ત્યારે જે આગ્રહપૂર્વક શ્રમ કરે છે અને જ્યારે ઈતર સર્વ મનુષ્યો પાછા હઠે ત્યારે જે આગળ ધસે છે; તે મનુષ્યને કદી પણ નિષ્ફળતા મળતી નથી.

ઘણી વાર એમ બને છે કે, જ્યારે આપણને કોઈ વિઘ્ન નડે ત્યારે આપણે ધારીએ છીએ કે, આપણા પર ભયંકર આપત્તિ આવી પડશે અને જો આપણે તેમને ટાળી નહિ શકીએ તો તે કદાચ આપણને પાયમાલ કરશે. આપણને ભીતિ ઉત્પન્ન થાય છે કે, આપણી મહત્ત્વાકાંક્ષા દબાઈ જશે અથવા કદાચ આપણાં જીવન પાયમાલ થઈ જશે. તે કલ્પિત આપત્તિ જેમ જેમ આપણી નજીક આવતી જાય છે અને તેની નિવૃત્તિનો કાંઇ પણ સંભવ હોતો નથી; તેમ તેમ આપણને અત્યંત ભય ઉત્પન્ન થાય છે.

પ્રસ્તુત લેખકને પોતાના જીવનમાં એવા ઘણા પ્રસંગો પ્રાપ્ત થયા છે, કે જ્યારે જાણે સર્વસ્વ ગુમાઇ ગયું હોય એમ લાગતું હતું; છતાં તેની સત્તા બહારની કોઇક વસ્તુએ તે મુશ્કેલી દૂર કરી છે. માથે ઝઝૂમતો ભય દૂર થયો છે; સૂર્ય પુનઃ પ્રકાશિત થયો છે અને પ્રત્યેક વસ્તુ એક વાર પુનઃ શાંત અને સ્વસ્થ થઇ છે. જ્યારે આપણે દૂરથી જોઇએ છીએ ત્યારે આપણને સંકટો મોટાં અને ભયંકર જણાય છે; પરંતુ જ્યારે આપણે તેમની પાસે

જઇએ છીએ ત્યારે સાધારણ રીતે માર્ગ, પુષ્કળ અવકાશ, આનંદી વદનો અને જરૂર પડતાં આપણને મદદ કરનારા લોકો આપણા જોવામાં આવે છે. આપણે જ્યારે આપણા ભૂતકાળનું નિરીક્ષણ કરીએ છીએ ત્યારે આપણને વસ્તુતઃ કેટલા થોડા અકસ્માતો થયેલા જણાય છે! ઘણા અકસ્માતો-નો આપણને ભય લાગ્યો છે, પરંતુ કોઇક પ્રકારે તે ટળી ગયા છે; અને તે જોતાં સંકટોની કલ્પના કરવામાં અને આફતોની ચિંતા કરવામાં આપણે નાહક આપણું બળ ગુમાવ્યું છે; આપણે નાહકના વૃદ્ધ થયા છીએ અને કરચ-લીઓ વળી છે; આપણે નાહક વાંકા વળી ગયા છીએ અને તારુણ્ય ઘટાડયું છે. આપણે આ પ્રમાણે આપણાં સુખ અને ઉપયોગિતા શા માટે નકામાં ફેંકી દેવાં જોઇએ?

આપણે માત્ર એકજ કાર્ય કરવાનું છે અને તે આપણે પ્રતિદિન જ્યાં હોઇએ ત્યાં આપણી ઉત્તમોત્તમ શક્તિનો પ્રયોગ કરવો; આપણી ઉત્તમોત્તમ તુલનાશક્તિનો પ્રયોગ કરવો અને પછી વિશ્વનાં બળોને પોતાના હાથમાં રાખનાર તથા સર્વ કાર્યોને સારી રીતે પાર ઉતારનાર પરમાત્મસત્તા ઉપર શ્રદ્ધા રાખવી એ છે.

# પ્રકરણ ૨૯ મું—તમારા મનોયંત્રમાં તેલ પૂરો.

વ્યાપારી, ધંધાદારી, અભ્યાસી, લેખક, શિક્ષક, ઉપ-દેશક અથવા પોતાના ધંધામાં પ્રગતિ કરવાની ઇચ્છા રાખનાર બીજા કોઇ પણ માણસે પોતાના મનોયંત્રમાં હમેશાં તેલ પૂરતા રહેવું જોઈએ. જો તે તેમાં તેલ પૂરતો નહિ રહેશે તો તેની સરળતાપૂર્વક કાર્ય કરવાની શક્તિ જળવાશે નહિ અને નવા વિચારો ગ્રહણ કરવાની શક્તિ, કે જેની ઉપર પ્રગતિનો આધાર રહે છે, અને જેની ઉપર ઉદ્યોગનો પાયો રચાયો છે તે જાળવવાની તે આશા રાખી શકશે નહિ.

આપણા ઈતિહાસના પ્રારંભિક દિવસોમાં જ્યારે નાન્ટકેટ દ્વીપના રસ્તાઓ થોડા હતા અને સારા નહોતા, તે સમયે રેતીવાળાં મેદાનો ઉપર ભિન્ન ભિન્ન સ્થળે

વટેમાર્ગુઓને એવી ચેતવણી આપનારી નોટિસો લગાડવામાં આવી હતી કે "ઉંડા ચીલા પાડશો મા." એક આધુનિક લેખક જણાવે છે કે "આમ કરવામાં દેખીતો ઉદ્દેશ એ હતો કે, પુનઃ પુનઃ એકજ માર્ગે જવાને બદલે તમે મેદાનમાંથી જેટલી વાર જાઓ, તેટલી વાર નવીન માર્ગ ગ્રહણ કરશો તો તમે પોતે વધારે સારી પ્રગતિ કરશો અને અન્યોની સગવડો વિશેષ સાચવશો."

એકનું એક કાર્ય કરવામાં કેટલું જોખમ રહેલું છે તે આપણે સર્વ જાણીએ છીએ. જો ઇતર ઉત્તમ મનુષ્યો સાથે સંસર્ગ રાખીને આપણા મગજની ગ્રહણશક્તિને સતેજ અને નવીન વિચારો ગ્રહણ કરવાને માટે લાયક રાખવામાં ન આવે; જો ઉચ્ચતમ આદર્શો પ્રાપ્ત કરવાને પ્રયત્નપૂર્વક તેને જાગ્રત રાખવામાં ન આવે; તો આપણને હાનિ થશે; એટલુંજ નહિ પરંતુ આપણું મનુષ્યત્વ શનૈઃ શનૈઃ અધોગતિને પ્રાપ્ત થશે. શરીરના સ્નાયુઓની પેઠે મગજ પણ ઉપયોગથીજ વિકાસ પામે છે. મનુષ્ય પોતાનું કાર્ય સિદ્ધ કરવામાં પોતાની ઉચ્ચતમ શક્તિઓનો પ્રયોગ કરતો બંધ થાય છે એટલે તેનો વિકાસ બંધ થાય છે; અને તેની અધોગતિ થવા લાગે છે.

મનુષ્ય વારંવાર પોતાના સાંધાઓમાં તેલ પૂરે અને વારંવાર તાજો થઇ ઉદ્યોગનો આરંભ કરે તો તેથી તેની વિશેષ પ્રગતિ થાય છે અને ઉચ્ચ ધોરણો જાળવી રાખવામાં તેને સૌથી અધિક મદદ મળે છે. એક માણુસનો ધંધો–રોજગાર ગમે તે હોય, પરંતુ જો તે પ્રારંભમાં એવો નિશ્ચય કરે કે, તે નિદાન વર્ષમાં એક વાર એક તટસ્થ મનુષ્યના દૃષ્ટિબિંદુથી પોતાની જાત અને પોતાની પ્રણાલીઓનું સંપૂર્ણ નિરીક્ષણ કરશે તો તેને સફળતા પ્રાપ્ત થવાનો નેવુ ટકા સંભવ રહેશે.

જીવનનો પ્રારંભ કરતી વખતે એમ ધારવું સહેલું છે કે, હું કદી પણ મારા આદર્શો હલકા કરીશ નહિ; હું હમેશાં પ્રગતિ અને ઉન્નતિ કરતો રહીશ તથા પ્રાગતિક વિચારોના નેતાઓની સાથે સહાનુભૂતિ ધરાવી તથા સહકાર કરી હું હમેશાં સમયની સાથે પગલાં ભરીશ, પરંતુ આપણા

આદર્શોને હમેશાં આપણી દૃષ્ટિ સમક્ષ રાખવા માટે આપણે જે નિરંતર સાવધાની રાખવી પડે છે તેની આપણને કલ્પના હોતી નથી; તારુણ્યની ઉચ્ચ અને સુંદર મહત્ત્વાકાંક્ષાઓને વળગી રહેવાને માટે આપણે જે બાહ્ય અને આંતર અસરોની સામે યુદ્ધ કરવું પડે છે તેને આપણે ગણતરીમાં લેતા નથી.

ભવિષ્યમાં સુખ ભોગવવાની આશા રાખવાના સંબંધમાં એક જણે યોગ્યજ કહ્યું છે કે "એવી આશા રાખવી એ પ્રકાશિત રાત્રિ બનાવવા માટે પતંગીઆંની પૂંઠ પકડવી કે અંધારી રાત્રે કામ આવવા માટે ચંદ્રપ્રકાશ શીશામાં ભરવો તેના જેવું છે." આનંદોપભોગ મુલતવી રાખવો એ હમેશાં આનંદોપભોગ ગુમાવવા સમાન છે. ઘણાં તરુણ પરણેલાં સ્ત્રીપુરુષો થોડી મૂડીથી ધંધાનો આરંભ કરી અનેક વર્ષોપર્યંત ગુલામોની પેઠે કામ કરે છે અને તેમને વિશેષ અવકાશ કે દ્રવ્ય પ્રાપ્ત ન થાય ત્યાંસુધી આનંદ કિંવા વિશ્રાંતિ માટેની પ્રત્યેક સંધિ મુલતવી રાખે છે; પ્રસંગોપાત બહાર ફરવા નીકળતાં નથી; ગામડામાં ફરવા જતાં નથી કે એકાદ સારૂં પુસ્તક ખરીદતાં નથી કે પુસ્તકો વાંચતાં નથી અને સામાન્ય શિક્ષણ મેળવતાં નથી. પ્રતિવર્ષ તેઓ પ્રતિજ્ઞા કરે છે કે, તેઓ આવતે વર્ષે વિશ્રાંતિ લેશે અને કદાચ થોડો પ્રવાસ પણ કરશે, છતાં જ્યારે બીજું વર્ષ આવે છે ત્યારે તેમને લાગે છે કે, તેમણે થોડો વિશેષ વખત વિશ્રાંતિ અને પ્રવાસ મુલતવી રાખવે જોઇએ. આ પ્રમાણે તેઓ વર્ષોવર્ષ પોતાનો આનંદોપભોગ મુલતવી રાખે છે; પણ તેઓ ભાગ્યેજ જાણે છે કે, વારંવાર આનંદોપભોગ મુલતવી રાખવાથી આનંદ ભોગવવાની શક્તિ મંદ પડી જાય છે.

અંતે એવો સમય આવે છે, કે જ્યારે તેઓ થોડો આનંદ ભોગવવાનો નિશ્ચય કરે છે. કદાચ તેઓ પરદેશપર્યટન કરવા જાય છે અથવા સંગીત અને કલાનાં કામો દ્વારા આનંદ મેળવવા પ્રયત્ન કરે છે કિંવા વાચન અને અભ્યાસ દ્વારા પોતાનાં મનનો વિકાસ કરવાને પ્રયત્ન કરે છે; પરંતુ હવે બહુ મોડું થઈ ગયું હોય છે. અનેક વર્ષોથી પડેલા ચીલામાં તેઓ બંધાઈ ગયેલા હોય છે, તેમના જીવન-

માંથી તાજાપણું ચાલ્યું ગયેલું હોય છે, તેમનામાંથી ઉત્સાહ ચાલ્યો ગયેલો હોય છે, તેમની મહત્ત્વાકાંક્ષાનો અગ્નિ બુઝાઇ ગયેલો હોય છે અને દીર્ઘ કાળ સુધી તેમણે આનંદોપભોગ મુલતવી રાખવાથી તેમની આનંદ ભોગવવાની શક્તિ નષ્ટ થઈ ગયેલી હોય છે.

આપણી આસપાસના હજારો માણસો જે આ પ્રકારનું જીવન ગાળે છે તે પ્રાયઃ નકામું છે. તેઓ માનવસુખ અને માનવપ્રગતિના સંચયમાં ઘણો થોડો ભાગ આપે છે. આવું જીવન એ ખરૂં જીવન નથી; એ માત્ર અસ્તિત્વજ છે.

શ્વાસ લેવો અને તેને પુનઃ બહાર કાઢવો એ કરતાં કાંઇ ઉચ્ચતર અર્થ જીવનનો નથી? ડૉલરો મેળવવા, જમીન લેવી, મકાનો બંધાવવાં અને બેંકમાં પુષ્કળ નાણાં જમા કરાવવાં એથી કાંઇ વિશાળતર અર્થ જીવનનો નથી? આપણી અદ્ભુત શક્તિઓનો જો ઉપહાસ કરવાનો હોય અથવા તેમને વિકસિત કે તૃપ્ત કર્યા વિના મરી જવા દેવાની હોય તો ઇશ્વરે આપણને તે અદ્ભુત શક્તિઓ શા માટે આપી? જો મનુષ્યને પશુની પેઠે જીવન ગાળવાનું હોય તો તે માનવશરીર મળવાનું પ્રયોજન શું?

આપણામાં જે સુખશાન્તિ ભોગવવાની વૃત્તિ છે તે કાંઈ નિષ્પ્રયોજન અપાઇ નથી. મહત્ત્વાકાંક્ષા, જ્ઞાનપિપાસા, સૌંદર્યભાવના, સદાચાર કિંવા મનુષ્યના ઇતર ઉચ્ચતર ગુણો પૈકી કોઇ પણ ગુણ આપણા વિકાસમાં જેવી રીતે પોતાનો ભાગ ભજવે છે તેવી રીતે ઉપરોક્ત વૃત્તિઓને પણ વિકાસમાં પોતાનો ભાગ ભજવવાને માટે ઉત્પન્ન કરવામાં આવી છે. સાધારણ રીતે જે માણસ નિર્દોષ આનંદ ભોગવવાની તથા સારૂં સંગીત સાંભળી, કલાનાં વિરલ કામો જોઇ, પ્રકૃતિની સુંદરતાઓનો અભ્યાસ કરી અથવા એકાદ પ્રોત્સાહક પુસ્તક વાંચી પોતાનાં જીવન પ્રકાશિત અને વિશાળ બનાવવાની પ્રતિદિન મળતી સંધિનો ખુશીથી લાભ લે છે; તે પોતાને પુષ્કળ દ્રવ્ય પ્રાપ્ત થાય ત્યાંસુધી પોતાનો આનંદોપભોગ અને વિશ્રાંતિ મુલતવી રાખનાર માણસ કરતાં સફળતા માટેની શરતમાં અજ્ઞાત રીતે બહુ આગળ નીકળી જાય છે.

# प्रकरण ३० मुं–विश्रांति न मेळवी शके एवो माणस

જો કોઇ પુરુષ કે સ્ત્રી વર્ષોનાં વર્ષો સુધી દરરોજ કોઇ પણ પ્રકારના ફેરફાર કે વિવિધતા વિના કામ કર્યા કરે તો તેની સુંદરમાં સુંદર અને ઉત્તમમાં ઉત્તમ શક્તિઓ મંદ પડી ગયા વિના રહેશે નહિ; કિંવા તેનું આરોગ્ય બગડી જઇ તેનું કિંમતી આયુષ્ય ઘટી ગયા વિના રહેશે નહિ.

ઘણા લોકો–ખાસ કરીને શહેરના રહેવાસીઓ નિષ્ફળ થાય છે; પોતાનું આરોગ્ય ગુમાવી દે છે અને જો તેઓ પોતાની સંભાળ કેવી રીતે લેવી તે બરાબર જાણતાં હોય–જ્યારે તેમને વિશ્રાંતિની જરૂર હોય ત્યારે જો તેઓ ડહાપણપૂર્વક વિશ્રાંતિ લેતાં હોય તો તેઓ જેવાં સ્ત્રીપુરુષ બની શકે તેનો સોમો ભાગ પણ તેઓ બનતાં નથી. પરંતુ તેઓ વર્ષ પ્રતિવર્ષ જાણી જોઇને શક્તિના મહાન ભંડારનો ત્યાગ કરે છે. શક્તિ અને શાશ્વત તારુણ્યનો ઝરો કે જે દ્વારા પૃથ્વી નિરંતર નવીન બળ પ્રાપ્ત કરે છે; તેમાંથી તેઓ શક્તિ મેળવતાં નથી. દ્રવ્ય, સત્તા અને કીર્તિનાં સ્વપ્નોમાં નિમગ્ન રહી તેઓ શહેરના મહાલયોના ગુંગળાવી નાખનારા પરિવર્તનરહિત વાતાવરણમાં પોતાની જાતને પીલી નાખીને અશક્ત, ખવાઇ ગયેલાં હાડપિંજર બની જાય છે; ફેરફારની જરૂર જોતાં નથી; તેઓ પોતાનું કામ છોડી ગ્રામ્યપ્રદેશમાં જઇ વિશ્રાંતિ ભોગવવાના–તેમના કહેવા પ્રમાણે આળસમાં દિવસ ગાળવાના વિચારને હસી કાઢે છે. અંતે જ્યારે તેઓ વિશ્રાંતિ લેવાનો વિચાર કરે છે, ત્યારે બહુ મોડું થઇ ગયેલું હોય છે. આવા નિરંતર શ્રમ કરનારા ઘણા માણસો પોતાનું આરોગ્ય અને બળ પુનઃ પ્રાપ્ત કરવાની આશાથી સર્વ પ્રકારની પેટન્ટ દવાઓ વાપરે છે અને અન્ય પ્રકારના કૃત્રિમ ઉપાયો કરે છે. પરંતુ ગ્રામ્ય પ્રદેશનાં નવીન શક્તિદાયક વાતાવરણની આગળ તેમના આ ઉપાયો અત્યંત દરિદ્ર હોય છે.

જો એક વૈદ્ય તમારી થાકી ગયેલી, ખવાઇ ગયેલી શક્તિઓની નિર્બળતા દૂર કરી તમને ખાત્રી ભરેલી રીતે મજબૂત, દૃઢ અને બળવાન બનાવે; જો તે તમારા પગોની

જડતા દૂર કરી શકે; જો તે તમને નિર્બળ સ્નાયુઓને બદલે દૃઢ, બળવાન સ્નાયુઓ આપી શકે; જો તે તમારા જીવનમાં નવીન હિંમત અને આશા મૂકી શકે; જો તે કોઇ પ્રકારના જાદુથી તમને દુઃખી બનાવનાર ક્રોધ, ખિન્નતા અને વ્યગ્રતાની લાગણીને દૂર હઠાવી શકે અને તમને શાંત, સ્વસ્થ, સ્થિર તથા આનંદી બનાવી શકે તો તમે તેને કેટલું બધું દ્રવ્ય આપો ? તમે તમારાથી બની શકે તેટલું દ્રવ્ય આપતાં બિલકુલ અચકાશો નહિ. તો પછી જો તમે માત્ર પ્રત્યેક વસ્તુનો ત્યાગ કરીને ગ્રામ્ય પ્રદેશમાં દોડી જાઓ અને વિશ્રાંતિ, પરિવર્તન તથા ધંધાસંબંધી ચિંતામાંથી સંપૂર્ણ મુક્તિ મેળવો તો તમે પોતે આ સર્વ સિદ્ધ કરી શકશો. નવીન બળ મેળવવું અને મજબૂત થવું એનેજ તમે તત્કાળને માટે તમારો ધંધો બનાવો.

ઘણા વ્યાપારીઓ અને ધંધાદારી માણસો ખરૂં જોતાં પોતાના ધંધાના ગુલામ હોય છે. તેઓ તેના યંત્રકામના એક અંગરૂપ હોય છે. તેઓ નિત્યકામના ભોગ બનેલા હોય છે. એક કામ તેમણે કાલે કર્યું હોય તેટલાજ માટે તેઓ આજે કરે છે. ફેરફારની તેમને ગમે તેટલી જરૂર હોય તો પણ તેઓ કોઇ પણ પ્રકારનો ફેરફાર કરવા કરતાં એકજ કામ કરવું વિશેષ સહેલું હોવાથી તેનેજ વળગી રહે છે.

હું વર્ષો સુધી એક એવા માણસની પાસે રહ્યો છું કે જે કહે છે કે, વિશ્રાંતિ લેવી તેને કદી પણ પાલવી શકે એમ નથી. હું ઘણી વાર તેની ઑફીસમાં ગયો છું પરંતુ મેં તેને કદી પણ નવરો જોયો નથી. તે હમેશાં કામમાં પીલા-તોજ હોય છે. બારે માસ તેનું કામ ચાલુ હોય છે. તે પોતે સખ્ત, અવિશ્રાંત કાર્ય કરે છે અને પોતાની આસ-પાસના સર્વ માણસો પાસેથી તેવું કામ લે છે. તે કહે છે કે, વિશ્રાંતિ અને આરામની વાત અર્થશૂન્ય છે. ધંધામાંથી વખત લેવો એ સમય બરબાદ કરવા સમાન છે અને જીવન એટલું બધું ટુંકું છે કે, મનુષ્યને ગામડામાં જઈ હાથ જોડી બેસી રહેવું પાલવી શકે નહિ.

પરિણામ એ આવ્યું છે કે, ઘણાં વર્ષો સુધી સખ્ત કામ કરવાથી તેનું આરોગ્ય નષ્ટ થયું છે. તેનો હાથ

એટલો બધો ધ્રૂજે છે કે, તે એક ચેક પર હસ્તાક્ષર પણ ભાગ્યેજ કરી શકે છે. તેના એક વારના દૃઢ અને મજબૂત પગો ચાલતાં લથડે છે અને ખુદ તેનો દેખાવ નિર્બળતાની સાક્ષી આપી રહ્યો છે. તેને જોતાં એમ લાગે છે કે, આ માણસ હમણાં પડી જશે; છતાં તે કામનો ત્યાગ કરવાની કે વિશ્રાંતિ લેવાની ના પાડે છે. તે માણસે જો કે દ્રવ્ય પેદા કર્યું છે, તોપણ તે સંપૂર્ણ નિષ્ફળ થયો છે. તેનો કોઇ પણ નોકર તેના પ્રત્યે સહાનુભૂતિ ધરાવતો નથી. કારણ કે તેના નોકરો તેને અત્યંત ક્ષુદ્ર વૃત્તિનો અને કંજુસ માને છે. તેનો સ્વભાવ અત્યંત ચીઢિયો અને અરુચિકર હોવાથી તેના કુટુંબના માણસો અને નોકરો તેનાથી દૂરના દૂર રહે છે. તે માત્ર વ્યાપારનું યંત્ર છે. તે સખ્ત, ઠંડા હૃદયનો અને માનુષી લાગણીઓથી રહિત છે. તેના સત્ય સ્વરૂપનું-વર્ષોની સખ્ત મહેનત અને વૈતરાથી બનેલા તેના સ્વરૂપનું-ચિત્ર જો તેને કોઇ બતાવે તો તે તેનું ખરૂં ચિત્ર છે એમ તે માનશે નહિ. તે પોતાના તારુણ્યમાં જેવો ખુલ્લા હૃદયનો અને ઉદાર હતો તેવો તે હજી પણ પોતાને માને છે.

જ્યાં ત્યાં આવા માણસો જોઇએ છીએ. આવા માણસો અનિશ્ચિત રીતે મહોલ્લાઓમાં પગ ઘસડે છે અને જે શકિત તેઓ ધરાવતા નથી, તે શકિત દર્શાવવાને માટે તેઓ કેવળ મનોબળથી વારંવાર પોતાની જાતને ચાલવાની ફરજ પાડે છે. ઘરમાં તેઓ ક્રુદ્ધ, ખિન્ન અને શોકાકુળ જણાય છે અને જે બાળકોને એક વાર તેઓ લાડ લડાવતા હતા અને જેમની સાથે રમવાનું પસંદ કરતા હતા તેમને તેઓ આઘાં ખસેડી મૂકે છે. તેઓ તેમની ગરબડ સહન કરી શકતા નથી અને તેમની બાલીશ રમતગમતમાં ભાગ લઈ શકતા નથી. તે પોતાનું વર્તમાનપત્ર અથવા પુસ્તક લઈને એક ખૂણામાં ભરાઈ બેસવાનો પ્રયત્ન કરે છે. તેની પત્ની પૂર્વે તેને જેટલું માન આપતી તેટલું માન હવે આપતી નથી, એમ ધારી તે દુઃખી થાય છે. તેઓ જાણતા નથી કે તેમણે અશકિતપૂર્વક ગંભીરતા ધારણ કરી તેની પ્રેમભરિત સેવા-સુશ્રૂષાનો એટલી બધી વાર અનાદર કર્યો છે કે તે પુનઃ સેવાશુશ્રૂષા કરવા આવતાં ડરે છે. તેઓ અજ્ઞાત રીતે પોતાના કૌટુંબિક જીવનની મૃદુમાં

મૃદુ ગ્રંથિઓને છિન્નભિન્ન કરી નાખે છે અને પોતાના ગૃહને દુઃખી કરે છે.

આ માણસો કે જેઓ એક વાર ધારતા હતા કે તેમને વિશ્રાંતિ લેવી પાલવી શકે એમ નથી, તેમને અંતે આપણે વિદેશી આરોગ્યવર્ધક સ્થાનોમાં ક્ષારયુક્ત પાણી પીતા અને કાદવવાળા પાણીમાં સ્નાન કરતા જોઇએ છીએ. ક્ષુલ્લક સંપત્તિને માટે જે વસ્તુ તેમણે ગુમાવી દીધી તે પુનઃ પ્રાપ્ત કરવા માટે તેઓ ઉષ્ણ ઝરાઓમાં સ્નાન કરે છે અને ગંધકયુકત પાણીના ઝરાઓ બલ્કે ખનિજ પદાર્થોના મિશ્રિત પાણીના સર્વ પ્રકારના ઝરાઓનો લાભ લે છે. તેઓ વાહનોમાં બેસી લાંબા પ્રવાસો કરે છે. તેઓ સ્ટીમરો અને બોટોમાં બેસી સામુદ્રિક પ્રવાસ દ્વારા આરોગ્ય પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરે છે. વર્ષોનાં વર્ષો વિશ્રાંતિ કે પરિવર્તન વિના શ્રમ કરી મેળવેલા દ્રવ્યના બદલામાં તેમણે જે શકિત અને બળ ગુમાવ્યું હોય છે તેને પુનઃ પ્રાપ્ત કરવા માટે તેઓ સ્થળે સ્થળે પર્યટન કરે છે અને જગતના મહાન વૈદ્યોની સલાહ લે છે.

પોતાને વિશ્રાંતિની ક્યારે આવશ્યકતા હોય છે તે પોતાનુંજ મગજ તરત કહેશે. જ્યારે તેને પરિવર્તનની જરૂર હોય છે, ત્યારે તે તમને અચૂક ચિહ્નો દર્શાવશે. તે તમને ઘણી વાર લજ્જિત કરશે અને જ્યારે તમે નજીવી ક્ષુલ્લક બાબતોથી આત્મસંયમ ગુમાવી દો અને ગુસ્સે થઈ જાઓ ત્યારે તમે આશ્ચર્યચકિત થશો કે તમે ખરાં મનુષ્ય છો કે નહિ. પૂર્વે જે કામ તમને આનંદ આપતું હતું તે કામ કરવા માટે જ્યારે તમને તમારી જાત ઉપર બળપ્રયોગ કરવો પડે; જ્યારે તમને શિથિલતા, પ્રમાદ અને ખિન્નતા જણાવા લાગે; જ્યારે તમારી મહત્ત્વાકાંક્ષા અને ઉત્સાહ ઘટવા લાગે; જ્યારે તમારા મસ્તકમાં વેદના થાય; જ્યારે તમારી આંખમાંનો પ્રકાશ નષ્ટ થાય અને જ્યારે તમારા પગમાં જડતા આવે; ત્યારે જાણજો કે તમને વિશ્રાંતિની જરૂર છે. તમે અભ્યાસી, વ્યાપારી કે ધંધાદારી સ્ત્રીપુરુષ હો; પરંતુ આ ચિહ્નોનો અનાદર કરવો તમને પાલવી શકશે નહિ. એના દ્વારા પ્રકૃતિ તમને ચેતવણી આપે છે કે તમારે કાર્ય બંધ

કરવું જોઇએ. અન્યથા તમારે કામ ચાલુ રાખવાનું પરિણામ સહન કરવું પડશે. જો તમે તેની ચેતવણી પ્રત્યે લક્ષ નહિ આપશો તો તે તમને શાસન કરશે—પ્રાણદંડ પણ કરશે. પ્રકૃતિની આગળ રાજા અને ભિક્ષુક સમાન છે. પ્રકૃતિ જે કાર્ય કરવાની તમને મના કરે તે કાર્ય કરતાં સાવધાન રહેજો. તે તમને એક વાર, બે વાર, ત્રણ વાર, કદાચ ઘણી વાર ચેતવણી આપશે, પરંતુ તેની અંતિમ શિક્ષા થયા પછી તો તે ઉપર જરા પણ અપીલ ચાલી શકશે નહિ.

પુષ્કળ માણસો વિશ્રાંતિ લેવાનું છેવટ સુધી મુલતવી રાખવાથી પોતાનું સ્વાભાવિક આયુષ્ય પૂર્ણ થયા પૂર્વે શ્મશાનમાં જઇ સૂતા છે. કેટલાય માણસો પ્રતિવર્ષ થોડાં અઠવાડીઆંની વિશ્રાંતિ નહિ ભોગવવાને લીધે મગજને અત્યંત શ્રમ પડવાથી, જ્ઞાનતંતુઓ છિન્નભિન્ન થઇ જવાથી અને શરીરનું બંધારણ તૂટી જવાથી હૉસ્પિટલો અને સેનિટેરિયમોમાં પડયા છે.

આપણે જોઇએ છીએ કે, જે માણસો આપણને કહે છે કે તેમના પર તેમના ધંધારોજગારનું ઘણું દબાણ હોવાથી તેઓ એક અઠવાડીઆ સુધી પણ કામનો પરિત્યાગ કરી શકતા નથી; તેઓ સાધારણ રીતે વિશ્રાંતિ ભોગવનાર અને નવીન બળ પ્રાપ્ત કરવાને માટે કામનો ત્યાગ કરનાર માણસના જેટલા સારા વ્યાપારી કે ધંધાદારી હોતા નથી અને તેઓ પોતાના રોજગારમાં તેમના જેટલી સફળતા પ્રાપ્ત કરતા નથી. ગત પચ્ચીસ વર્ષોમાં વ્યાપારની પ્રણાલિઓમાં મહાન ફેરફારો થઈ ગયા છે. વિશેષ પ્રાગતિક માણસોએ અને મોટી યોજનાઓ ઘડનારા તથા મોટાં કાર્યો કરનારા માણસોએ જૂની દાસત્વની શૃંખલાને દૂર ફેંકી દીધી છે. હવે તેઓ પૂર્વના જેટલા કલાકો ઑફિસમાં ગાળતા નથી; પરંતુ તેઓ વધારે સારી સાત્ત્વિક સગવડોને લીધે ઓછા સમયમાં અધિક અને વિશેષ સારૂં કામ કરી શકે છે. દીર્ઘ સમયના વૈતરાથી તેમની શક્તિઓ જડ અને શ્રમિત થઇ ગયેલી નહિ હોવાથી તેઓ વિશેષ તાજા અને સ્વાભાવિક સ્થિતિમાં હોય છે.

માણસો આ વાત કયારે શીખશે કે શક્તિ કાંઇ હવે-

લીઓ અને કૃત્રિમ વાતાવરણ દ્વારા પ્રાપ્ત થતી નથી. જો આપણે બળ અને સર્ગશક્તિ જોઈતી હોય તો આપણે સાદુ જીવન ગ્રહણ કરવું જોઇએ. આપણે અત્યંત કૃત્રિમ બની ગયા છીએ. આપણે પૃથ્વીનું શરણ ગ્રહણ કરવું જોઇએ. આપણે ખળખળ અવાજ કરતા ઝરામાંથી, બીડમાંથી અને પર્વતમાંથી શક્તિ પ્રાપ્ત કરવી જોઇએ. આપણે પુષ્પ અને ક્ષેત્ર, વૃક્ષ અને સૂર્યાસ્તમાંથી સુંદરતા પ્રાપ્ત કરવી જોઈએ; નહિ તો આપણે આગળ વધવાને બદલે પાછળ હઠીશું. વિકાસ અને શ્રેષ્ઠ કાર્યશક્તિ પ્રાપ્ત કરવી એ આપણું લક્ષ્ય હોવું જોઇએ. આપણે આપણી ઉત્તમોત્તમ શક્તિનો પ્રયોગ કરી શકીએ એટલા માટે આપણે નીરોગી અને બળવાન બનવું જોઇએ. જો આપણે વગર અટકયે સખ્ત શ્રમ કર્યા કરીશું તો આપણે નીરોગી અને બળવાન બની શકીશું નહિ.

## શું એથી લાભ છે?

તમારૂં આનંદીપણું પાછું મેળવવાથી શું લાભ છે?

તમારી શારીરિક અને માનસિક શક્તિ વધારવાથી શું લાભ છે?

તમે તમારૂં કાર્ય અધિક દૃઢતાથી કરી શકો એથી શું લાભ છે?

તમે તમારૂં આરોગ્ય સુધારી તમારી ગુમાવેલી શ્રદ્ધા પાછી મેળવો એથી શું લાભ છે?

તમે આખા વર્ષના આઘાતો અને ઘાવોમાંથી મુકત થવા માગો છો?

શ્રમિત અને જડ મગજ કરતાં તાજું બળવાન મગજ તમને વિશેષ ઉપયોગી થઈ પડશે?

જડ સ્નાયુઓને બદલે સચેત અને મજબૂત સ્નાયુઓ મેળવવાથી લાભ છે?

નવીન ઉત્સાહ અને કાર્યશક્તિ વધારવાથી લાભ છે?

શાશ્વત ડુંગરો દ્વારા રકતમાં લોહ પૂરવાથી અને ભીમસેની બળ પ્રાપ્ત કરવાથી લાભ છે?

તારુણ્યનો ઉત્સાહ, હૃદયની નિર્મળતા, સ્વાભાવિકતા અને ઉલ્લાસ પુનઃ પ્રાપ્ત કરવાથી શું લાભ છે?

ક્રોધી, ચીઢિયો સ્વભાવ સુધારી લોકોને તમારી પાસેથી ખસેડી મૂકવાને બદલે તેમને આકર્ષિત કરવાથી શું લાભ છે ?

ઉદ્યોગી નાગરિક જીવનથી જે ઇર્ષ્યા, દ્વેષ અને ઘૃણાને ઉત્તેજન મળે છે તેને દૂર કરવાથી શું લાભ છે ?

આપણે વિશેષ ઉત્સાહી અને વિશેષ આનંદી બનીને આપણાં અને આપણી આસપાસનાં માણસોનાં સુખ અને આનંદમાં વૃદ્ધિ કરીએ એથી શું લાભ છે ?

ઈશ્વરે આપણને જે શક્તિઓ આપી છે તેમને ઉત્તમ આરોગ્ય અને બળની મદદથી વિકસિત કરી તેમનો સૌથી વિશેષ ઉપયોગ કરવાથી શું લાભ છે ?

આપણી નિરીક્ષણ શક્તિનો વિકાસ કરવાથી, વહેતા ઝરાઓમાં ગ્રંથો જોવાથી, પાષાણોમાં ધર્મોપદેશ જોવાથી અને પ્રત્યેક વસ્તુમાં સારાપણું જોવાથી લાભ છે ?

જીવનમાં સૌંદર્ય પૂરવાથી અને વહેતા ઝરાઓ અને પ્રકૃતિમાંના હજારો અવાજોના સુમધુર સંગીત દ્વારા શાંતિ અને સ્વસ્થતા પ્રાપ્ત કરવાથી શું લાભ છે ?

મહાન વિચારો અને વિશાળ દૃષ્ટિમર્યાદા ધરાવનાર સર્વાંગસંપૂર્ણ સ્ત્રીપુરુષ બનવું વિશેષ સારૂં છે કે વર્ષોવર્ષ માત્ર એકનું એકજ કામ કરનાર યંત્ર બનવું વિશેષ સારૂં છે ?

ઘણા આરોગ્ય અને સુખનો ભોગ આપી થોડા ડૉલરો મેળવવા એ શું લાભદાયક છે? ખુદ આપણા જીવનનું મૂળ જેની ઉપર આધાર રાખે છે તેના સંબંધમાં કરકસર કરવી એ શું લાભદાયક છે?

નાની નાની ચિંતાઓ કે જે ખિન્નતા, ગુસ્સો અને પ્રત્યવાય ઉત્પન્ન કરે છે; તેમાંથી થોડા સમયને માટે મુક્ત થવાથી શું લાભ છે? જૂના ચીલાઓમાંથી બહાર નીકળી નવા વિચારો ગ્રહણ કરવાથી શું લાભ છે ?

શહેરના મલિન વાતાવરણ અને હવેલીઓમાંથી બહાર નીકળવાથી શું લાભ છે ? ગામડાંની સ્વચ્છ અને બળદાયક હવા-દ્વારા નવીન શક્તિ અને નવીન સામર્થ્ય મેળવવાથી શું લાભ છે ?

ઉત્સાહપૂર્વક કાર્ય કરવું વધારે સારૂં છે કે એક ગુલામની પેઠે અનિચ્છાથી કાર્યારંભ કરવો વધારે સારો છે? નિર્બળતા, નિરાશા, દુર્બળતા અને અવરોધપૂર્વક જીવન

ગાળવું વધારે સારૂં છે કે બળવાન, મજબૂત, આત્મશ્રદ્ધાવાન અને ઇષ્ટદર્શી થવું અધિક સારૂં છે?

આ વર્ષે તમે વિશ્રાંતિ ન લેતાં તમારી ઉપજના પાંચ ટકા બચાવો અને આવતે વર્ષે સતત શ્રમને લીધે માંદા-પડીને ફરજીઆત કાર્યશૂન્યતામાં સમય ગુમાવવા ઉપરાંત તમને પચાસ ટકા ડૉક્ટરની ફી તરીકે આપવાની ફરજ પડે એ શું લાભદાયક છે?

ખુરસી પર બેસી બેસીને અને સખ્ત માનસિક પરિશ્રમ કરીને થાકી ગયેલો અને ઘસાઇ ગયેલા જ્ઞાનતંતુઓવાળો માણસ પોતાની ઑફીસ કે દુકાનમાં પોતાની ધંધા સબંધી ચિંતાઓ બંધ કરી દે અને ઘસાઇ ગયેલા તથા ઉશ્કેરાઇ જતા જ્ઞાનતંતુઓને બદલે આનંદની લાગણી ઉત્પન્ન કરનારા નીરોગી જ્ઞાનતંતુઓ મેળવે એથી શું લાભ છે?

# प्रकरण ३१ मुं–काममां ताजापणुं

આપણું કામ ગમે તે હો, પરંતુ તાજી શકિતથી જો તે કરવામાં આવે તો તેમાં બહુજ મધુરતા આવે છે. એક પુસ્તક ગમે તેટલું પાંડિત્યથી ભરેલું હોય, પરંતુ જો તેમાં સ્વાભાવિકતા અને વિશેષતા ન હોય; જો તે વાંચવા–સમજવામાં બહુ મહેનત જણાય તો આપણે તેની દરકાર કરતા નથી–તેમાં આપણું ચિત્ત ચોંટતું નથી. કોઈ પણ ચિત્ર, પ્રતિમા, ભજન, કવિતા અથવા તો કોઇપણ પ્રકારના કાર્યના સંબંધમાં આમજ બને છે. પુસ્તક, ચિત્ર કે કવિતામાં જો જુસ્સો અને સ્વાભાવિકતા હોય; ચૈતન્ય હોય; જો તેમાં તરતના વાઢેલા ઘાસનું કે તરતના ખીલેલા પુષ્પનું તાજાપણું અને સુગંધ હોય તો આપણે તેમાં સંપૂર્ણ હૃદયથી રસ લઈએ છીએ.

ઘણા લોકોના કામના સંબંધમાં દુઃખની વાત એ છે કે તે નિસ્તેજ, સખ્ત મહેનતપૂર્વક કરેલું અને જડ હોય છે. તેમાં સામર્થ્ય અને ઉલ્લાસનો અભાવ હોય છે. તે મંદ મગજ અને ખવાઇ ગયેલા શરીરના પ્રમાણરૂપ હોય છે. એક ગ્રંથકર્તા પોતાના સમગ્ર પુસ્તકમાં જે શ્રમ અને કાળજી

પ્રવર્તાવે છે તે શોધી કાઢવી સહેલી છે. ખવાઈ ગયેલો ચિત્રકાર રંગ બરાબર પૂરતો નથી અને તેની ચિત્રપટ ઉપર આળેખેલી આકૃતિઓ નિસ્તેજ તથા ચૈતન્ય રહિત હોય છે તેથી આપણને તેની શ્રમ અને કાળજીની પ્રતીતિ થઈ શકે છે. અત્યંત શ્રમથી થાકી ગયેલા અથવા દુરાચારી જીવનથી નિર્બળ બની ગએલા મગજનાં સર્વ ચિહ્નોથી તે અંકિત હોય છે.

તમારી સમસ્ત શક્તિઓ અખંડ અને તાજી હોય એવી દશામાં તમે પ્રતિદિન કાર્યારંભ કરો છો કે નહિ; તમારૂં મનુષ્યત્વ સંપૂર્ણ હોય કે જેથી તમે તમારૂં સમગ્ર જીવન તમારા કાર્યમાં પૂરી શકો એવી દશામાં તમે કાર્યમાં પ્રવૃત્ત થાઓ છો કે તમારી માત્ર થોડી શક્તિ વડે તમે કાર્યારંભ કરો છો; તમે એક ભીમસેનની સ્થિતિમાં કે એક વ્હેંતિયાની સ્થિતિમાં કાર્યારંભ કરો છો; તેની ઉપર તમારા કાર્યની શ્રેષ્ઠતા કે નિકૃષ્ટતાનો આધાર રહેલો છે. ઘણા લોકો પોતાના કાર્યમાં માત્ર પોતાના થોડા સરખાજ બળનો પ્રયોગ કરે છે. તેઓ અનિયમિત જીવન, ખરાબ આદતો, નિદ્રાશૂન્યતા અને હાનિકારક ખોરાકથી પોતાની શક્તિનો ઘણો ભાગ નષ્ટ કરી નાખે છે. તેઓ પ્રતિદિન પ્રાતઃકાળમાં પોતાની તમામ શક્તિથી કાર્યારંભ કરતા નથી; પણ તેમનો એક મોટો અંશ ઘણી વાર કોઈ અન્ય સ્થળે રોકાયલો અથવા ખવાયા કરતો હોય છે. તેઓ મોજશોખ કરવાનો વિચાર કરતા હોય છે તેથી અત્યંત મહત્ત્વનાં કર્તવ્યો બજાવવામાં બળને બદલે નિર્બળતા તથા ઉત્સાહ અને ચૈતન્યને બદલે બેદરકારી અને શિથિલતાજ દર્શાવી શકે છે. જે મનુષ્ય પ્રાતઃકાળમાં મંદ, શિથિલ અને બેદરકાર સ્થિતિમાં કાર્યારંભ કરે છે તે આખો દિવસ સારી રીતે અને પ્રમાણિકપણે કામ કરી શકતો નથી અને જો તે આખું વર્ષ આવી મંદતાપૂર્વક કાર્ય કરે તો તે ઉત્તમ કારકીર્દિ અથવા શ્રેષ્ઠ કાર્યસિદ્ધિની શી રીતે આશા રાખી શકે?

સારૂં કામ એ સર્વાંશે મનોબળનો પ્રશ્ન નથી—ઘણી વાર શારીરિક અશક્તિને લીધે સારૂં કામ થઇ શકતું નથી. શારીરિક અને માનસિક અસ્વાસ્થ્યને લીધે જ્યારે તમારી પ્રત્યેક શક્તિ અને પ્રત્યેક ગાત્ર શિથિલ હોય ત્યારે તમે

શ્રેષ્ઠ કાર્ય કરી શકો નહિ. ખાત્રીપૂર્વક માનજો કે, ગમે તે કારણથી તમારામાં નિર્બળતા ઉત્પન્ન થઈ હોય પરંતુ તે તમારા કાર્યમાં પ્રાદુર્ભૂત થશે–પછી તે ગ્રંથરચનાનું હો કે ગ્રંથવિક્રયનું હો; શિક્ષણ આપવાનું હો કે અભ્યાસ કરવાનું હો; ગાવાનું હો કે ચિત્ર આળેખવાનું હો; પ્રતિમા ઘડવાનું હો કે ખાઇ ખોદવાનું હો.

સુંદરતા એ તાજાપણાનું બાળક છે. કોઈ પણ મંદ શક્તિવાળો–ખપી ગયેલી શારીરિક અને માનસિક શક્તિવાળો કલાવિદ મનુષ્ય સામા મનુષ્યને પ્રસન્ન કરે અથવા તો ટકી શકે એવું કોઈ પણ કામ કરી શકતો નથી. કલા અને સાહિત્યના ક્ષેત્રમાં કે શ્રમના કોઈ પણ ક્ષેત્રમાં કામ કરનાર માણસ જો દૃઢ, ચૈતન્યયુક્ત અને તેના વ્યક્તિત્વની છાપવાળું કાર્ય કરવાની સ્થિતિમાં ન હોય તો તે જગતને ઝાઝો લાભ કરી શકશે નહિ.

ઘણા લેખકો, કલાવિદો અને સંગીતશાસ્ત્રીઓ–પ્રત્યેક ધંધો કરનારાઓ–પોતાની લોકપ્રિયતા ઓછી થતી જોઈને આશ્ચર્યચકિત થાય છે; પણ તેમને ઓળખનારાઓ તેમના કામની, આદર્શોની અને ધોરણની અધોગતિનું કારણ તેમની જાતને તાજી, બળવાન અને મજબૂત રાખવાની તેમની નિષ્ફળતામાં રહેલું જોઇ શકે છે. જે ઘોડા પર વિશ્રાંતિ કે ખાનપાન આપ્યા વિના અને ચાબુક તથા એડ મારી આખો દિવસ સ્વારી કરવામાં આવી હોય; તે જો સાયંકાળે સવારના જેટલી શીઘ્રતાથી દોડી ન શકે તો તેમાં આશ્ચર્યચકિત થવાનું શું પ્રયોજન છે? એક મહાન ગાયિકા કે જે આખી રાત મોજશોખમાં વ્યતીત કર્યા પછી આખો દિવસ સખ્ત કામ કરે; અન્ન, નિદ્રા કે વિશ્રાંતિનો ત્યાગ કરે; અને તે છતાં તેજ દિવસના સાયંકાળે સંગીતના જલસામાં જઈ વિશેષમાં વિશેષ કઠિન કાર્યમાં વિજય મેળવવાની આશા રાખે તેના સંબંધમાં આપણે શું ધારીશું? આપણે અવશ્ય ધારીશું કે, તે દિવાની હોવી જોઇએ. આપણે એવી આશા રાખીશું કે સાધારણ બુદ્ધિ ધરાવનાર કોઈ પણ સ્ત્રી આવા પ્રસંગને માટે પોતાની શારીરિક અને માનસિક શક્તિને ઉત્તમોત્તમ સ્થિતિમાં રાખવાને પોતાનાથી બની શકતો

પ્રત્યેક પ્રયત્ન કરશે. આપણે એવી આશા રાખીશું કે, તે બની શકતી સર્વ નિદ્રા અને વિશ્રાંતિ લેવાને સંભાળ લેશે અને તે ઉશ્કેરણી, ચિંતા અને પોતાની શક્તિઓને હરી લેનાર તથા પોતાના સામર્થ્યને ઘટાડનાર પ્રત્યેક પ્રકારના શારીરિક અને માનસિક મોજવિલાસથી દૂર રહેશે. આમ કરવાથીજ તે બની શકતા સમગ્ર ઉત્સાહ, સ્વાભાવિકતા અને તાજાપણાથી કામ કરી શકશે.

કોઇ પણ મહત્ત્વના કાર્યને માટે તૈયારી કરતાં કોઈ પણ મનુષ્યના સંબંધમાં આપણે સ્વાભાવિક રીતે આવી આશા રાખીશું. તાજી શક્તિઓ–તાજું મગજ, તાજા જ્ઞાનતંતુઓ અને તાજા સ્નાયુઓજ ચૈતન્યયુક્ત દૃઢ કાર્ય–અમર કાર્ય કરી શકે છે. જ્યારે બળ ઓછું હોય છે; જ્યારે શક્તિઓ જડ બની ગયેલી હોય છે; જ્યારે આશાએ પોતાની ધ્વજા નીચે પાડી દીધેલી હોય છે અને નિરાશા તથા ઉદાસી વધી ગયેલી હોય છે; ત્યારે આપણે સ્થાયી રહી શકે એવું કોઈ પણ કાર્ય નીપજાવી શકતા નથી–ત્યારે આપણા કાર્યમાં અમરતાનો અંશ આવી શકતો નથી. તેની ઉપર સર્વત્ર મૃત્યુની છાપ પડેલી હોય છે.

પોતાની શક્તિઓ એવી શ્રેષ્ઠ દશામાં રાખવી કે જેથી પોતે પોતાના સર્વ ઉત્સાહ અને તાજાપણાથી પોતાનું કાર્ય કરી શકે. એ મનુષ્યનું કર્તવ્ય છે. આવી દશામાં તે કાંઇક મહત્ત્વનું કાર્ય કરી શકશે; તેનું જીવન કાંઇક સાર્થક થશે.

નિષ્ફળ થયેલા ઘણા માણસો જો પોતાની નિષ્ફળતાનું કારણ શોધી કાઢી શકતા હોય તો તેમને પોતાના સમગ્ર જીવનમાં આ ચીજો બહાર પડતી જણાશે કે, અપૂર્ણ નિદ્રા, ખુલ્લી હવામાં વ્યાયામ નહિ કરવો, સ્થાનાંતર નહિ કરવું, વિશ્રાંતિ નહિ લેવી અને અનિયમિત તથા અવ્યવસ્થિતપણે જીવન ગાળવું.

જે તરુણ જીવનનો સૌથી વિશેષ લાભ લેવા માગતો હોય; જે ઉત્તમોત્તમ કાર્ય કરવા અને પોતાનું તાજાપણું, બળ અને ઉત્સાહ અંતપર્યંત જાળવી રાખવા માગતો હોય તેણે નિયમિત જીવન ગાળવું જોઇએ.

જે ક્ષણે મનુષ્યનો આદર્શ હલકો બને છે; તેનાં

ધોરણો નીચાં થાય છે; તેના શારીરિક અને માનસિક બળની અધોગતિ થાય છે; તે ક્ષણેજ તેના પ્રત્યેક કાર્યમાં પતન દેખાવા માંડે છે.

પ્રત્યેક દિવસનું કાર્ય એ પ્રત્યેક જીવનમાં સૌથી મહાન ઘટના છે. સૌથી મહાન ગાયિકા કે જે જગતમાં ગાયનની બાબતમાં પોતાની ઉત્તમતા જાળવી રાખવા માગતી હોય તે પોતાના શ્રોતૃવર્ગની સમક્ષ જેવી ઉત્તમ તૈયારી સહિત આવે તેવી શ્રેષ્ઠ તૈયારી સહિત આપણે આપણા દૈનિક કાર્યનો આરંભ કરવો જોઇએ. ત્યારેજ આપણા કાર્યમાં બળ, શકિત અને તાજાપણું આવશે અને ત્યારેજ આપણું જીવન ઉજ્જવળ બનશે.

## પ્રકરણ ૩૨ મું–તમારી ચિંતાઓને તમારે ઘેર લઇ જશો નહિ.

વિશાળ અનુભવ ધરાવનાર એક ન્યાયાધીશ જણાવે છે કે “જે સ્ત્રીઓ છૂટાછેડા મેળવવા માટે મારી સમક્ષ આવે છે તેમની મુખ્ય ફરિયાદો પૈકી એક ફરિયાદ એ હોય છે કે, તેમના પતિઓ વ્યાપારને ખાતર તેમના પ્રત્યે અને તેમનાં ગૃહો પ્રત્યે એટલી બેદરકારી દર્શાવે છે અને ઑફિસનાં કામકાજમાં એટલું બધું ચિત્ત રોકી દે છે કે જ્યારે તેઓ ઘરમાં હોય છે ત્યારે પણ તેઓ જેમની સાથે ખુદ દેવો પણ સુખી કૌટુંબિક જીવન ગાળી ન શકે એવા ઉદાસ પશુ સમાન હોય છે.”

આપણે સર્વ એવા માણસોને ઓળખીએ છીએ, કે જે કલબમાં મિલનસાર અને આનંદી હોય છે; પરંતુ જે ઘરમાં આવે છે કે તરતજ અત્યંત ચીડિયા અને ક્રોધી બની જાય છે. તેઓ એમ ધારતા જણાય છે કે, ઘર તેમનું પોતાનું હોવાથી ત્યાં ચીઢ અને ક્રોધ કરવાની તેમને સંપૂર્ણ છૂટ છે. જો દિવસે તેમને કોઈ માણસે નુકસાન કર્યું હોય તો તેઓ તેમના પોતાના કુટુંબનાં માણસોને સતાવીને તેનો બદલો લેવાનો પ્રયત્ન કરતા જણાય છે. કેટલાક માણસો પોતાના ગૃહમાં કવચિતજ પ્રસન્ન જણાય છે. તેઓ પોતાની પ્રસન્નતા બહારના લોકોને માટે રાખી મૂકે છે અને પોતાના

કુટુંબનાં માણુસોને માટે ઉદાસી, શોક તથા દિલગીરી લઇ જાય છે. તેઓ ઘરમાં આવે છે કે તરતજ અશાંતિ ઉભી થઈ પોતાની પત્નીના સુગૃહ બનાવવાના સમસ્ત પ્રયત્નોને દાબી દે છે.

આવા માણુસો ઘેર આવે છે અને એવી સ્રી પ્રત્યે ચીઢ કરે છે, કે જે તેમના દોષો પ્રત્યે દુર્લક્ષ્ય કરી તેમને ચાહ્ય છે અને જે બાળકોની સેવા કરીને તથા ઘરકામ અને બાલસંગોપનની હજારો અડચણો સહન કરીને આખો દિવસ ઘરમાં રહેલી હોય છે; જે પોતાનાં બાળકો અને પોતાના પતિને માટે પોતાનું ગૃહ સ્વચ્છમાં સ્વચ્છ અને મધુરમાં મધુર બનાવવાનો પ્રયત્ન કરે છે અને પોતાના પતિના આવવા-ની વાટ જુએ છે; પરંતુ પતિને જ્યારે કાંઇક શોકાકુળ, શ્રમદર્શક, અનાકર્ષક વદન સહિત પાછા ફરેલા જુએ છે; ત્યારે તે સ્રી અત્યંત દુઃખી થાય છે. તેઓ ઘરમાં પ્રવેશ-તાંની સાથેજ ચીઢપૂર્વક બોલે છે; બાળકોને પોતાની પાસેથી ખસેડી મૂકે છે અને જેમ બને તેમ જલદી એકાદ ગ્રંથ કે વર્તમાનપત્રનો આશ્રય લે છે અને પછી તેમનું ગૃહ વિશેષ રુચિકર શા માટે નથી લાગતું; તેમની પત્ની તેમના સંબંધમાં વિશેષ વિચાર શા માટે નથી કરતી અને તેમનાં બાળકો અગાઉના જેવા આનંદ અને ઉલ્લાસથી તેમને મળવાને શામાટે દોડી આવતાં નથી તે વિષે તેઓ આશ્ચર્ય પામે છે.

આ કોટિના કેટલાક માણુસો એવી પણુ ફરિયાદ કરે છે કે તેમનાં ગૃહો તેમને અનુકૂળ આવે એવાં નથી અને તેમને જો તેમનાં ગૃહોમાંથી પ્રોત્સાહન, ટેકો અને શાંતિ મળી શકે તો તેઓ વિશેષ સફળ થાય.

મિત્રવર્ય! જે શાંતિ, પ્રેમ અને પ્રોત્સાહન મેળવવાને તમે નિષ્ફળ નીવડો છો તેને લાયક બનવાને માટે તમે કદી પણુ કાંઇ કર્યું છે? જે તીવ્ર લાગણીવાળી છોકરીને તમે શાંતિદાયક સંયોગોમાંથી તેડી લાવ્યા છો અને એક અજાણ્યા ઘરમાં મૂકી છે; જેની સાથે તમે ચીઢ અને ગુસ્સાથી બોલો છો; તેને તેથી કેટલું દુઃખ થાય છે તેનો તમે કદી પણુ વિચાર કર્યો છે? થોડા સમય પછી તે નમ્ર સહૃદય આત્મા હતાશ થઇ જાય અને તમારા પ્રત્યે બેદરકારીથી વર્તે તેમાં આશ્ચર્ય પામવા જેવું શું છે? તમારાં

બાળકો તમારી વૃત્તિઓને ઓળખી જઇ તેમને લાડ લડાવવાનો અને તેમની સાથે નાચવા કૂદવાનો અને રમવાનો તમને વખત નથી, તેમનાથી હડસેલાઇને દૂર જવાને બદલે એકલા રમવાનું અથવા અન્ય બાળકોની સાથે રમવાનું તેઓ વિશેષ પસંદ કરે તેમાં આશ્ચર્ય પામવા જેવું શું છે? તમારી પુત્રીઓ તમને વિશેષ નથી ચાહતી તેથી તમે આશ્ચર્યચકિત થાઓ છો? અરે! માત્ર ઉતાવળથી "રાત્રિની સલામ" કરતી વખત અને બોર્ડિંગની ફીને માટે ચેક લેતી વખતજ તે તમારા દીદાર જુએ છે. તમે તમારા કુટુંબની સાથે પરિચિત થવાનો વખત મેળવ્યો નથી. તમારાં પુત્રપુત્રીઓ જ્યારે પુરુષ અને સ્ત્રીની દશાને પ્રાપ્ત થવાની તૈયારીમાં હોય ત્યારે કદાચ તમે તેમને ઓછાં જોયાં હશે. તમે કદાચ તમારા પાડોશીઓ કરતાં તેમને ઓછાં ઓળખતાં હશો.

તમારાં બાળકો સ્વાભાવિક રીતેજ બિલાડીનાં બચ્ચાંની પેઠે અત્યંત રમતિયાળ હોય છે. તેઓ તમારી વ્યાપાર સંબંધી ચિંતાઓ વિષે કાંઇ પણ જાણતાં નથી. જ્યારે તેઓ તમને ઘેર આવતા જુએ ત્યારે તેઓ તમને ભેદ ભરેલા નગરમાંથી તરતના આવેલા નવીન રમતના સાથીજ ધારી લે. રમત કરતાં વિશેષ મહત્ત્વની કોઇ પણ વસ્તુની તેમને કલ્પના હોઇ શકતી નથી અને તેમની વિચારશ્રેણી એથી ભિન્ન હોય એ તમને પણ પસંદ પડશે નહિ. તમે જેમ બને તેમ લાંબા વખત સુધી જીવનની ગંભીર બાજુ તેમનાથી દૂર રાખવા, તેમની બાલ્યાવસ્થા લંબાવવા માગો છો કે જેથી તેમનો સ્વાભાવિક વિકાસ થાય અને તેમનાં હૃદયો મૃદુ, વિશાળ અને ઉદાર થાય.

અહો! કેટલા બધા પિતાઓ પોતાનાં બાળકોને તેમની બાલ્યાવસ્થામાંજ પુખ્ત વયનાં બનાવી દેવાનો પ્રયત્ન કરીને તેમના નૈસર્ગિક ઉછળતા જુસ્સાને પાદાક્રાંત કરી નાખે છે! એક બાળકના મન પર જ્યારે એવી છાપ પડે છે કે તેનો પિતા તેનો રમતનો સાથી નથી અને જ્યારે ગમ્મતમાં સમય ગાળવાને માટે તેના ઘેર આવવાની તે આતુરતાપૂર્વક રાહ જોતો નથી; ત્યારે તેના દુર્ભાગ્યનો આરંભ થયેલો સમજવો. જ્યારે તેને વારંવાર "આમ કરીશ નહિ" અથવા

"અહીંથી દૂર જા" એમ કહેવામાં આવે છે ત્યારે તે સહેલાઇથી હતાશ અને નિરાશ થઇ જાય છે. તેની સ્વાભાવિકતા શીઘ્ર શિથિલ થઈ જાય છે અને તેનો ઉત્સાહ શાંત પડી જાય છે. તે અકાળે વ્યાકુળ, ખિન્ન અને અનિષ્ટદર્શી બની જાય છે. એક બાળકના વદન ઉપર ચિંતા અને વ્યાકુળતા જણાય અને જ્યાં ગુલાબી રંગ હોવો જોઇએ ત્યાં ફીકાશ જણાય; એના કરતાં વિશેષ દયાજનક દૃશ્ય બીજું શું હોઇ શકે ? બાળકના વદન ઉપર પુખ્તાવસ્થા અને ચિંતાનાં ચિહ્નો શા માટે જણાવાં જોઇએ ? બાળકે વ્યગ્રતા અને ભવિષ્યની ચિંતા શા માટે ધારણ કરવી જોઇએ ? હે પિતાઓ ! જ્યારે તમારાં બાળકોનો બાલીશ આનંદ હરી લો છો ત્યારે તમે શું કરો છો તે તમે જાણતા નથી.

એક બાળક જ્યાંસુધી પુખ્તાવસ્થાને પ્રાપ્ત થાય ત્યાંસુધી તેના જીવનની રગેરગમાં જો આશાવાદ પૂરવામાં આવે તો પાછળથી તે નિરાશાવાદનો લેશ પણ બલિ બનશે નહિ. ભવિષ્યનો આદર્શભૂત પિતા અને આદર્શભૂત માતા પોતાના બાળકના જીવન પર કદી પણ ભય, ચિંતા અને વ્યગ્રતાની ભયંકર છાપ પડવા દેશે નહિ. આનંદ, મધુરતા, સૌંદર્ય, ઉલ્લાસ અને પ્રેમભાવી ગૃહમાં પોતાની પ્રબળતા એટલી બધી પ્રસારશે કે ઉદાસી, અશાંતિ અને સુખના બીજા હજાર શત્રુઓને પોતાનું ભયંકર કાર્ય કરવાને કિંચિત્ પણ અવકાશ મળશે નહિ.

તમે દરરોજ જેવા ચીઢિયા, ક્રોધી અને અનાકર્ષક હો છો તેવી સ્થિતિમાં તમને મળવાને તમારી પત્ની અને બાળકો આનંદપૂર્વક દોડી આવશે એવી આશા તમે રાખી શકો નહિ. માનવસ્વભાવની રચનાજ એવી નથી. તમે ઘેર જાઓ તે સમયે તમારી પત્ની અને તમારૂં કુટુંબ તમારા-જ જેવું ઉદાસીભરેલું, નિરાશાજનક અને અનાકર્ષક દૃશ્ય ઉપસ્થિત કરે તો તમને કેવું લાગશે? દરરોજ તમે જ્યારે ઘેર આવો ત્યારે તમારી પત્ની નોકરો સંબંધી નાની નાની ફરિયાદો અને પોતાને પડેલી નાની નાની અડચણો તમારી આગળ રજૂ કરે તો તમને કેવું લાગશે ? આવી સ્થિતિમાં જો તમારાથી બને તો તમે ઘેરજ ન જાઓ. પણ એક

આદર્શભૂત પત્ની અને માતા આ અરુચિકર બાબતો પોતાના પતિને અથવા પુત્રને કહેતી નથી. તે જાણે છે કે, એ બાબતો સાથે માથાફૂટ કરવા તે માગતો નથી. આનંદી વદન અને સ્મિતસહિત તેને મળવાનો તેણે નિશ્ચય કરેલો હોય છે. કારણ કે તેમ કરવાથી તેનું ગૃહ તેને પૃથ્વીપટ પર સૌથી વિશેષ આનંદદાયક સ્થળ લાગવાનો સંભવ હોય છે.

જો તમારે અન્યોની તરફથી આનંદ મેળવવો હોય તો તમારે તેમને આનંદ આપવો જોઇએ. ઉદાસી, નિરાશા ખિન્નતા અને ક્રોધના બદલામાં આનંદ મેળવવાની તમે આશા રાખી શકશો નહિ. એવા પ્રકારની આપ લે કદી થતી નથી. તમારૂં ગૃહ એ તમારી મૂડી રોકવાનું એક સ્થાન છે અને તેમાં તમે જે રોકશો તે તમને પુષ્કળ વ્યાજસહિત પાછું મળશે. જો તમારી મૂડી હલકી, કંજુસાઇ ભરેલી અને તિરસ્કાર્ય હશે તો તમે મધુરતા, શાંતિ, વિરામ અને સુખના મોટા હિસ્સા મેળવી શકશો નહિ. ગૃહ એ સુખની બેંક છે. તેમાં જો તમે ખોટું નાણું મૂકશો તો તમે સાંસારિક સુખરૂપી ખરૂં નાણું મેળવવાની આશા રાખી શકશો નહિ. જ્યાંસુધી તમે અન્યોને સુખ આપશો નહિ ત્યાંસુધી તમે તેમની તરફથી સુખ મેળવવાની આશા રાખી શકશો નહિ.

તમારાં કુટુંબીજનોને ખાતરજ નહિ પરંતુ તમારે પોતાને ખાતર પણ સઘળો વખત ધંધાની અને ધંધાનીજ વાત તમારા મગજમાં રાખવી નહિ. જે મનુષ્ય હમેશાં વાંકું વળેલું-જ રહે છે તે પોતાની સ્થિતિસ્થાપકતા ગુમાવી દે છે અને તેથી જ્યારે જરૂર પડે ત્યારે જોરથી બાણ છોડતું નથી. જે માણસ રાત્રિદિવસ ધંધાનોજ વિચાર કર્યા કરે છે તે પોતાની શક્તિઓને નિર્બળ કરી નાખે છે અને પોતાનો ઉત્સાહ ગુમાવી દે છે. કારણ કે તેમ કરવાથી તેમને કદી પણ તાજા-પણું, દૃઢતા અને બળ પ્રાપ્ત કરવાની તક મળતી નથી. તે માણસ સંકુચિત દિલનો અને સ્વાર્થી બની જાય છે; તેની સહાનુભૂતિ અને પ્રીતિ શિથિલ અને મંદ થઇ જાય છે. ગૃહનો આનંદ મનુષ્યના મન અને હૃદયને વિશાળ બનાવે છે અને ધંધાની પ્રવૃત્તિ દરમિયાન સુષુપ્ત દશામાં પડી રહેલી

ઘણી શક્તિઓને વ્યાયામ આપે છે.

જો તમે અવકાશના સમયમાં માત્ર આનંદ ભોગવવાનોજ, માત્ર બાળકો સાથે નાચકૂદ કરવાનો કે સમગ્ર કુટુંબની સાથે રમતગમત કરવાનોજ અભ્યાસ રાખશો; જો તમે આવતી કાલે ગમે તે થાય પરંતુ સાયંકાળે તો આનંદ ભોગવવાનોજ નિશ્ચય કરશો; તોજ તમે બીજે દિવસે વધારે સારી રીતે પોતાનું કામ હાથમાં લઈ શકશો અને તમે વધારે તાજા તથા વિશેષ બળવાન બનશો. એથી તમારામાં વિશેષ સ્થિતિસ્થાપકતા અને સ્વાભાવિકતા આવશે અને તમે જેટલો વખત ઘરમાં હો તે સઘળો વખત કેવળ ધંધાનોજ વિચાર કર્યા કરવાથી કરી શકો તે કરતાં વધારે સરળતાથી અને ઘણા ઓછા શ્રમથી તમારૂં કાર્ય કરી શકશો.

તમારી ઇચ્છા પ્રમાણે તમારૂં કાર્ય ન ચાલતું હોય તો પણ જો તમે તમારા ધંધાને તમારા ઘરમાં ખેંચી લઇ જશો અને જે બાબતોના સંબંધમાં તમારા કુટુંબીજનોનું કાંઇ ચાલતું ન હોય તે બાબતોને માટે તેમના પર ચીઢ અને ક્રોધ કરશો તો તમે માત્ર તે ખરાબ સ્થિતિને જીતી લેવાને તમને શક્તિમાન કરનારી માનસિક શક્તિ અને બળનો નાશજ કરશો.

જો તમે રાત્રે તમારી સઘળી ચિંતા, વ્યગ્રતા, ખિન્નતા અને વ્યાકુળતાને તમારી દુકાન કે ઑફીસમાં મૂકતા આવવાનો અભ્યાસ પાડશો અને નિશ્ચય કરશો કે તમારો ધંધો, રોજગાર સારો ચાલો વા ન ચાલો, પરંતુ તમે ઘરને તો આનંદમય બનાવશોજ-તેને તમારે માટે અને તમારા સ્વજનોને માટે પૃથ્વીપટ પર સુખીમાં સુખી, મધુરમાં મધુર અને સ્વચ્છમાં સ્વચ્છ સ્થાન બનાવશોજ-તો તેથી તમને બહારના લાભ કરતાં વિશેષ લાભ મળશે.

જેટલા કલાક કામધંધો કરવાનો હોય તેટલા કલાકજ તે કરીને તમે નિર્વાહનાં સાધનો પ્રાપ્ત ન કરી શકો તો તે તમારી કામ કરવાની શક્તિની મંદતા દર્શાવે છે. એથી તમે તમારી પત્ની આગળ એવો સ્વીકાર કરો છો કે તમે નિર્બળ અને અશક્ત છો અને પરિસ્થિતિને પહોંચી વળવાની કે સંકટોની સામે થવાની તમારામાં શક્તિ નથી. ઓઓ

સ્વાભાવિક રીતેજ પુરુષોની શક્તિ, બળ અને હિંમતની પ્રશંસક હોય છે. જે પુરુષ નિર્વાહનાં સાધનો પ્રાપ્ત કરે એટલુંજ નહિ, પરંતુ તે ખિન્ન કે વ્યાકુળ થયા વિના સરળતાથી પ્રાપ્ત કરે તેની તેઓ પ્રશંસક હોય છે. જો તમે હમેશાં તમારી ધંધા સંબંધી ચિંતાઓ તમારે ઘેર લઇ જશો તો તમારી પત્ની તમારા પ્રત્યે ઓછા આદરની દૃષ્ટિથી જોશે.

આનો અર્થ એ નથી થતો કે, તમારે તમારી પત્નીને તમારા ધંધા સંબંધી માહિતી આપવી નહિ. પ્રત્યેકે પત્નીને પોતાના કામકાજ સંબંધી વાત કરીને ખરી સ્થિતિથી વાકેફ રાખવી જોઇએ. ઘણા માણસો પોતાની ખરાબ સ્થિતિ વિષે પત્નીને અજ્ઞાત રાખવાથી શોકમાં ડૂબ્યા છે. એક સારી પત્ની પતિની સ્થિતિ જાણતી હોય તો તેનાં સંકટોમાં તેને મદદ કરશે તથા કરકસર વગેરેથી જોઈતો ટેકો આપી શકશે; તેની સહાનુભૂતિ તેનું દુઃખ હરી લેશે અને સંકટો સહન કરવાને શક્તિમાન કરશે.

ઘરમાં હમેશાં આનંદ, પરસ્પર સદ્ભાવ અને ઉપકાર તથા નિઃસ્વાર્થ વૃત્તિનો વાસ હોવો જોઇએ. તેણે ઘરને એવું સ્થાન ગણવું જોઇએ કે જ્યાં તે સર્વ અસ્વસ્થતા અને અશાંતિમાંથી મુક્ત થઇ શકે અને શાંતિ તથા આરામ, સંતોષ તથા આનંદ પ્રાપ્ત કરી શકે. તે એવું સ્થાન બનવું જોઈએ કે જ્યાં જવાને તે હમેશાં આતુર રહે અને જ્યાંથી છૂટા પડતાં તેને દુઃખ થાય.

ઘરને આનંદમય બનાવવામાં નિષ્ફળ થવા કરતાં દ્રવ્ય કમાવામાં નિષ્ફળ થવું સારૂં છે.



# પ્રકરણ ૩૩ મું-તમને સદાય યુવાન રહેતાં આવડે છે?

લોકો જ્યાંસુધી વર્ષોની અસર નહિ થવા દેવાનો નિશ્ચય કરશે નહિ-જ્યાંસુધી તેઓ માનસિક સૂચનાઓથી શરીરને વૃદ્ધ બનતું અટકાવશે નહિ ત્યાંસુધી તેઓ મોટી ઉંમરમાં પણ તરુણના જેવું શરીરબળ અને મનોબળ જાળવી શકશે નહિ. આપણે યુવાવસ્થામાંથીજ વૃદ્ધાવસ્થાનું બીજ રોપવા માંડીએ છીએ. આપણે ૪૫ વર્ષની વયે વૃદ્ધ થવાની અને ૫૦ વર્ષની વયે મરણ પામવાની રાહ જોઈએ છીએ.

એવી રીતે વૃદ્ધાવસ્થા આવવાના વિચારો અને તૈયારી કરવાથી તે શીઘ્ર ખેંચાઈ આવે છે. જૉએ કહ્યું હતું કે "જે વસ્તુનો હું સૌથી વિશેષ ભય રાખતો હતો તે વસ્તુ મને પ્રાપ્ત થઇ છે." જે લોકો પ્રતિદિન એક વસ્તુને માટે તૈયારી કરે છે; તેની વાટ જુએ છે; તેની આગાહી કરે છે અને તેનો ભય રાખે છે તેઓ તેને વહેલી પ્રાપ્ત કરે છે.

વિચારોમાં, માન્યતામાં અને ચિંતનમાં ઘણું બળ રહેલું છે. માટે તમે એક ક્ષણ પણ એવો વિચાર કરશો નહિ કે તમે વૃદ્ધ થવાથી અમુક કાર્ય નહિ કરી શકો. કારણ કે તમારા એવા વિચારો અને માન્યતાઓ અલ્પ સમયમાં તમારા વદનને કરચલીવાળું અને વૃદ્ધાવસ્થાનાં બીજાં ચિહ્નોવાળું બનાવી દેશે. કારણ કે આપણે જેવા વિચાર કરીએ છીએ તેવા આપણે થઇએ છીએ; એ એક નિઃસંશય અને દૃઢ સિદ્ધાંત છે.

પોતાની જાતને વૃદ્ધ ધારી લઇને તરુણના જેવો ઉત્સાહ અને કાર્ય કરવાની વૃત્તિને કદી પણ દાબી દેશો નહિ. થોડા વખત પર એક કૌટુંબિક સંમેલનમાં છોકરાઓ પોતાના સાઠ કરતાં અધિક વર્ષની વયના પિતાને પોતાની સાથે રમત-માં શામિલ કરવાનો પ્રયત્ન કરતા હતા. પરંતુ તે બોલ્યો કે "અરે જાઓ, જાઓ, હું એટલો બધો વૃદ્ધ થયો છું કે તમારી સાથે રમત રમી શકું નહિ." પરંતુ તેમની માતા તેમની રમતમાં જોડાઇ અને તે જાણે તેમનીજ ઉંમરની હોય

તે પ્રમાણે ઉત્સાહ અને આનંદપૂર્વક તેમની સાથે રમવા લાગી. તારુણ્યનો જુસ્સો તેની આંખમાં ચળકતો હતો અને તેની પ્રત્યેક હિલચાલમાં દેખાઇ આવતો હતો. તેની અને તેના પતિની વયમાં બહુ થોડો તફાવત હોવા છતાં તે તરુણ શામાટે દેખાય છે તેનો ખુલાસો તેની છોકરાઓ સાથેની રમતમાંથી મળી રહે છે.

હમેશાં યૌવનની ભાવના ધારણ કરો અને તરુણ માણસોની સાથે જોડાઈને તથા તેમની આશાઓ, યોજનાઓ અને રમતગમતમાં રસ લઇને તમારૂં યૌવન જાળવી રાખો. તારુણ્યનું બળ ચેપી હોય છે.

ઑલિવર વેન્ડેલ હોમ્સને તેના એંશીમા વર્ષમાં જ્યારે એવો પ્રશ્ન કરવામાં આવ્યો કે "તમારા અદ્ભુત યૌવનની ચાવી શું છે?" ત્યારે તેણે કહ્યું કે "આનંદી સ્વભાવ, યથાશકય પ્રયત્ન અને યથાલાભ સંતોષ એ એનાં પ્રધાન કારણો છે. મારે કદી પણ મહત્ત્વાકાંક્ષા–અતિલોભ પાપનું મૂળ–ની યાતનાઓ સહન કરવી પડી નથી. અસ્વસ્થતા, અતિલોભ અને અશાંતિ એ આપણને અકાળે વૃદ્ધ બનાવી આપણાં વદનો ઉપર કરચલીઓ પેદા કરે છે. જે વદનો હસતાં રહે છે તેમની ઉપર કરચલીઓ ઉત્પન્ન થતી નથી. સ્મિત એ ઉત્તમ ઔષધિ છે અને સંતોષ એ તારુણ્યનો ઝરો છે."

એમણે જે સંતોષની પ્રશંસા કરી છે તે પ્રમાદજન્ય સંતોષ નથી; પરંતુ ક્ષુલ્લક ચિંતાઓ, વ્યગ્રતા અને વ્યાકુળતા કે જે આપણને આપણું ખરૂં જીવનકાર્ય કરતાં અટકાવે છે તેનાથી દૂર રહેવાથી અથવા છૂટવાથી ઉપજતો સંતોષ છે. જે પ્રકારની મહત્ત્વાકાંક્ષાને તે ધિક્કારે છે તે પણ અયોગ્ય મહત્ત્વાકાંક્ષા માટે છે કે જેની અંદર અહંતા અને મિથ્યાભિમાન સૌથી આગળ પડતાં હોય છે અને જેની અંદર જગતમાં ઉપયોગી થવાની, માનવજાતિની સેવામાં અગ્રેસર બનવાની અને શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ કાર્યકર્તા થવાની શક્તિને બદલે પ્રસિદ્ધિ, લોકોની પ્રશંસા, દ્રવ્ય અને અંગત લાભ મેળવવાનો ઉદ્દેશ હોય છે. જે નિરુપયોગી ગુંચવણોમાં મિથ્યાભિમાન અને અનુચિત મહત્ત્વાકાંક્ષા આપણને ગુંચવે છે તે આપણા જીવનને ઘસી નાખે છે અને ચાલીસ વર્ષની

વયે વૃદ્ધ સ્ત્રીપુરુષ બનાવી દે છે. સાદા, પરોપકારી અને નીતિમય જીવનથી મનુષ્ય સૌથી વિશેષ ઉપયોગી બની શકે છે.

જો તમને દીર્ઘાયુષ્ય ભોગવવાની ઇચ્છા હોય તો તમારા કાર્ય પ્રત્યે પ્રીતિની દૃષ્ટિથી જુઓ અને હમેશાં તેજ દૃષ્ટિથી જોતા રહો. ઉંમર વધવાથી તમારી શક્તિ ઘટવા લાગી છે અથવા તમને વિશ્રાંતિની અપેક્ષા છે એમ ધારીને કામનો ત્યાગ કરશો નહિ. તમને વિશ્રાંતિની જરૂર જણાય ત્યારે ત્યારે તે ભોગવજો; પરંતુ તમારા કામનો પરિત્યાગ કરશો નહિ. કર્તવ્ય બજાવવામાંજ જીવન અને યૌવન રહેલું છે. એક સુપ્રસિદ્ધ નટી કહે છે કે "હું મારી કળાને ચાહું છું તેથીજ હું વૃદ્ધ થઇ શકતી નથી. હું તેમાંજ લીન રહીને મારૂં જીવન ગાળું છું. મને કદી પણ કંટાળો ઉપજતો નથી. એક વ્યક્તિ જ્યારે સુખી અને ઉદ્યોગી હોય; જ્યારે તેને કંટાળો ઉપજતો ન હોય અને હમેશાં તારુણ્યની પ્રતીતિ થતી હોય ત્યારે તેના વદન પર વૃદ્ધાવસ્થા, શ્રમ કે અસંતોષનાં ચિહ્નો શી રીતે ઉપજી શકે? જ્યારે હું શ્રમિત થાઉં છું ત્યારે મારો આત્મા નહિ, પરંતુ માત્ર મારૂં શરીરજ શ્રમિત થાય છે."

ઇમર્સન કહે છે કે "એક માણસની પાસે ગણવા યોગ્ય બીજી કોઇ પણ વસ્તુ હોતી નથી ત્યાં સુધી આપણે તેનાં વર્ષો ગણતા નથી." આપણે આપણાં વર્ષોનો જે અઠીક રીતે ઉપયોગ કરીએ છીએ તે અઠીક રીત આપણને જેટલા વૃદ્ધ બનાવે છે તેટલા વૃદ્ધ તે વર્ષોની સંખ્યા આપણને બનાવતી નથી.

કોઇ પણ પ્રકારનો અતિરેક દીર્ઘાયુષ્ય અને દીર્ઘ તરુણાવસ્થાનો શત્રુ છે. પાપી અને ભ્રષ્ટ જીવનનાં કટુ સ્મરણો અકાળે વદન પર કરચલીઓ પાડે છે; આંખનું તેજ અને પગની ચપળતા હરી લે છે અને મનુષ્યનું જીવન સત્ત્વહીન તથા રસહીન બનાવી દે છે.

નીરોગી કેમ રહેવું તે વાત આપણે સારી રીતે જાણતા નથી તેથીજ આપણે બિમાર, સુસ્ત અને નિરૂત્સાહી બનીએ છીએ. યૌવન કેમ જાળવી રાખવું તેનું પૂરતું જ્ઞાન નહિ ધરાવતા હોવાથી વૃદ્ધાવસ્થાને પ્રાપ્ત થઇએ છીએ. બિમારી એ અજ્ઞાન અને ખોટી વિચારશૈલિનું પરિણામ છે. એક એવો સમય આવશે કે જ્યારે મનુષ્ય અગ્નિમાં હાથ ઘાલ-

વાના વિચારની પેઠે વ્યાધિ અને નિર્બળતાના વિચારોનો પરિત્યાગ કરશે. જે માણુસ હમેશાં યોગ્ય વિચાર કરે અને પોતાના શરીરની સાધારણ સંભાળ લે તે વ્યાધિગ્રસ્ત બની શકે નહિ. મનુષ્ય જો માત્ર યૌવનનાજ વિચારો કરે તો તે પોતાનું યૌવન તેની સાધારણ મુદ્દત કરતાં ઘણા લાંબાકાળ સુધી જાળવી શકશે.

કહે છે કે "દીર્ઘાયુષ્ય ભોગવનારાઓ મહાન આશાવાદીઓ હોય છે." જો તમે નિરાશાઓની સામે થઇને તમારી આશાને જાગ્રત રાખો અને આનંદપૂર્વક સર્વ મુશ્કેલીઓની સામે થાઓ; તો વૃદ્ધાવસ્થાને તમારા શરીર પર દેખાવ દેવો બહુ મુશ્કેલ થઈ રહેશે.

પ્રેમ, આનંદ અને ઉત્સાહનો ત્યાગ કરશો નહિ. તેઓ કરચલીઓને અટકાવનારાં તાવીજ છે. જો તમારૂં મન હમેશાં પ્રેમથી પરિપૂર્ણ અને સર્વ પ્રત્યે પરોપકારી પરમાર્થી ભાવનાઓથી ભરેલું રહેશે તો ઘણાં વર્ષોસુધી તમારૂં શરીર તાજું અને બળવાન રહેશે. જે હૃદય ઉદાર અને ઉત્સાહના આવેગથી ઉષ્ણ રહે છે તે કદી પણ વૃદ્ધાવસ્થા, તિરસ્કાર, ભય અથવા ચિંતાથી ઠંડુ થતું નથી.

જો તમે વૃદ્ધાવસ્થાની અસર નહિ થવા દેવા માગતા હો તો પાછળ જોવાને બદલે આગળ જુઓ; અને તમારા જીવનમાં બની શકે તેટલી વિવિધતા અને રસવૃત્તિ દાખલ કરો. શારીરિક અથવા માનસિક એકનું એકજ કાર્ય કર્યા કરવું અને બીજા પ્રકારના કાર્યનો અભાવ એ વૃદ્ધાવસ્થાને ઉપજાવનાર છે.

જ્યારે ઍથેન્સના ઋષિ સોલનને એવો પ્રશ્ન કરવામાં આવ્યો કે "તમારા બળ અને તારુણ્યની ચાવી શું છે?" ત્યારે તેણે કહ્યું કે "દરરોજ કાંઇ ને કાંઈ નવીન જાણવું શીખવું એ મારા સામર્થ્ય અને યૌવનની ચાવી છે."

આ વિચારમાં એક મહાન સત્યનું મૂળ રહેલું છે. આરોગ્યપ્રદ પ્રવૃત્તિ મન તેમજ શરીરની દૃઢતા તથા સંરક્ષણ કરે છે અને તેમને યૌવનોચિત શીઘ્રતા તથા ચપળતા આપે છે. એટલા માટે જો તમને વર્ષોની સામા થઇને યૌવન પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તો તમારે દિનપ્રતિદિન

ઉન્નત વિચારો ગ્રહણ કરતા રહેવું જોઈએ; તમારૂં હૃદય અને મન વધારે વિશાળ કરવું જોઇએ અને તમે જીવન-યાત્રામાં જેમ જેમ આગળ વધતા જાઓ, તેમ તેમ સત્યનાં ઉત્તમોત્તમ પગથિયાં અને સ્ફૂરણો સમજવા, સ્વીકારવા તથા ગ્રહણ કરવાને અધિકાધિક કટિબદ્ધ રહેવું જોઇએ.

પરંતુ વૃદ્ધાવસ્થાનો સૌથી મહાન વિજેતા તો આનંદી, આશામય અને પ્રેમી સ્વભાવ છે. જે માણસ વર્ષોને જીતી લેવાની ઇચ્છા ધરાવતો હોય તેણે સર્વ પ્રત્યે ઉદારતાથી જોવું જોઇએ. તેણે ચિંતા, દ્વેષ, દુષ્ટતા અને ઈર્ષ્યા વગેરે કટુતાને પોષનારી, વદન પર કરચલીઓ પાડનારી અને આંખને નિસ્તેજ બનાવનારી સમસ્ત નાની નાની ક્ષુદ્રતાઓ છોડી દેવી જોઇએ. પવિત્ર અંતઃકરણ, સુદૃઢ શરીર, વિશાળ નિર્વિકાર અને ઉદાર હૃદય તથા વર્ષોની અસર નહિ થવા દેવાનો નિશ્ચય એ તારુણ્યનો ઝરો છે અને તે પ્રત્યેક મનુષ્યે પ્રાપ્ત કરવા યોગ્ય છે.

# प्रकरण ३४ मुं—त्याग करो.

જે વસ્તુઓ તમને પાછળ રાખે અથવા દુઃખ આપે તે વસ્તુઓને વળગી રહેશો નહિ. ચિંતા, વ્યાકુળતા, ખિન્નતા, છિદ્રાન્વેષણ અને ચીઢીઆપણાનો ત્યાગ કરો. ટીકાનો ત્યાગ કરો. ભયનો ત્યાગ કરો. ચિંતા અને દુઃખદાયક તથા સ્વાર્થી જીવનનો ત્યાગ કરો. ખોટા, નિરુપયોગી, મૂર્ખતાભરેલા વિચારોનો ત્યાગ કરો. આડંબર, નીચતા અને કુકર્મનો ત્યાગ કરો. ખોટો દેખાવ કરવાનો ત્યાગ કરો. દુરાચારનો ત્યાગ કરો. તમને પતિત કરનાર ખોટા વિચારોનો ત્યાગ કરો. જો આમ કરશો તો તમે કેટલી બધી સરળતા, સુગમતા, સ્વતંત્રતા અને સત્યતાથી કામ કરી શકશો અને તમને લક્ષ્યપ્રાપ્તિની કેટલી બધી ખાત્રી થશે તે જોઇને તમે આશ્ચર્યચકિત થશો.

જો તમારા પર એકાદ ખરાબ પ્રસંગ આવ્યો હોય તો તેને વિસરી જજો. જો તમે તમારા ભાષણમાં, તમારી કવિતામાં, તમારા પુસ્તકમાં, તમારા લેખમાં એકાદ ભૂલ

કરી હોય; જો તમે એકાદ મુશ્કેલીભરી સ્થિતિમાં મુકાયા હો; જો તમે પતન પામ્યા હો અને અયોગ્ય પગલાથી તમારી જાતને ઇજા કરી હોય; જો તમને ગાલીપ્રદાન કરવામાં આવ્યું હોય અને તમારી નિંદા કરવામાં આવી હોય; તો એવી કોઇ પણ વાત ઉપર વિચાર કર્યા કરશો નહિ. કેમકે એવી સ્મૃતિઓમાં જરા પણ સુખદાયક તત્ત્વ નથી અને તમારા ઘણા સુખી કલાકો હરી લેશે. એમાં કશો માલ નથી. તેનો ત્યાગ કરો. તેમને તમારા મગજમાંથી સદાને માટે ભૂંસી નાખો. જો તમે અવિવેક કર્યો હોય; જો તમે મૂર્ખતા વાપરી હોય; જો તમારી ચર્ચા થતી હોય; તમારી ઇજ્જત એવી કલંકિત થઇ ગઇ હોય કે તેમાંથી તમે કદી છૂટી શકશો નહિ એવો તમને ભય હોય; તો તેની એવી ભયંકર છાયાઓને—તેનાં એવાં ખડખડતાં હાડપિંજરોને તમારી સાથે ઘસડયા કરશો નહિ. તેમને તમારી સ્મૃતિમાંથી અને ચિંતનમાંથી તદ્દન ભૂંસી નાખો; તેમને ફેંકી દો; તેમને ભૂલી જાઓ; તમારા સ્મૃતિપટને સ્વચ્છ બનાવો અને ભવિષ્યને માટે તેને સ્વચ્છ રાખવામાં તમારી સમસ્ત શક્તિઓનો ઉપયોગ કરો.

નિશ્ચય કરો કે, તમે હવેથી એવી તેવી ભૂતાવળોને સાથે લઇને ફરશો નહિ અને મગજમાં અવકાશ આપશો નહિ. તેમણે ચાલ્યા જવું જોઈએ અને આનંદને સ્થાન આપવું જોઇએ. નિશ્ચય કરો કે, તમે અશાંતિની સાથે કાંઇ પણ સંબંધ રાખશો નહિ અને પ્રત્યેક પ્રકારની અશાંતિને તમારા મનમાંથી હદપાર કરશો. તે ગમે તેટલી પ્રબળ કે દ્દઢ હોય પણ તેને દૂર કરો. તેને વિસરી જાઓ. તેની સાથે કાંઇ પણ સંબંધ રાખો નહિ. વ્યાકુળતા, ચિંતા, ભય અને શોકરૂપી તુચ્છ શત્રુઓને તમારી શક્તિ નષ્ટ કરવા દેશો નહિ. કારણ કે ભાવી કાર્યસિદ્ધિને માટે એ તમારી બહુ અગત્યની મૂડી છે.

શોકાકુળ વદન, વ્યગ્ર ચહેરો, વ્યાકુળ મન અને ચીઢીઓ સ્વભાવ એ તમે તમારી જાતને અંકુશમાં રાખી શકતા નથી તેનાં પ્રમાણો છે. તે તમારી નિર્બળતાનાં અને પરિસ્થિતિને પહોંચી વળવાની અશક્તિનાં ચિહ્નો છે. તેમને હાંકી કાઢો. તેમને ફેંકી દો. તમારી જાતપર કાબુ મેળવો.

